# પાનકી પતિયાં!

ક્યા

# છોટી છોટી બતિયાં!!

પ્રકાશક:
"ગુજરાતી" પત્રના માલિકો

વિ. સં. ૧૯૮૮ ઇ. સ. ૧૯૩૨

પુસ્તક મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,

સાસુન બિલ્ડિંગ,

એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ નં. ૧.

(પ્રકાશકોએ સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે

34119

# પ્રસ્તાવના



"ગુજરાતી" પત્રમાં જ્યારથી ચાલુ મોટી વાર્તાઓ આપવાનો રવૈઓ તેના આદ્યતંત્રી, સંચાલક અને માલીક અમારા પૂજ્ય પિતા શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ પાડયો, ત્યારથી એ ચાલુ બે મોટી વાર્તાઓની વચ્ચે નાની નાની વાર્તાઓ—નવલિકાઓ આપવાનું ધોરણ પણ ગ્રહણ કરેલું હતું. પુસ્તકનું જે નામ રાખ્યું છે તેનો હેતુ તો એટલો જ માત્ર છે કે પાનની પટ્ટી બનાવીએ, અને તેમાં જેટલી વાર લાગે તેટલી આ છોટી છોટી વાતો વાંચતા વાર લાગે. સારાંશ કે આ જાતની બોધપ્રદ નવલિકાઓ વાંચનારના કરકમલમાં આપવાનો પ્રઘાત પાડનાર સાપ્તાહિક પત્રોમાં "ગુજરાતી" પત્ર પ્રથમ છે. આવી પાનની પટ્ટીઓ અને છોટી છોટી બતીયાં અનેક વાર "ગુજરાતી" પત્રમાં છપાઈ ગઇ છે, પરંતુ તેનું પુનઃ મુદ્રણ કરવામાં આવ્યું નહોતું. પણ "ગુજરાતી"ના ઘણા, નવલિકાઓનો સંગ્રહ કરી રાખનારા વાંચનારાઓનો આગ્રહ થવાથી આ વરસે તેઓ છેલ્લો હપ્તો ફરી છાપવામાં આવ્યો છે, અને એ રીતે નવલિકાસાહિત્યમાં એક પ્રકારનો ઉમેરો થાય છે, જે "ગુજરાતી" જનતામાં પણ આદરને પાત્ર થશે.

અનુક્રમણિકા ઉપર નજર નાંખવાથી આ નવલિકાઓ "ગુજરાતી" પત્રના કયા અંકમાં, કયારે છપાઇ ગઇ અને તેનો કોણ લેખક છે તે સમજાશે. આ રીતે જૂદા જૂદા લેખકોએ તૈયાર કરેલી વિવિધ પ્રકારની સ્વાદદાર પાનની પટ્ટીઓ વાંચનારના ઉપભોગમાં આવશે, અને વાર્તારૂપ પાનની પટ્ટીઓ બનાવનારાઓનું લેખન અને બુદ્ધિચાતુર્યરૂપ મસાલાની પરીક્ષા કરવાની સુજ્ઞ વાંચનારાઓને તક મળશે. આ સર્વ લેખક મહાશયોનો અમે અત્રે ઉપકાર માનીએ છીએ.

રામનવમી. ૧૯૮૮
મુંબઈ.

પ્રકાશકો

# અનુક્રમણિકા



(આમાં હિન્દી લેખક શ્રી પ્રેમચંદજીની વાર્તાઓનો અનુવાદ કરનાર
રા. મકનજી હરજીવન મહેતા છે.)

# पानकी पतियाँ !
## क्या ?
# छोटी छोटी बतियाँ !

## ઠગારી

### ૧

નારી કૃત્ય નફ્ટ કરે, ધરે ન શંક લગાર; સમજુ ચાલે સમજીને, વધુ ન કરે વ્યવહાર.
નારી કદિ નફ્ટ બની, યાર ચાર બની જાય; શાણા જન સમજી રહે, જેથી અહિત ન થાય.

પૂર્વ કાળની આ એક દંતકથા છે. તે કાળમાં એક શહેરમાં કામકળા નામની એક સ્ત્રી રહેતી હતી. આ સ્ત્રીનો મુખ્ય ધંધો લોકોને ઠગવાનો હતો. તે હાથમાં એક માળા લઇ સાધ્વીની માફક ગમે તેના ઘરમાં જતી હતી, તેને લોકો સાચી સાધ્વી જાણીને કોઇ પણ પ્રકારની તેના ઉપર શંકા ધારતાં નહોતાં. મહારાજ તુલસીદાસજીએ સત્યજ કહ્યું છે કે 'વેષ પ્રતાપ પૂજિયત શોઇ' અર્થાત્ ઠગ માણસો પણ સાધુ પુરૂષોનો વેષ ધારણ કરી પૂજનીય થઇ પડે છે. આ બાઇનું પણ તેમજ હતું. તે ઘરમાં જઇ ઘરનાં સ્ત્રીવર્ગની પાસે બેસતી અને તેમના પાસેથી ઘરની તમામ હકિકત વાતચિતમાંજ તે મેળવી લેતી હતી. વળી તે વાક્ચાતુર્યમાં તો એવી ચપળ હતી કે તેનો ભેદ કોઇ જાણી શકતું નહોતું. પરંતુ તે સહુ કોઇનો ભેદ જાણી લેતી હતી. વળી તેને દેશમાં પ્રચલિત એવી ઘણી ભાષાઓ પણ આવડતી હતી, જેના પ્રતાપે તે ગમે તે ભાષા જાણનાર મનુષ્ય સાથે વાતચિત પણ કરી શકતી હતી.

આ ઠગ સ્ત્રીને ત્રણ પુત્રીઓ હતી. તે દેખાવમાં સુંદર હતી. તેના ત્રણ જમાઇઓને તેણે ઘરજમાઇ બનાવી પોતાની ઇચ્છા મુજબ કામ કરવાની શરતે રહેવા સારૂ

પોતાની પુત્રીઓ પરણાવી હતી. જ્યારે તે એક ઘરનો ભેદ પ્રાપ્ત કરતી હતી, એટલે પછી પોતાની પુત્રીઓ અથવા તો જમાઇ ઓની મારફત પ્રસંગ પ્રાપ્ત થવાથી તે તે ઘરમાં જઇ ચોરી કરી લાવતી હતી.

આ તેના જાહોજલાલીભર્યા કાર્યથી તેણે કેટલોક વખત સુધીનો પોતાનો વ્યવહાર નિરંકુશપણે ચલાવ્યો, પરંતુ જેમ કહેવત છે કે "છીનાળું છપ્પન હ્હાડે છાપરે ચડીને ભૂંકે છે," તેમ આ બાઇને પણ થયું. ગામ નાં લગભગ તમામ માણસોને તેણે ઠગેલા હોવાથી સહુ કોઇ તેનાથી કંટાળી રહેલું હતું. નગરના આગેવાન લોકોએ રાજા પાસે જઇ પોતાની ફર્યાદ પેશ કરી. રાજાએ પણ લોકોની હકીકત સાંભળી તુરતજ આ સ્ત્રીને પકડી લાવવાનો હુકમ ફરમાવ્યો, પરંતુ આ ચાલાક સ્ત્રી તે હકિકત જાણી ગઈ અને ઘરની બહાર નીકળી નહિ. તેથી કેટલોક વખત સુધી તો કોઇ તેને પકડી શકયું નહીં. આખરે નગરના કોટવાળે તેને પોતાની ચાલાકીથી પકડી, અને રાજા સમક્ષ રજુ કરી. રાજા એના વિરૂદ્ધની ફર્યાદો સાંભળી પ્રથમથીજ ક્રોધિત થયેલ હતો, એટલે તેણે તુરતજ તેને ફાંસીની શિક્ષા ફરમાવી. આ વખતે રાજાના વજીરોએ તેને અરજ કરી કે, "હજુર, સ્ત્રી જાતિને ફાંસી આપવી તે નીતિ અને ધર્મશાસ્ત્રોથી વિરૂદ્ધ છે. માટે તેને ફાંસીની શિક્ષા ન ફરમાવતાં હજુરની ઇચ્છા હોય તો તેને હદપારનો હુકમ ફરમાવવામાં આવે." રાજાને પણ વજીરોનું કહેવું વ્યાજબી લાગ્યું અને તેથી તેને હદપાર કરવામાં આવી. પરંતુ તેના ત્રણ જમાઇઓને તો રાજાએ ફાંસીએજ ચડાવ્યા.

હવે કામકળા પોતાની ત્રણ પુત્રીઓ સાથે રાજાના રાજ્યની હદ છોડી બીજા અજાણ્યા દેશમાં ગઇ. ત્યાં પણ તેણે રાજધાનીનુંજ શહેર રહેવાને માટે પસંદ કર્યું. શહેરની બહાર એક મકાન ભાડે રાખી રહેવા લાગી. તેણે થોડા દિવસ પુત્રીઓને ઘરમાં રાખી પોતાનું મોં કોઇ જોઈ જાય નહીં તેથી મોં ઉપર બુરખો નાંખી હાથમાં માળા લઇ શહેરમાં ફરવા માંડયું. આ રીતે તેણે શહેરની તમામ ગલી કુંચીઓ અને મુખ્ય રસ્તાની માહિતી મેળવી લીધી.

જ્યારે શહેરથી બરાબર માહિતગાર થઇ એટલે એક દિવસ ઉમદા પ્રકારના વસ્ત્રાલંકાર પહેરી, મોં ઉપર બુરખો ઓઢી, પોતાના ધંધા સારૂ બહાર નિકળી અને શહેરમાંના એક મહોલ્લામાં, જ્યાં સારાં સારાં મકાનો શોભી રહ્યાં હતાં, અને તમામ મકાનો આકાશની સાથે વાતચીત કરી રહ્યાં હતાં, તેમજ અંદર ઇન્દ્રભુવનના સમાન સજાવટો હતી, તે મહોલ્લામાં ગઇ. તેણે એક મકાનમાં પાપી અને પ્રપંચી નિગાહ નાંખી તો એને જણાયું કે તે ઘરમાં સુંદર ગાલીચા ઉપર મખમલની ગાદી બિછાવીને એક યુવાન સ્ત્રીજ માત્ર બેસી રહેલી છે. મહોલ્લામાં રમતાં બાળકોને પૂછી તેની તમામ માહિતી તેણીએ મેળવી લીધી. તેને બાળકોથી જણાયું કે, એ ઘરનો માલિક એક મોટો

નમાં આ ભોળી છોકરી કંઇ ઠગો સમજી શકી નહિ. તેણે તેની સારી બરદાસ્ત કરી અને પોતાની નોકરડી પાસે ખાવાનું મંગાવી બંને જણીઓએ સાથે ખાઇ લીધું અને વિવેકમાં જણાવ્યું કે—"તમોએ મારી મરણ પામેલી માના સમાન મારા ઉપર પ્રેમ બતાવ્યો છે. તમને મળવાથી મને મારી માતાનો પ્રેમ યાદ આવ્યો. જો તમારો મારા તરફ સાચો માતૃપ્રેમ ન હોય તો આટલી લાંબી મુસાફરી કરી અહીં સુધી આવો પણ શા સારૂ?"

આ ઠગાઇના કામમાં પ્રવીણતા ધરાવતી સ્ત્રીએ માત્ર જુજ વખતમાંજ આ બાઇને વશ કરી દીધી. વાતચિતમાં સાંજનો સમય થવા આવ્યો, એટલે તેણે પોતાના મુકામ ઉપર જવાની રજા માંગી. પેલી છોકરીએ કહ્યું કે—"તમારા પાસેથી જુના સમયની વાતો સાંભળીને અને મારા તરફનો પ્રેમ જોઇને તમારાથી છુટું પડવાનું મારૂં દિલ કબુલ કરતું નથી. હું એક ઘડી પણ તમારાથી છુટી પડીને રહી શકું નહિ. પરંતુ મારો ઉપાય નથી કે તમો તમારા ઘરથી છુટાં પડી મારી સાથે રહી શકો, તેથીજ તમને જવા કહું છું. પરંતુ મારી ખાસ માગણી છે, કે મને પણ પોતાની પુત્રીઓ સમાન ગણીને મારા ઉપર કૃપા કરીને વખતો વખત મારી પાસે આવતાં રહેજો."

કામકળાએ તેને ઉત્તર આપ્યો કે, "હું જરૂર વખતો વખત તારી પાસે આવતી રહીશ." આમ કહીને તે ચાલી ગઇ.

બીજા દિવસની સવાર થઇ એટલે કિરાતિની કામકળા પોતાના પાશમાં સપડા ચલી પંખિણીના મકાનપર પહોંચી ગઇ. એ દિવસ પણ એણે આગલા દિવસની માફક વિવેકસરની વાતો કરી વિદાય લીધી.

ત્રીજા દિવસે આ કપટી સ્ત્રીએ પેલા શેઠની છોકરી પાસે જઇ, પોતે જાણે કંઇ શોકમાં હોય એવો દેખાવ કર્યો. આથી પેલી છોકરીએ પૂછ્યું કે—"હે માજી ! આજે તમારો ચહેરો કેમ ઉદાસ છે ?"

છોકરીનું કહેવું સાંભળી કામકળા રોવા લાગી ગઇ. જેનું હૃદય બિલકુલ નિર્મળ છે,। જેને આવાં પાપી મનુષ્યોનો કોઇ સમયે સંસર્ગ થયો નથી, તેવી આ છોકરી ગભરાઇ અને પૂછવા લાગી કે—"માજી, આપ એકાએક આમ રડો છો શા સારૂ ? એનું જે કારણ હોય તે મને આપ સુખેથી કહો, જો મારાથી તેનો ઉપાય બની શકશે તો હું તેનો અમલ કરવામાં લગાર પણ વાર નહીં કરૂં. પરંતુ તમારી સેવા કરવામાં હું મારાં મહદ્ભાગ્ય માનીશ."

કપટી સ્ત્રીએ જણાવ્યું કે "હું જે કારણથી રોઉં છું તે કારણ એવું નથી કે જે હું તમને જણાવી શકું."

છોકરીને તેના ઉપર પૂર્ણ ભરોસો થયો અને તેથી તેણે તેને કહ્યું– "તમો તમારી જે હકીકત હોય તે મારા સમક્ષ ન કહી બતાવો તો મારા સોગન છે."

પાપીણી કિરાતિનીએ પોતાની આંખ સંગેરતાં કહ્યું કે—"મારી કહેતાં જીભ ઉપડતી નથી, પરંતુ તેં મને તારા પોતાના સોગન આપેલા હોવાથી કહ્યા સિવાય ચાલતું નથી. હકિકત એવી છે કે મારો એકનો એક નવજવાન પુત્ર છે, જે અહીં ઝવેરાતનો ધંધો ચલાવે છે. તે જે દિવસે હું પ્રથમ તારી પાસે આવી ત્યારે મારી પૂંઠે પૂંઠે આવી આ તરફ ઇન્દ્રભુવનની અપ્સરાને લજ્જીત કરે તેવું તારૂં રૂપ જોઇ તારા ઉપર મોહતાજ બની ગયો છે. તે રાત્રિ દિવસ ગમગિનીમાંજ રહ્યા કરતો હતો, અને ખાતો પણ નહોતો. મેં તેને બહુ રીતે પૂછ્યું પણ તેણે તેનું કંઇ પણ કારણ ગઇ કાલે રાત્રિ સુધી બતાવ્યું નહીં. જ્યારે મેં બહુ આગ્રહ કર્યો ત્યારે ગઇ રાત્રે તેણે એવું જણાવ્યું કે 'તેને બીજી કંઇ ઇચ્છા નથી પરંતુ માત્ર એક વખતજ તારૂં મોં જોઈ તારી સાથે વાતચીત કરવી છે. વળી તેણે મને એમ પણ જણાવ્યું છે, કે જો તે તારી સુંદર મૂર્તિ જોવા નહીં પામે તો પ્રાણ પણ ખોશે, અને વળી તે ત્યાં સુધી ખાશે પણ નહીં અને આવી રીતે દિલગીરજ રહ્યા કરશે.' મેં તેનું આ કહેવું સાંભળ્યું ત્યારે તો મારી તમામ પ્રકારની ધીરજ નાસી ગઇ. અને હું તને આ સમાચાર શી રીતે કહું તેના વિચારમાં હતી, અને મારી જીભ ઉપડી શકિત નહોતી તેવામાં તેં તારા સોગન ખવડાવ્યા તેથી મેં તને આ સમાચાર કહ્યા. બાકી તો હું તને નજ કહી શકત. હવે તને યોગ્ય લાગે તે વિચાર કરીને જવાબ આપ. મારા એકના એક પુત્રને બચાવવો કે મરવા દેવો તે

પોતાના કૃત્રિમ પુત્ર પાસે ગઇ અને તેને તેણે સલામ કરી એટલે પેલા વેપારીએ કોઇ સારા ઘરની વૃદ્ધા છે એમ જાણી તેને પૂછ્યું કે: "કેમ માજી, આપને મારી સાથે કંઇ ખાનગી વાત કરવાની છે?"

તેણે જવાબ આપ્યો કે—"જી હા, મારે તમારા કાનમાં કંઇ વાત કરવાની છે."

વેપારી તેને દુકાનમાં લઇ ગયો, અને પછી તેને કહ્યું કે—"હવે તમારે જે કંઇ કહેવું હોય તે બેધડક કહો, અહીં કોઇ પ્રકારની અડચણ નથી."

કામકળાએ તેને જણાવ્યું કે: "મારી હકિકત એવી છે કે હું એક પરદેશી સ્ત્રી છું. મારે એક ૧૪ વર્ષની ઉમ્મરની પુત્રી છે, તે કાલે મારી સાથે આ બજારમાં આવી હતી, તેથી તમને જોયા અને તે પોતાના જીવ સાટે તમારા ઉપર માશુક બની ગઇ છે. અને આજે પણ તમને જોવા સારૂ મારી સાથે બજારમાં આવી છે. તમને જોવાની તેની ઇચ્છા છે. જો કે મારી તમને તે હકિકત કહેતાં બહુજ શરમ આવે છે પરંતુ મારી છોકરીના જીવના ખાતર હું તમને આ અરજ કરૂં છું, કે હવે તેની જીંદગી તમારા હાથમાં છે. માટે યોગ્ય હોય તે કરો."

આ શેઠ સાહેબ સામા પગલે છોકરીની મા બોલાવવા આવે અને નવજવાન સ્ત્રી સાથે મઝા માણવાનો લાભ મળે તેની શા સારૂં ના કહે? તેમણે તે ડોશીની દયા જાણતાં જણાવ્યું કે—"જો તમારી છોકરીનો પ્રાણ એવી રીતે બચી શકતો હોય

તો મને એમાં શી હરકત છે ? હું હા જરૂર છું."

સ્ત્રીએ કહ્યું "ત્યારે જલ્દિથી મારી સાથે ચાલો, તેને હવે દુઃખી કરવામાં શો સાર છે?"

શેઠે "બહુ સારૂં" નો જવાબ આપ્યો. પછી દુકાન બંધ કરી અને પોતાની શિલક માંનું કેટલુંક જવાહિર તથા નગદ નાણું— કોથળીઓમાં ભરી લઇને આ સ્ત્રીની સાથે નિકળ્યો. આગળ આ પાપી સ્ત્રી અને તેની પાછળ આ બે જુવાન પંખીડાં ચાલ્યાં. તેઓ એક ગલીમાં આવ્યાં ત્યારે આ કામ કળાને રસ્તા ઉપરજ એક ધોબીની દુકાન નજરે પડી, જેને બે બારણાં હતાં. રસ્તા ઉપરના મુખ્ય દરવાજા ઉપર ધોબી બેઠો હતો. તેની પાસે જઇ આ ઠગારીએ કહ્યું કેઃ "મારો પુત્ર અને તેની પત્ની, જેઓ મારા પાછળ પાછળ આવે છે, તેઓ સવારથી શહેરમાં ફરતાં ફરતાં થાકી ગયાં છે. હવે બરોબર બપોર થયા છે. માટે જો તું રજા આપે તો તારી દુકાનમાં બેસીને લગાર થાક ખાઇએ, અને કંઇક ખાણું ખાઇ લઇએ. તને તેના બદલામાં એક રૂપિયો ઇનામનો આપશું."

પૈસો એક એવી વસ્તુ છે કે જેની લાલચથી ન બનવાનું કામ પણ બની શકે છે. મોટા મોટા સાધુ પુરૂષોને પણ તે પોતાના મેસ્મેરીઝમનો અનુભવ કરાવે છે. પછી બિચારા ગરીબ ધોબીનું તો કહેવુંજ શું ? તેણે તેને જવાબ આપ્યો કે—"મારૂં મકાન બહુજ મોટું છે, તેમાં તમો કદાચ ઘડી પડી બેસશો તો મને શી હરકત છે ? તમો કહેશો તે નાસ્તો પણ લાવી આપીશ."

ઠગારી સ્ત્રીએ તેને બે રૂપિય આપી બઝારમાં મોકલ્યો. પોતાનાં પુત્ર પુત્રીને કહ્યું કે બરોબર બપોર થઇ ગઇ છે અને મકાન હજુ બહુ દૂર છે, તેમજ ભૂખ પણ લાગી છે, માટે તમો થોડો વખત અહીં આરામ લો. મેં ધોબીને ખાવાનું લઇ આવવા પૈસા આપ્યા છે તે લઇને આવે એટલે થોડો નાસ્તો કરી આપણે જઇએ."

આ બંને યુવાન સ્ત્રી પુરૂષ ભર યુવાવસ્થામાં હતાં, અને એમનાં દિલ પેલી ઠગારીના કહેવાથી, અને સાથે સાથે આવ્યાં તેથી એક બીજાને જોઇને મળવાના વિચારમાંજ હતાં અને એવામાં આ ઠગારીએ આરામ લેવા કહ્યું એટલે બેમાંથી કોઇએ ના કહી નહીં. તેણે સમ્મતિ આપી એટલે આ ડોશી તેને ધોબીના ઘરમાં એક ઓરડી પાસે લઇ ગઇ અને તેમને કહ્યું કે, "અત્યારે ગરમી બહુજ થઇ છે માટે યોગ્ય છે કે તમો તમારાં ઝવેરાત અને વસ્ત્રો જરૂરીયાત રાખી બાકીનાં ઉતારી અંદરની ઓરડીમાં બેસો અને ખાવાનું ધોબી લાવે એટલે આપણે ખાઇને જઇએ."

આ ડોશીના કહેવાથી આ બંને જણાંએ તેમનાં દરદાગીના તથા કેટલાંક કિમ્મતી કપડાં અને પેલા ઝવેરીની દુકાનનો માલ આ પરગજુ ભલી બાઇને સોંપીને ઓરડીમાં ગયાં. અને અગ્નિ ને ઘી કંઇ સાથે રહી શકતાં હશે ખરાં કે? આમના ઓરડીમાં ગયા બાદ આ ભલી બાઇએ ઓર

ડીનાં દ્વાર બંધ કર્યાં. ડોશી આ પ્રસંગનો લાભ લેવા સારૂ રસ્તા ઉપર કોઇ મજુર મળે તો રાહ જોતી ઉભી, એવામાં એક મજુર આવ્યો. એના પાસેથી એની ટોપલી એણે ભાડે લીધી અને તેમાં તમામ વસ્તુઓ ભરી પોતાનાજ માથે તે ટોપલો ઉપાડી ધોબીના ઘરને તાળું વાસી તેની કુંચી પેલા હમાલને આપી અને કહ્યું કે, "તું લગાર સાવધાનીથી અહીં બેસજે, કારણ કે મારો કેટલોક સરસામાન હજી બાકી છે તે હું બીજી વખત આવીને લઇ જઇશ."

આમ કહીને તે તો રફુચક્કર થઇ ગઇ. હમાલ કુંચી લઇ બારણા પાસે બેઠો. ધોબી બઝારમાં નાસ્તો લેવા ગયો, આ બંને શિકાર મકાનની ઓરડીમાં રહ્યાં, અને પોતે ઘર ભેગી થઇ તમામ વસ્તુને વગે કરી નિશ્ચિંત થઇને બેઠી.

કામકળાના ગયા બાદ થોડો વખત પછી બઝારમાં નાસ્તો લેવા ગયેલો ધોબી નાસ્તો લઇ આવી જુએ છે તો મકાનને તાળું વાસેલું છે, અને બહાર રાખવામાં આવેલાં કપડાં મહીંથી કેટલાંક કપડાં પણ ગેબ થઇ ગયાં છે, અને દરવાજા પાસે એક હમાલ બેસી રહેલો છે. ધોબીએ પેલા હમાલને કહ્યું કે, "અરે, ઓ નાલાયક, તું કોણ છે? અહીં વગર કારણે મારા ઘર આગળ શું કામ બેઠો છે. જેણે મને બજારમાં ખાવાનું લેવા મોકલ્યો હતો તે પેલી ઘરડી ડોશી કયાં છે? અને અહીં મારાં બધાં કપડાં હતાં તે કયાં ગયાં?"

હમાલે ચિરડાઇને કહ્યું કે, "નાલાયક, તું કોણ છે? ખબરદાર એ મકાનના ઉપર પગ પણ મૂક્યો છે તો, પેલી ડોશી ઘરની કુંચી મને સોંપીને તેનો સરસામાન તેના બીજા ઘરમાં લઇને ગઇ છે."

ધોબીએ જાણ્યું કે "હરામી? કંઇ બાવરો બની ગયો છે કે શું? આ ઘર તો મારૂં છે, તું મને રોકનાર કોણ છે?" આ બેમાં તકરાર વધી પડી. છેવટે ગાળમગાળમાંથી હાથ ચાલાકી ઉપર પણ આવી ગયા.

આ તકરારનો અવાજ સાંભળી અંદરથી પેલા ઝવેરી ભાઇએ અને પેલા શેઠની પુત્રી બાઇએ જોયું તો તેમને જણાયું કે બહાર ધોબી અને હમાલ લડી રહ્યા છે. ઝવેરીએ ધોબીને બૂમ મારી કમાડ ઉઘાડવા કહ્યું, ધોબીએ કમાડ ઉઘાડયાં અને અંદર ગયો અને આ બંને જણનેજ બાઝી પડયો અને કહેવા લાગ્યો કે—"હરામઝાદાઓ! પેલી તમારી નાલાયક ડોશી કયાં ગઇ, તે તો મારો સરસામાન તમામ ઉઠાવી ગયબ થઇ ગઇ છે. હું તમને શહેરના હાકેમ પાસે લઇ જઇશ, અરે તમોએ મારી સાથે નાલાયક વર્તણુંક શા સારૂ ચલાવી છે?"

આ ધોબીનું કહેલું સાંભળી પેલા હમાલને પણ લાગ્યું, કે આ રાંડ ડોશી તો મને પણ ઠગી ગઇ છે, અને આ તેનાં સગાં છે, તેથી તે પણ તેમને બાઝીને કહેવા લાગ્યો કે—"મારી સાથે પણ તે ઠગાઇ કરી ગઇ છે. માટે મારી ટોપલી અને ભાડું

લાવ, નહીંતર હું પણ સાથેજ હાકેમને ત્યાં આવીશ.”

પેલો બિચારો શરાફ ગભરાયો અને કહેવા લાગ્યો કે:–“અરે મૂર્ખાઓ! તે તો મારી કંઇ સંબંધી નથી, પરંતુ આ છોકરીની મા હતી.”

પેલી શેઠની ભોળીભાળી છોકરી પણ ગભરાઇ અને એણે જાણ્યું કે હવે તો આ બધી બલા મારા ગળામાં આવી વળગવાની તૈયારી છે, તેથી તેણે તેમને કહ્યું કે: “વાહ! વાહ! વળી મારી મા કયાંથી તે થઇ આવી? તમો તો જુઠુંજ કહેવા લાગ્યા કે? તે તો મને તમારી મા હોવાનું કહેતી હતી.” પાછી પેલા ઝવેરી તરફ ફરીને તેને કહેવા લાગી કે: “અરે, તમોએ તો મારી સાથે બહુજ જુલ્મ કર્યો. મારી આબરૂ લીધી, અને વળી મારા કિમતી દાગીના અને કપડાં પણ તમારી ડોશી ગેબ કરી ગઇ.”

જ્યારે આવી રીતે અંદર અંદર વાત ચિત થવા લાગી ત્યારે સહુને જણાયું કે આ બધાંય કૃત્યો પેલી પાપીણી ડોશીનાંજ છે. આમાં આપણા પૈકી કોઇનો વાંક નથી. માત્ર સહુ તેની ઠગાઇનો ભોગ થઇ પડયાં છઇએ.

આખરે સહુ એવા નિશ્ચય ઉપર આવ્યાં કે આપણે આ આપણી હકિકતની બાદશાહ સમક્ષ ફરિયાદ પેશ કરવી. એથી આ સહુ ફરિયાદીઓ બાદશાહ સમક્ષ હાજર થયાં અને પોતાની ફરિયાદો પૂર્ણ રીતે બાદશાહને જાહેર કરી. બાદશાહ આ તેમની ફરિયાદો સાંભળી આશ્ચર્ય પામ્યો, અને શહેરના કોટવાલ–ફોજદાર–ને બોલાવી હુકમ કર્યો કે આ લોકો જે ઓરતના વિરૂદ્ધ ફરિયાદ કરે છે તેનો પત્તો લગાડી પકડી લાવી મારી સમક્ષ જલ્દિથી રજુ કરો. કારણ કે આ ભયંકર ઠગારી સ્ત્રી શિરચ્છેદ કરવાને પાત્ર છે. વળી શહેરમાં પણ તમે ડાંડી પીટાવો કે જે કોઇ આ ઓરતને પકડી રજુ કરશે તેને હઝાર રૂપિયાનું ઇનામ આપવામાં આવશે.

ડાંડી પીટાઇ તેથી લોકોની સાથે ઠગારી કામકળાને પણ પોતાને પકડવાનો હુકમ થયાની ખબર પડી. પકડાઇ જવાની દહેશતે તે પણ થોડા દિવસ ઘરમાંથી બહાર ન નિકળી. આખરે તે થોડા વખત બાદ એક દિવસ સારાં વસ્ત્રો પહેરી, અને હાથમાં માળા લઇને શહેરમાં ગઇ. પરંતુ પેલો ધોબી, હમાલ અને જુવાન ઝવેરી એના કમનસીબે એની શોધમાંજ હતા તેને દૂરથી આવતી જોઇ, ઓળખી અને તેને તેમણે પકડી લીધી અને બાદશાહના મહેલ તરફ ચાલ્યા. આ લોકો ગુન્હેગાર ઓરતને લઇને શાહી જનાનાના મહેલની દેવડી પાસે પહોંચ્યા, ત્યારે આ આરોપી સ્ત્રીને વિચાર થઇ આવ્યો કે ‘હવે તો વાગતે ગાજતે છેક માંડવા સુધી આવી પહોંચી છું, માટે કંઇક ઉપાય કરવો જોઇએ. નહિંતર બાદશાહના સમક્ષ થવાથી તે ઝટ

ડીમાં જઇ પેશાબ કરી તમારા સમક્ષ હાજર થાઉં છું."

પેલા ફરિયાદીઓએ ઉત્તર આપ્યો કે "જા, જઇ આવ. અમો અહીં ઉભા છઇએ."

લોકોને એમ વિચાર ન થયો કે આ દુનિયાની ખાધેલી ઓરત અમારા સમાન અનેકોના ચણા ખાઇ જાય તેવી છે, માટે તે અમને ઠગશે. તેમને તો એવોજ વિચાર આવ્યો કે 'અમારા આગળ થઇ નેજ જવાનો રસ્તો છે ને? પછી તે ક્યાંથી નાસી જાય તેમ છે.' જ્યારે ફરિયાદીઓનો હુકમ મળ્યો એટલે તે શા સારૂ ખોટી થાય? કારણ કે 'નાતરે જવું અને પછી છોકરાંની હાણ શા સારૂ આણવી?' તેથી તે તો પિશાબ ખાનાને બાજુએ રાખી પર ભારીજ તપાસ કરીને બાદશાહ સલામતની હુરમ સમક્ષ પહોંચી ગઇ.

હુરમે આ ખુદાના વલીસમાન નેકબાઇને જોઇ તેણે તેને પૂછ્યું કે—"અરે બાઇ, તમો કોણ છો? અને મારા સમક્ષ આવવાનું તમારે શું કારણ છે?"

તેણે જવાબ આપ્યો કેઃ 'ખુદાવિંદ, હું એક માયાળુ અને ગરીબ પરદેશી સ્ત્રી છું. મારી પાસે જે કંઇ રોકડ અને દાગીના હતા તે તમામ ખુદાતાલા નિમિત્ત નેક કામોમાં વપરાઇ ગયા છે. મારે મક્કા શરિફ હજ કરવા સારૂ જવાનો વિચાર છે, પરંતુ મારી પાસે નાણું નહીં હોવાથી લાચાર છું. હવે મારી પાસે માત્ર ત્રણ ગુલામો છે, કે જેઓને અત્યાર સુધી હું મારા પ્રાણ સમાન માનતી હોઇ છૂટા કરી શકતી નહોતી, તેમ તેઓ પણ મારાથી છૂટા પડવા ખુશી નથી. પરંતુ મારો બીજો કોઇ ઉપાય નહીં હોવાથી, અને જો બાદશાહ તેમને ખરીદી લે તો તે બિચારા પણ સુખી થશે એવી ઇચ્છાથી તમારા સમક્ષ હાજર થઇ છું. માટે આપ સલામત બાદશાહ સમક્ષ મારી સિફારસ કરી આ ગુલામોને ખરિદી લેવડાવો, કે જેની કિમ્મતની રકમ સારા પુણ્ય માર્ગમાં વાપરવાની હોઇ, આપને પણ પાક પરવર દિગાર તેનો ફાયદો આપશે. મારા સમગ્ર ઉમ્મર સુધી હું આપના લાભમાં ખુદાતાલા સમક્ષ મેર ગુજારીશ.'

કપટી કામકળાએ મોંનો દેખાવ દયામય બનાવી અરજ કરી, જે હુરમ સાહેબાને પણ વ્યાજબી લાગી. તેણે ખોજાને બાદશાહને તેડી લાવવા સારૂ મોકલ્યો. બાદશાહ તુરતજ હુરમ પાસે આવ્યો. હુરમે તેના સમક્ષ પેલી કપટી સ્ત્રીની અરજ પેશ કરી. બાદશાહે તે ઓરતને પૂછ્યું કેઃ "તું આ તારા ત્રણે ગુલામોની શું કિમ્મત લઇશ?"

કામકળાએ નમ્રતા પૂર્વક જણાવ્યું કેઃ "ખુદાવિંદ, મેં તો એમને પાંચ હજાર રૂપિયા આપીને ખરિદ્યા છે. પરંતુ મારે વધારે નાણાંની જરૂર નથી, કારણ કે મારે તો મક્કા શરિફ પહોંચવાના ખર્ચનીજ જરૂર છે. માટે ત્રણ હજાર રૂપિયાજ તેની કિમ્મત લઇશ. મારા આ ત્રણ ગુલામોમાં એક ધોબીનું કામ સારૂં કરી જાણે છે એક મજુરીના કામમાં હોંશિયાર છે અને એક ઝવેરાતના ધંધામાં કુશળ છે. હું

આશા રાખું છું કે તેઓ પોતપોતાના કામથી ખુદાવિંદને જરૂર સંતોષ આપશેજ.''

બાદશાહે તેને કહ્યું કે–'તારા તે ગુલામો ક્યાં છે? હું તેમને જરા જોઇ લઉં.'

કપટી કામકળાએ દેવડી ઉપર હોવાનું જણાવ્યું તેથી બાદશાહ જનાનામાંથી ત્યાં ગયો અને તેમને જોઇ તેમને દરેકને તેઓ શું ધંધો કરે છે તે બાબદ પૂછ્યું અને આ કપટી સ્ત્રીના કહેવા મુજબ હકિકત મળતી આવી તેથી તે પાછો જનાનામાં આવ્યો અને કપટી કામકળાને કહેવા લાગ્યો કે: "તારા ત્રણે ગુલામોને રાખી લીધા, અને તેં ખરિદ કરેલી પાંચ હજાર રૂપિયાની કિમ્મત તને આપવામાં આવશે.''

આવી રીતે કહી કિમ્મત નાણું અપાવી બાદશાહ મહેલમાં ચાલ્યો ગયો. બાદશાહને તેણે બહુ આશીર્વાદ આપ્યા. પછી આ કપટી સ્ત્રીને વિચાર થયો કે જો હું આજ કપડાંથી જઇશ તો પેલા માણસો મને જોશે તો ઓળખશે અને હોબાળો કરશે તેથી તેણે હુરમને વિનંતિ કરતાં જણાવ્યું કે: "મેં આપને પ્રથમથીજ જણાવ્યું છે, કે આ મારા ગુલામો મને ઓળખશે તો પાછા મારી વાંસે થશે, માટે કૃપા કરી આપનાં એક જોડ કપડાં મને આપો કે જેથી હું તે કપડાં બદલી ચાલી જાઉં. આપ મારી સાથે આપની એક લોંડી મોકલો કે જે મને દેવડી વટાવી આપે અને હું મારા ઘેર પહોંચીશ એટલે આપના કપડાં તેની સાથે પાછાં મોકલીશ.''

હુરમે તેનું કહેવું માન્યું અને એક લોંડીને બોલાવી તમામ હકિકતથી વાકેફ કરી તેની સાથે મોકલી. આવી રીતે આ કપટી ઓરત કપડાં બદલી એક લોંડીને લઇ જ્યાં દેવડી આગળ ધોબી, હમાલ, અને ઝવેરી તેની રાહ જોતા બેસી રહ્યા હતા તેમના આગળ થઇ નિકળી ગઇ.

હવે જ્યારે તે રાજ મહેલની સરહદથી બહાર નિકળી આવી એટલે તેણે પેલી લોંડીને પૂછ્યું કે: "બાઇ તને અહીં હુરમ પાસે કેવા માન સાથે રાખવામાં આવે છે?''

પેલી બાંદીએ જવાબ આપ્યો કે: "બાઇ સાહેબ, એ સંબંધમાં તો તમો પૂછો છોજ શું? માત્ર કમનસિબીના કારણથીજ આ નોકરી કરવી પડે છે, જ્યાં આગળ મારા સમાન બાંદીઓની કંઇજ કિમ્મત નથી. વળી કંઇ ગુન્હામાં અવાય તો ગાળો અને શિક્ષા ભોગવવી પડે તે તો વધારેજ છે.''

કપટી કામકળાએ દિલગીરી દર્શાવતાં જણાવ્યું કે: "બહુ દિલગિરિની વાત છે, કે તારા સમાન ખૂબસુરત ઓરત આવી દુઃખમય નોકરી કરી પેટ ભરે છે? જો તારી ઇચ્છા હોય તો હું તને એક સોદાગરને ત્યાં નોકરીનો બંદોબસ્ત કરી આપું.''

આ બાંદીએ તેને ઉત્તર આપતાં જણાવ્યું કે,–"બાઇ સાહેબ, જો તમો મને એવી સારી નોકરીનો બંદોબસ્ત કરી આપશો તો હું મારી આખી ઉમ્મર સુધી આપની ઉપકારી રહીશ. માટે બાઇ સાહેબ! મને જરૂર આપ તેવો બંદોબસ્ત કરી આપવાની મહેરબાની કરો.''

આ કામકળા તો પ્રથમથીજ સમગ્ર શહેરની વાકેફગાર બની ગઇ હતી. એટલે તે એક સોદાગરના ઘરમાં ગઇ, અને પોતાને એક લોંડી વેચવાની છે એમ કહી એક હજાર રૂપિયા તેની કિમ્મત ઠરાવી લઈ, પેલી બાંદીને બોલાવી સારી રીતે નોકરી કરવાની શિખામણ આપી પેલા સોદાગરને સુપ્રત કરી, અને સોદાગરને પણ આ લોંડી ઉપર મહેરબાની રાખવાની ભલામણ કરી, તેની કિમ્મત પણ તે લઇને ચાલતી થઇ. આવી રીતે ફરીને પેલા ધોબી, હમાલ અને ઝવેરીને ઠગીને તથા બાદશાહ, બેગમ, બાંદી, અને સોદાગરને ઠગી સારી રીતે ધન લઇ ચાલી ગઇ.

જ્યારે બાદશાહ મહેલમાંથી દરબારમાં ગયો ત્યારે તેણે પેલા ત્રણે ગુલામોને પોતાની પાસે પેશ કરવાને માટે હુકમ ફરમાવ્યો. બાદશાહના હુકમ મુજબ આ ત્રણે ગુલામોને લાવીને તેના સમક્ષ રજુ કરવામાં આવ્યા.

34119

બાદશાહે તેમને ફરમાવ્યું કે, "તમારે કોઇ પણ પ્રકારની ચિંતા કરવી નહીં. જેવી રીતે પેલી તમારી વૃદ્ધ અને નેક માલિકણ તમને રાખતી હતી, તેવીજ રીતે હું પણ તમને રાખીશ. અહીં તમને કોઇ પણ પ્રકારનો ત્રાસ પણ પડશે નહીં. તમો પણ જેવી રીતે તે વૃદ્ધાને ત્યાં નિમકહલાલીથી કામ કરતા હતા તેવીજ રીતે મારી પાસે પણ કામ કરજો અને તમારાં કામોથી હમેશાં મને ખુશ રાખવાના ઉપાય કરજો."

બાદશાહનું કહેવું સાંભળીને આશ્ચર્યમાં ગરક બની ગયા, અને એક બીજાના સામું તેઓ જોવા લાગ્યા. બાદશાહને એવો ખ્યાલ થયો કે આ ગુલામોને પેલી પાક ઓરતની જુદાઇનું દુઃખ થાય છે. તેથી તેણે તેમને દીલાસો આપતાં જણાવ્યું કે–"ભાઇ, તમો ગભરાતા નહીં, હું કદાપિ પણ મારા ગુલામોની સાથે સખ્તાઇથી વર્તતો નથી. હું તમને બહુજ સારી રીતે રાખીશ."

બાદશાહનું પોતાને ગુલામોના વિશેષણથી ઉદ્દેશીને થયલું કહેવું સાંભળી આ ત્રણે જણા એકી વખતે પોકાર કરી ઉઠયા કે–" ખુદાવિંદ, અમો તો ગુલામ નથી, પરંતુ અમો આ ઠગારીથી ઠગાયા હતા અને આપને ફરિયાદ કરી હતી. આપે પણ તેને પકડી લાવનારને બે હજારનું ઇનામ આપવાનું જણાવ્યું હતું. આજે તે અમારી નજરે પડવાથી એને પકડીને આપની સમક્ષ દાદ મેળવવાની ઇચ્છાથી લાવ્યા હતા. પરંતુ એણે તો અમને પણ ફરીને ઠગ્યા, અને ખુદાવિંદ, ખુદને પણ ઠગ્યા છે."

બાદશાહ આ ત્રણે જણનું કહેવું સાંભળીને હસ્યો. પછી જનાનામાં જઇ તેણે તમામ હકીકત હુરમને સંભળાવી. બેગમ સાહેબાએ પણ પોતાની ફર્યાદ જાહેર કરતાં જણાવ્યું કે–"ખુદાવિંદ, એ ઓરત તો એક જુદાજ પ્રકારની હતી. તેણે મને પણ છોડી નથી. એણે તો આપના પધારવા પછી મારી પાસેથી એક જોડ કપડાં અને મારી એક લોંડીને લઇને ગયબ થઇ ગઇ છે."

બાદશાહ સલામત તથા બેગમ સાહેબા આ કપટી સ્ત્રીની બહાદુરી અને તેની અક્કલની પ્રશંસા કરતાં કરતાં બહુજ હસવા મંડી ગયાં. છેવટે બાદશાહ હસતો હસતોજ દરબારમાં ગયો અને દરબારમાંના હાજર દરબારીઓ પણ તેના તે કાર્યમાં જોડાઈ ગયા.

દરબારીઓએ બાદશાહને અરજ કરી કે "ખુદાવિંદ, આ ઓરતની ઠગાઇ તો પ્રશંસાપ્રદ છે પરંતુ તેને લાંબો સમય છૂટી રાખવામાં સાર નથી. જેવી રીતે તેણે ખુદાવિંદને અને બેગમ સાહેબાને ઠગવાની હિમ્મત કરી છે તેવી રીતે જો બીજાં લોકો ઉપર તે હીકમત કરશે તો સારા શહેરને પાયમાલ કરી નાંખશે."

બાદશાહે દરબારીઓનું કહેવું વ્યાજબી ધાર્યું અને તેણે શહેરના કોટવાળને તે ઓરતને જેમ બને તેમ જલ્દીથી પકડી લાવવા હુકમ કર્યો. સાથે દાંડી પીટાવી તેને પકડી રજુ કરનારને બે હજાર રૂપિયાના બદલામાં બે હજાર સોના મહોરો ઇનામમાં આપવાનું જાહેર કરવાનું જણાવ્યું.

બાદશાહના હુકમથી તુરતજ દાંડી પીટાવવામાં આવી, અને કોટવાળ પણ સખ્ત રીતથી તપાસ કરવા લાગ્યો. પરંતુ આ ઠગારી ઓરત તો થોડા રોજ ઘરમાંથી બહાર જ ન નીકળી એટલે તેનો પત્તો કયાંથી લાગે ?

(૩)

કેટલાક દિવસો બાદ પાછી આ કપટી કામકળા શિકારની શોધમાં નીકળી. ધીમે ધીમે હોંશિયારીથી આજુબાજુ નજર ફેરવતી તે શહેરના દરવાજા પાસે આવી, એટલે યુવાન ઝવેરી કે જે તેની શોધમાંજ ફરતો હતો તે તેને પ્રથમ મળ્યો અને તેણે તેને પકડી. તે સ્ત્રીએ પ્રથમ તો દહેશતો આપવા માંડી, પણ આ ઝવેરી તેની દહેશતો અને ધમકીથી ડર્યો નહીં. એટલે તેણે તેને આજીજી કરવા માંડી કે: "ભાઇ, જો તું મને બાદશાહ પાસે લઇ જઇશ તો તારૂં શું વળશે ? તારી એક પણ વસ્તુ તારા હાથ લાગશે નહીં, માટે તું તારી વસ્તુઓ ગણાવી દે. તું મારા તરફ ભલમનસાઇ વાપરીશ તો હું પણ તારા તરફ ભલમનસાઇ વાપરી તને સર્વ આપી દઉં."

યુવાન ઝવેરી આ ત્રીજી વખતે પણ ફસાયો અને તેણે તેને કહ્યું કે, "મારે તને બાદશાહ પાસે શિક્ષા કરાવવાની કંઇ જરૂર નથી. માત્ર મારાં કપડાં અને અશરફીઓના બે તોડા મને પાછા સોંપી દે એટલે બસ છે."

સ્ત્રીએ તેને કહ્યું કે, "બહુ સારૂં, ત્યારે તું મારી વાંસે મારા ઘેર ચાલ. ત્યાં તારી તમામ વસ્તુઓ તને સોંપી દઇશ."

યુવાન તેની વાંસે ચાલ્યો. પેલી ઠગારી શહેરમાં કેટલીક ગલીઓ ફરી છેવટ એક મકાન કે જેના દરવાજા ઉપર એક પડદો લટકી રહ્યો હતો ત્યાં આવી ઉભી રહી પેલા ઝવેરીને કહેવા લાગી કે: "તારો દુશાલો આપ એટલે એમાં તારાં કપડાં અને અશરફીઓની ઠેલી તેમાં બાંધીને લાવી આપું."

શરાફને તેના કહેવા ઉપર કાંઇ શંકા આવી નહીં. તેનો દશાલો તે ઓરત ના હવાલે કર્યો. આ દશાલો લઇને આ સ્ત્રી કમાડની વાંસે છુપાઇ ગઇ, અને ઝવેરીને અંદર આવવા બુમ મારી. ઝવેરી તો બેધડક મકાનમાં પેઠો. ઝવેરી અંદર ચાલ્યો એટલે કમાડના ઓથેથી નિકળી આ ઠગારી ફક્કર થઇ ગઇ. ઝવેરી મકાનની અંદર ગયો તો તેને જણાયું કે એ મકાન જનાનાને રહેવાનું હતું. તેમાં એક પલંગ ઉપર એક પુરૂષ બેઠો બેઠો હુક્કો પી રહ્યો હતો. આ મકાનના માલિકની નજર જ્યારે પેલા ઝવેરી ઉપર પડી, ત્યારે એને એકાએક ક્રોધ ચડી આવ્યો, અને હોક્કાની નેળ હાથમાં પકડીને તેને પીટવા લાગ્યો. જવાન ઝવેરીએ પોતાની અરજી કરવાની બૂમો તો બહુએ મારી, પરંતુ આ મહાશયે તેની કંઇજ હકીકત સાંભળી નહીં. એ તો તેને એવુંજ કહ્યા કરતો હતો કે "બદમાશ! ખરા બપોરે સારા માણસોના ઘરમાં ચોરી કરવા સારૂ આવ્યો છે. બેવકુફ! સફેદ કપડાંનો ઠગ બની આવ્યો છે, કેમ? શું બાદશાહની પણ તને દહેશત નથી કે? જનાનાનો પણ કંઈ વિચાર કરતો નથી ને બેધડકજ ચાલ્યો આવે છે,કેમ?" પછી જ્યારે આ મહાશય મારતા પરવાર્યા ત્યારે આપણા જુવાન ઝવેરી સાહેબનો વખત આવ્યો એથી એણે વિનંતિ કરતાં જણાવ્યું કે– "સાહેબ, મને આપના ઘરનાં જનાનાંજ બોલાવીને લાવ્યાં છે, અને છતાં આપ નક્કામાજ મને મારવા મંડી પડયા છો?"

આ વાત સાંભળીને તો ઘરના માલિકને વિશેષ ક્રોધ ચડયો. તે કહેવા લાગ્યો કે– "તું બહુજ દગાબાજ માણસ છે. મારી પવિત્ર પત્ની ઉપર ખોટો આરોપ લગાડે છે?" એમ કહીને પાછો તે તેને મારવા મંડી ગયો, અને પોતાની તાકાદનો બરાબર યુવાન અને શરીરે મસ્ત થયલા ઝવેરીને મારીને હલકોજ કરી નાંખ્યો. બિચારો ઝવેરી તો પોતે બીન ગુનેહગાર છે એમ બૂમોજ મારતો રહ્યો, પરંતુ આ મકાનનો માલિક તો તેની હકિકત ઉપર કંઇજ લક્ષ આપતો નહોતો. છેવટે જ્યારે આ ઘરના માલિક મહાશય તેને મારતાં મારતાં થાકી ગયા ત્યારે તેના હાથ એક રસ્સીથી બાંધીને બાદશાહ પાસે લાવ્યો અને તમામ હકિકત તેને જાહેર કરી.

બાદશાહે ફરિયાદીની હકિકત સાંભળી જવાન ઝવેરીને પૂછ્યું કેઃ "તારે શું કહેવાનું છે."

તેણે જવાબ આપ્યો કેઃ "હજુર, મને પેલી ઠગારી સ્ત્રીએ આ ત્રીજી વખત ઠગ્યો છે, જેને હું આશરે બે માસ ઉપર પકડીને હજુરના સમક્ષ લાવ્યો હતો."

બાદશાહે તેનું કહેવું સાંભળી તેને નિહાળીને જોયો એટલે તુરતજ તેણે તેને ઓળખ્યો, અને પેલા ફરિયાદીને કહ્યુ કે "ભાઇ, આ માણસનું કહેવું સાચુંજ છે. અને તે બિચારો ઠગાયો છે. માત્ર તમો તેના ઉપર ખોટી રીતે વેહેમાયા અને તેને નક્કામો માર મારી અહીં સુધી લાવ્યા છો. જાઓ, તમને બંનેને રજા છે."

આથી આ ફર્યાદી અને આરોપી પોત પોતાના મુકામો તરફ ચાલ્યા ગયા. પછી બાદશાહે કોટવાળને બોલાવી ખૂબ ધમકી આપી અને કહ્યું કેઃ "આ એક ઓરત શહેરમાં આવી રીતે લોકોને ઠગવાનો ઉદ્યમ શરૂ રાખે છે, અને તમો કંઇજ કરી શકતા નથી, તે શું? માટે તુરત તેને પકડીને રજુ કરો."

કોટવાળે બાદશાહને વિનંતિ કરી કે "ખુદાવિંદ, મેં અને બીજા પણ અમલદારોએ સવાર સાંઝ હમ્મેશાં તેની તપાસ કરી, પરંતુ તે કોઇ પણ રીતે હાથ આવી નથી. ખુદાવિંદે વધુ થોડાક દિવસની મુદ્દત આપવાની મહેરબાની દર્શાવવા કૃપા કરવી જોઇએ એવી અરજ છે, અને જો પરમાત્મા મદદ કરશે તો જરૂર તેને પકડીને ખુદાવિંદ સમક્ષ રજુ કરીશ."

બાદશાહ પણ જાણતોજ હતો કે આ ઓરતને પકડવી તે કંઇ સહજ વાત નથી. તેથી તેણે ફરીને કોટવાળને એક માસની મુદ્દત આપી.

(૪)

ઉપરોક્ત સમયને કેટલોક વખત થયો એટલે ફરી કપટી કામકળાને શિકાર પકડવા જવાની ઇચ્છા થઇ. તે કપડાં પહેરી બઝારમાં નિકળી પડી. તેને એક એવો મહોલ્લો નજરે પડયો કે જેમાં ઝાઝી વસ્તી નહોતી, તેથી તે મહોલ્લામાં ગઇ. ત્યાં તેણે જોયું કે એક મકાનના ઓટલા ઉપર બેસીને એક આંધળો માણસ પોતાની ગોદડીમાં અશરફિયો છુપાવીને શીવે છે, તે તેના પાસે ગઇ અને ફકીરને સલામ કરી, ફકીરે પણ સામો જવાબ આપ્યો અને પછી તે કપટી સ્ત્રીને પૂછ્યું કેઃ'બાપુ, તમો કોણ છો?'

કામકળાએ જવાબ આપ્યો કે "મુરશદ, હું તમારી પાસે આટલામાં રહેનાર એક પુરૂષ છું, અને તમને કોઇ પ્રકારની તકલિફ છે કે કેમ? તેનો તપાસ કરવા સારૂ તમારી પાસે આવ્યો છું."

ફકીરે જવાબ આપ્યોઃ "બાપુ, હું એક ફકીર છું, મારે શાની તકલિફ હોય? મારે પેટ ભરાય એટલા ખોરાકની જરૂર હોય છે. તે હું માગીને લઇ આવું છું. પછી મારે તકલીફ શી?"

આ વાતચિતમાં આ કપટી છેક તેની પાસે પહોંચી અને તેની ગોદડી હલાવી જોઇ. તેને જણાયું, કે તેમાં તમામ અશરફિયોજ ભરેલી છે. આ બાતમી મેળવીને તે કોઇ પણ પ્રકારની આજે નગરમાં ઠગાઇ કર્યા સિવાય સિધીજ ઘેર ચાલી ગઇ. ઘેર આવીને તેણે આ ફકીરના સમાચાર પુત્રીઓને કહેવા ઉપરાંત તેમને એમ પણ કહ્યું કેઃ "આવતી કાલે તમારે પણ સાથે આવવાનું છે. કારણ કે આ આંધળાને આપણા ઘેર લાવી તેની તમામ અશરફીઓ આપણે પડાવી લેવી જોઇએ."

આ પ્રમાણે વિચાર નિશ્ચિત કરી રાત્રિ વ્યતીત કરી અને સવારમાં ત્રણે પુત્રીઓને લઇને ઘરથી વિદાય થઇ પેલા ફકીર પાસે આવી પહોંચી.

આમના પૈકીની એક છોકરીએ પેલા ફકીરને કહ્યું કે, "પિતાજી પગે લાગું છું."

ફકીર ચમકીને પૂછવા લાગ્યો: "તું કોણ છે?"

તેણે ઉત્તર આપ્યો: "પિતાજી, અમો તમારી પુત્રીઓ છીએ, અને અમારાં માજી પણ સાથે છે. માટે આપ અમારા ગુન્હા માફ કરી અમારી સાથે ચાલો. અમોએ આપને નાખુશ કર્યા તે અમારી મહા ભૂલ થઇ છે, પરંતુ આપ હવે તે તમામ માફ કરો."

ફકીર તો આ સગી પુત્રીઓ અને સગી પત્ની થઇ આવેલાંની વાત સાંભળી બહુજ આશ્ચર્યમાં ગરક થયો અને કહેવા લાગ્યો કે: "અરે! પણ હું તો તમને ઓળખતોજ નથી કે તમો કોણ છો, અને આ શું બકવા લાગ્યાં છો? હું એક ગરીબ ફકીર આદમી છું. મેં તો સ્વપ્નમાં પણ સ્ત્રી જોઇ નથી, પછી તમે મને મારી પુત્રીએ તરિકે શી રીતે જણાવો છો?"

આ ત્રણ છોકરીઓએ ઘોંઘાટ શરૂ કર્યો એટલે આડોશી પાડોશી એકઠાં થયાં અને તેમણે બંને પક્ષની હકિકત સાંભળી. કપટી સ્ત્રીએ અને તેમની કપટી પુત્રીએ લોકોને જણાવ્યું કે: "જુઓ મહેરબાનો, આ અમારાથી નારાજ થઇ, ઘરબાર છોડી નાસી આવ્યા છે. અમો એમને બહુ પ્રકારે વિનવીએ છઇએ કે અમારી કસુર માફ કરો, અને ઘેર ચાલો, પરંતુ આ તો અમારૂં કંઇ સાંભળતા નથી અને ઘેર આવવા ના પાડે છે."

લોકોએ ફકીરને સમજાવ્યો કે: "ભલા માણસ! પોતાની પત્ની અને પુત્રીઓ ઉપર આવો ગુસ્સો ન કરવો જોઇએ. એમની જે કંઇ કસુરો હોય તે માફ કરો. હવે એમને પોતાની ભૂલોનો પુરો પસ્તાવો પણ થાય છે."

ફકીરે કહ્યું: "પણ મહેરબાનો! આ તો બધી વાતજ ખોટી છે, મારે તો આમની સાથે કંઇજ સંબંધ નથી."

લોકોએ તેને જણાવ્યું કે: "મૂર્ખ, ત્યારે તું બહુ સ્વરૂપવાન છે માટે તારા ઉપર મોહ પામીને આ તારી બૈરી બનવા આવી છે કેમ? અને છોકરીઓ પણ તું એક મોટો ધની પુરૂષ છે એમ માની તારી પુત્રીઓ થવા આવી છે કે?"

આમ કહી લોકોએ પેલી ઠગારી મંડળીને કહ્યું કે: "બાઇઓ, જો તે રાજીખુશીથી ન આવે તો તેને જબરદસ્તીથી લઈ ચાલો."

ફકીરે જાણ્યું કે હવે આપણો કંઇ ઉપાય ચાલે તેમ નથી તેથી તે પણ પોતાની મેળેજ આમની સાથે જવા તૈયાર થયો અને કહેવા લાગ્યો કે: "ચાલો, હું તમારી સાથે આવવા તૈયાર છું." કહી પોતાનો સરસામાન સમેટી તેમની વાંસે જવા તૈયાર થયો એટલે પેલી કપટી કામકળાએ તેનો હાથ પકડયો અને પુત્રીઓને સાથે લઇ ઘર તરફ ચાલી. ઘેર આવીને તેણે પોતાના શિકારીના હાથ મોં ધોવડાવ્યા અને એના માટે સારૂં જમવાનું તૈયાર કર્યું; આ ચારે મા દીકરીઓ ફકીરની તેનાતમાં

ચોથા દિવસે એક છોકરીએ ફકીરને કહ્યું—"પિતાજી, મારા સારૂ કેટલુંક ઝવેરાત બજારમાંથી ખરીદી લાવવાનું છે માટે આપ બજારમાં જાઓ અને ખરીદી લાવો."

ફકીરે કહ્યું. "બેટી, હું આંખે જોઇ શકતો નથી. અને બજારમાં જઇને ઝવેરાત શી રીતે લાવું ?"

છોકરીએ જણાવ્યું: "મારી મા પણ સાથે આવે છે. માટે તમો બંને જાઓ. તમો દુકાને બેસજો એટલે મારી મા મારી પસંદગી સારૂ દાગીના મને બતાવવા આવશે, અને જે દાગીના પસંદ પડશે તે ખરીદી તેની કિંમત આપી સાથે સાથે ઘેર આવજો.

આંધળો આ ઠગમંડળીના પ્રપંચથી વાકેફ થઇ ગયલો હતો. તેણે તેમ કરવાની ના પાડી પણ તેને બહુજ આગ્રહ સાથે તેમ કરવાની ફરજ પાડવામાં આવી. ફકીરની પત્ની તેના સારૂ સારો પોશાક ઘરમાંથી લાવી–કારણ તે શિવાય ઝવેરી ઠગાય શી રીતે–અને ફકીરને પહેરવા કહ્યું. ફકીરે પોતાની કંથા ગોદડી પહેરીને ઉપર પત્ની તરફથી મળેલો પોશાક પહેરવાનો વિચાર કરી તે મુજબ જ્યારે તેની કંથા પહેરવા માંડી એટલે આ ઠગ છોકરીએ કહ્યું: "અરે ! આ શું કરો છો ? શું હજી સુધી તમને તમારી આ ફાટેલી ગોદડીનો મોહ નથી ગયો કે ? શું અમને લજવી મારવાં છે કે અંદર આ ગોદડીનો ગાભો પહેરવા તૈયાર થયા છો ? આ શું મૂર્ખાઇ ? કહાડી નાંખો, કહાડી નાંખો" એમ કહી ફકીરની ઇચ્છા વિરૂદ્ધ ગોદડી ઉતરાવી.

ફકીરે આ વખત તેમની સાથે રકઝક કરતાં જણાવ્યું પણ ખરૂં કે: "મારી સદાચની સાક્ષી આ ગોદડીને હું છોડીશ નહિ; કારણ કે મારા મુરશિદે મને તેને અંગથી અલગ નહીં કરવાનું ફરમાવ્યું છે. મારા તે પવિત્ર ગુરૂની આજ્ઞા હું નહીં છોડું." છતાં આ લોકોએ જબરાઇથી ઉતરાવી.

ફકીરને તેમણે કહ્યું કે: "જો તમારા મુરશિદની આજ્ઞા હોય તો અમો નહીં અડીએ. તમો તમારી જાતે એક ઠેકાણે મૂકો અને પછી બજારમાંથી આવી તમારા હાથેજ તેને પહેરી લેજો." ફકીરને પણ લાગ્યું કે અહીં આપણી કંઇજ કામગીરી ચાલી શકે તેમ નથી. તેણે અશરફિઓનો અવાજ ન થાય તેમ ધીમેથી ગોદડી કહાડી એક ઠેકાણે મૂકી, અને આ લોકોને એણે તાકીદ કરી કે, "તમો કોઇએ આ ગોદડીને અડવું નહીં." ફકીર બીન ઉપાયે ઉઠયો અને પત્નીએ આપેલો પોશાક પહેર્યો, એટલે પત્નીએ પતિનો હાથ પકડી લીધો અને બંને ધણીધણીયાણી થઇ બજારમાં ચાલ્યાં ગયાં.

બજારમાં આવીને એક ઝવેરીની દુકાને આ બંને જણ બેઠાં. દુકાનના માલિકે આવતાં કપડાં જોઇ વિચાર કર્યો કે આ કોઇ અમીર માણસો છે. જરૂર તે સારી રકમનું ઝવેરાત ખરીદશે ? તેણે તેમનો સારી રીતે સત્કાર કર્યો. પછી પૂછ્યું કે, "આપનું કેમ પધારવું થયું છે, અને

આપને કંઇ ઝવેરાતની ખરીદી કરવી છે કે કેમ? જો તેમ વિચાર હોય તો મને ફરમાવો, હું આપની હજુરમાં રજુ કરૂં."

એટલે ધીમે રહીને ઠગારી બોલી કે: "આ મારા પતિ છે અને અમારા મુકામ ઉપર કેટલાક ઝવેરાતની જરૂરત છે. આજે તો માત્ર અમારે કેટલાંક મોતીઓની જ ખરીદી કરવી છે. જો આજે અમો જે મોતી ખરીદીશું તે અમારી પુત્રીઓને પસંદ પડશે તો પછી બીજો માલ લઇશું. માટે આજે તો માત્ર મોતીજ કહાડીને મને બતાવો."

બિચારો ઝવેરી ઠગાયો અને તેણે કેટલીક જાતનાં મોતી અને ઝવેરાત પણ લાવીને રજુ કર્યું. ઠગારીએ તેમાંથી કેટલીક મોતીની લટો પસંદ કરીને તેની કિમ્મત પૂછી લીધી. પછી તેણે પેલા ફકીરને પૂછ્યું: "હજુર! આપ અહિંજ બેસી રહેજો. હું આ મોતી આપણી પુત્રીઓને બતાવીને જો પસંદ પડશે તો કિમ્મત સાથે અને પસંદ નહીં પડે તો આ મોતીની શેરો લઇને હાલજ પાછી ફરૂં છું."

બિચારા ગરીબ ફકીરે ઉત્તર આપ્યો કે: "હા, હું અહીંજ બેસીશ. તમો જલ્દીથી પાછાં આવજો.

કપટી સ્ત્રીએ બિચારા ફકીરને ફંદામાં નાંખી ચાલતી પકડી. ઘેર આવી પુત્રીઓને તમામ હકીકતથી વાકેફ કરી. મોતીની સુંદર શેરો બતાવી. જેને જેને જે મોતી પસંદ પડયાં તે વહેંચી આપ્યાં. પછી તેમણે પેલા ફકીરની કંથા-ગોદડી ઉતરડી તો તેમાંથી એક હજાર અશરફીઓ તેમને મળી. જ્યારે ફકીરને પેલા ઝવેરીની દુકાન ઉપર બેઠાં બેઠાં વખત થયો, પરંતુ પેલી ઠગારી સ્ત્રી આવી નહિ, ત્યારે પેલા ફકીરને પેલા ઝવેરીએ પૂછ્યું કે: "સાહેબ! તમારો મુકામ અહીંથી કેટલે દૂર છે? તમારાં ધણીઆણી હજુ પણ આવ્યાં નહીં."

આંધળાએ સ્વાભાવિક સ્વભાથીજ જવાબ આપ્યો કે: "કંઇ કારણથી જ મોડું થયું હશે, આશા છે કે થોડીજ વારમાં આવી પહોંચશે."

રાહ જોતાં કેટલોક વખત ગયો અને બપોરના જમવાનો વખત થયો. ઝવેરીએ આંધળાને પૂછ્યું "સાહેબ, હવે મારે તો જમવા જવાનો સમય થયો તેથી મારે ઘેર જવું છે. તમારા ઘેરથી તો અદ્યાપિ સુધી કોઇ આવ્યું નહીં. માટે આપ ચાલો આપને ઘેર; હું આપની સાથે આવું."

પેલા ફકીરે ગભરાઇને જવાબ આપ્યો કે: "સાહેબ! મેં તો એ સ્ત્રીનું ઘર પણ જોયું નથી, અને હું તેને ઓળખતો પણ નથી કે તે કોણ છે? ભાઇ સાહેબ! એણે મને પણ ઠગ્યો છે."

ઝવેરીએ જાણ્યું કે આ પણ કોઇ ઠગજ છે. તેથી એણે કહ્યું કે–"હું હમણાંજ તને કોટવાળીમાં લઇ જાઉં છું. લુચ્ચા! તેં મારી સાથે ઠગાઇ કરી છે. પણ બધી તને ખબર પડશે. શું એ તારી બૈરી નહોતી? અને આ માલ તારા ઘેર તે લઇ ગઇ નથી?"

પેલા ફકીરે ગભરાતાં ગભરાતાં કહ્યું કે "અરે મહેરબાન! હું ખુદાના સોગન ખાઇને કહુ છું, અને હું આપને સત્યજ કહું

છું કે હું તે ઓરતને જાણતો પણ નથી અને તેનો મુકામ પણ જાણતો નથી."

ફકીરના કહેવાથી તો બિચારો ઝવેરી ચીઢાયો અને બિચારા આંધળાને દયારહિત રીતે મારવા લાગ્યો. બિચારો ફકીર રોતાં રોતાં બુમો મારતો હતો કેઃ "સાહેબ! હું બેકસુર છું. સાહેબ! મને શા સારૂ મારો છો?"

ઝવેરી બિચારો એ સાંભળતોજ નહોતો, કારણ કે તે તો તેના ઝવેરાત જવાની ચિન્તામાં હતો, અને તે તો તેને બરાબર પીટયાંજ કરતો હતો. છેવટ જ્યારે તેને ફકીરને મારતાં મારતાં થાક લાગ્યો, ત્યારે તે ફકીરને પકડીને બાદશાહ પાસે લઇ ગયો અને તેણે તમામ હકિકત વિગતવાર બાદશાહને જાહેર કરી.

ઝવેરી પોતાની હકિકત નિવેદન કરી રહ્યો એટલે ફકીરે પોતાની હકિકત નિવેદન કરતાં જણાવ્યું કે "ખુદાવિંદ! એ રાંડે તો મને ઠગીને પણ એક હજાર અશરફીઓ પડાવી લીધી છે."

બાદશાહને માલુમ પડયું કે આ રાંડ બીજી કોઇજ નહીં પણ પેલી ઠગારીજ છે. તે બહુજ ગુસ્સે થયો. અને તુરતજ શહેરના કોટવાળને બોલાવી ફરમાવ્યું કે "મેં તને વખતો વખત મુદત આપી છે, છતાં તું અદ્યાપિ સુધી પેલી ઠગારીનો પત્તો પાડી શકતો નથી. માટે હવે જ્યાં સુધી તું તે સ્ત્રીને પકડીને મારી રૂબરૂ હાજર નહીં કરે ત્યાં સુધી તારો પગાર આપવામાં આવશે નહીં."

૫

કેટલાક દિવસ આ ઠગારી પાછી ઘરમાં રહી. અને વળી કેટલાક દિવસ પછી પોતાના એક નોકરને સાથે લઇને એક કાપડના વેપારીની દુકાને ગઇ, અને જીકજરીનાં આખાં ને આખાં થાનોની તેને જરૂર હોવાનું જણાવ્યું. બાઇ સાહેબ તો જ્યારે બહાર નિકળતાં ત્યારે કપડાં લત્તાં તો એવાં પહેરતાં કે અજાણ્યો માણસ તો એવાજ અનુમાન ઉપર આવતો કે આ કોઇ અમીરના ઘરની જ બૈરી છે. આપણા આ કાપડીઆ ભાઇ પણ તેનાં કપડાં જોઇ ફસાયા. એમણે તેનો સારી રીતે સત્કાર કરી પૂછયું કે—"આપનું શા સારૂ પધારવું થયું છે?"

ઠગારી કામકળાએ જવાબ આપ્યો કેઃ "મારે કેટલાંક જરીનાં થાન લેવાનાં છે, માટે હું આવી છું. જો તમારી દુકાનમાં તેવો ઉંચો માલ હોય તો બતાવો, નહીં તર બીજી દુકાને જાઉં."

વેપારીએ તો ૨૦–૨૫ તાકા લાવીને તેના આગળ નાંખ્યા. તેમાંથી દરેક તાકો એણે પોતાના નોકરને આપી ઘેર બતાવવા મોકલ્યો. અને પોતે ત્યાં આગળ બેઠી. આવી રીતે કેટલીક વાર થઇ એટલે આ ઠગારીએ પેલા વેપારીને કહ્યું કેઃ "તમો બહુજ ભલા માણસ દેખાઓ છો, કારણ કે તમો મને ઓળખતા નથી, છતાં પણ તમોએ જરીનાં કપડાંના દશ તાકા કે જેની કિમ્મત આશરે એક હજાર રૂપિયાથી પણ વધુ છે તેટલો માલ મને આપ્યો. હવે હું જતી રહું તો તમો શું કરો?"

પેલા વેપારીએ જાણ્યું કે આ સ્ત્રી મારી મશ્કરી કરે છે તેથી તેણે જણાવ્યું કે "શું એમ કોઇ નાશી જાય છે કે?"

એટલામાં તો આ બાઇ દુકાનેથી ચારેક ડગલાં દૂર ઉભી રહી, અને પાછી આવી પેલા વેપારીને ફરી કહેવા લાગી કે "જેમ આ વખતે હું ગઇ એમ ચાલી જાઉં તો તમો શું કરો?"

વેપારીએ જાણ્યું કે આ તો મશ્કરી કરે છે. એથી હસીને કહ્યું કેઃ "જાઓ જોઇએ, શી રીતે જાઓ છો?"

એટલે આ બાઈ આ વખતે પ્રથમના કરતાં આગળ વધી અને કહેવા લાગી કેઃ "જુઓ, ત્યારે આ વખત હું જાઉં છું, ખબરદાર રહેજો, તમને હોંશીયાર-સાવચેત કરીને ચાલી જાઉં છું."

વેપારી હસીને કહેવા લાગ્યો "જોઉં તો ખરો, તમો કેવી રીતે ચાલ્યાં જાઓ છો?"

એટલામાં વેપારીના નસીબ યોગે કેટલાક ઘરાકો દુકાને આવ્યાઃ વેપારી તેમની સાથે વાતે વળ્યો. એના મનમાં તો એ મજ હતું કે 'બે ત્રણ વખત પાછી આવી છે તેમ હમણાં પાછીજ આવશે, કંઇ શાહુકાર માણસ માલ લઇને નાસી જશે' આ વેપારી ભાઇ ભરોંસે રહ્યા. એટલે પેલાં બાઇ સાહેબ વેપારીને વાતે વળેલો જોતાંજ રસ્તો ટુંકો કરવા મંડી પડયાં. મુખ્ય રસ્તો બાજુએ મૂકી ગલીઓનો રસ્તો પકડયો. એક ગલીમાંથી બીજી ગલીમાં અને બીજી ગલીમાંથી ત્રીજી ગલીમાં એમ ગલીઓ વટાવતાં ગૂમ થઇ ગઇ.

વાણીઆએ ચોરોને ઠગ્યા હતા તેમ કામકળા પણ રફુ ચક્કર થઇ ગઇ.

× × × ×

હિંદમાં એક સમયે ચોરોનો પુષ્કળ ભય હતો. વગડામાં નિકળ્યા બાદ ચોરો બોલાવ્યા બોલ આપે એવો સમય હતો. તે સમયમાં એક વાણીઓ અને તેનો ભત્રીજો પોતાના ગામથી શહેરમાં કંઇ ચીજભાવ ખરીદવા ગયા હતા. તેઓ શહેરમાંથી પાછા પોતાના ગામમાં જવા નીકળ્યા. આ વખતે તેમની સાથે તેમના એક ભોજકે એનાં નરઘાં-તબલાં દુરસ્ત કરવા આપેલાં તે પણ દુરસ્ત કરાવીને સાથે લાવતા હતા. જ્યારે તે એક ડુંગર ઉપરથી ઉતરી નીચે મેદાનમાં આવ્યા, એટલે એક ઝાડ નીચે ચેલીઓની, વેલીઓની, ઘેલીઓની, ડાજીઓની, માજીઓની એવાં એવાં નામવાળા અંધારી રાત્રિને પણ લજવી મારે અને હબશી ભાઇઓનું ભાન કરાવે એવા કેટલાક ભિલ્લોની ટોળી બેઠેલી તેમને દેખાઈ.

એટલે કાકાએ ભત્રીજાને કહ્યું: "ઢળમચંડ઼ઓ! ઓલા કાકા બેઠા છે,કેમ કળશું?"

ધરમચંદ કંઇ ગભરાય તેવો નહોતો તેથી તેણે કહ્યું: "કાકા! કાંક ઉપાય કાઢો. માળા આપણા પાહેઠી કાંઇ લેહે ટો આપણે લાજી મળીએ."

કાકાએ કહ્યું કે "જો, આ છોટાલાલ ભોજકનાં નરઘાં આપણને બહુ કામનાં ઠર્યાં કામનાં. જો, આ ભિલ્લો આપણને પૂછે કે 'ટમે કોણ છો' એટલે આપણે કેવું કે 'અમે ટો ભોજક-ટરગાળા-છઇએ. અને ગામ

ડાંમાં નાચીએ છીએ. ટે ટમે કો ટો ટમાળા આગળ પણ નાચીએ,' એટલે એ આપ ણને નાચવાનું કે કને એટલે હું નાચવા ત્યાર ઠજે અને લાંબા લાંબા રોળ લેતાં નાસી જજે, અને હું નળઘાં વગાડવા રહો ટે પછી ટને હોવવાના બાંને આ વટો રહીશ."

ધરમચંદે કાકાનો ઉપકાર માનતાં જણા વ્યું કે "વાહ ડળમચંદ કાકા ! વાહ."

આવી રીતનો વિચાર નક્કી કરી આ બંને કાકા ભત્રીજો નિડરતાથી આગળ ચા લ્યા અને લગભગ પેલા ભિલ્લોની પાસે આવી પહોંચ્યા એટલે એક ભિલ્લ બોલ્યો "ઉભા રો, લ્યા, કુંણ સો ?"

એટલે આ સફેદ કપડાંના ઠગના ઠગ વાણીઆઓએ ઉત્તર આપ્યો કે: "શાબ ! અમે તો ભોજક સીએ."

એટલે એક ભિલ્લે પૂછ્યું કે: "અલ્યા ! ભોજક એટલે ટરગાળા કે બીજા ?"

પેલા ઠગ વાણીઆએ ઉત્તર આપ્યો કે "એક લગાર ફેર, ન કે ટો એકજ."

પેલા ભિલ્લે પૂછ્યું "ફેર એટલે ?"

વાણીઆએ ઉત્તર આપ્યો કે "આખા

ભિલ્લોનું કહેવું સાંભળી કાકા કરમ ચંદે નરઘાં કમ્મરે બાંધી લીધાં, અને પેલો ધરમચંદ ભત્રીજો નાચવા તૈયાર થયો. પછી લાંબો રસ્તો સામો હતો ત્યાં નાચવાનું શરૂ કર્યું. અને આ ધરમચંદે એક વખતનો શેર (ચકાવો) લીધો અને પાછો આવ્યો. પછી બીજો અને પછી ત્રીજો એમ ઉપરાઉપર ચાર પાંચ શેર કરી પાછો આવ્યો. ભિલ્લોને ભરોંસો પડયો કે આ નાસી જાય તેમ નથી. એટલે છેવટના શેર વખતે ભત્રીજો આવીને કાકાને કહેવા લાગ્યો કે: "કહો ટો કાકા ! અમે ટબ ળુક કરીએ ?"

કાકાએ ઉત્તર આપ્યો કે, "ટો ટો ટમારા ચળણ ઢાઇ પીએ."

આ ધરમચંદે કાકાની આજ્ઞા મુજબ લાંબો દોર લેતાં પલાયન કરી છ-પાંચ ગણ્યા.

ધરમશાને બહુ દૂર ગયલો જોઇને એક ભિલ્લ બોલ્યો: "અલ્યા એ, ભરડકા ળ ! આ તારૂં છોકરૂં ચેટલું જશે ?"

એટલે કરમશાએ ઉત્તર આપ્યો કે: "શાબ ! આ છેલો શેર સે, અને છેલો શેર લાંબો હોય સે. ત્યમાં દૂર ગયો સે હમણાં

એટલે પેલા ધરમ શેઠ રોવાનો ડોળ કરી કહેવા લાગ્યા કે, "અરે બાપજી ! છોક ણુ ટમાળાથી બીતું ટે નાહી જ્યું, અને એ એકલું સે તે કોક ઝાંનવર માળી નાં ખશે તે માળું છોકળું હોધી આલો."

ભિલ્લોએ જાણ્યું કે આ તો 'નમાજ પડતાં મશીદ કોટે વળગી.' કરમ શેઠને કહ્યું કે: "ઝા ઝા, છાંતું માંતું હેંડ્યું ઝા. તું તારે હોધી કાઢજે. હમે વળી તારા આંહે તારા છોકરાંને હોધવા ચ્યાં આઇયે."

કરમચંદે વિચાર કર્યો કે આ ભિલ્લ જો અહીં જીવતાજ રહેશે તો બિચારા વટે માર્ગુઓને હેરાન કરશે. માટે એનો પણ કંઇ ઉપાય કરવો. એણે ભિલ્લોને કહ્યું: "જુઓ શાબ ! હું જઉં છું ને જો મારો ભત્રીજો જડશે ટો હમને ઘોડાનો વેહ કા ઢતાં આવડે છે તે ઘોડાનો વેહ કાઢીને આવશું. ટમાળા પાહેઠી હજી શીખ (બ ક્ષિસ) લેવી બાકી છે ટે પછે લઇશું."

ભિલ્લોએ કહ્યુ "ઠીક, ઝા વેહ કાઢીને આવજે."

કાકો ત્યાંથી ભત્રીજાને શોધવા ચાલ્યો. પણ ભત્રીજો તો એક ઠેકાણે છૂપાઇને બેઠો હતો, ત્યાં કાકાને મળ્યો અને બંને જણે વિચાર કર્યો કે અહીંથી થોડેક દૂર એક સરકારી થાણું છે. માટે ત્યાં જઇ વરદી આપીએ અને થોડાક ઘોડા લાવી આ ભિલ્લોને પકડાવી લઇએ.

બંને જણ વિચાર કરી થાણા ઉપર ગયા અને હકીકત જાહેર કરી, અને તાબડ તોબ દશેક સવારોને સાથે લઇ ચાલ્યા. સવારોને તેમણે રસ્તામાં બધી હકિકત વાકેફ કરી દીધા કે તેમને માત્ર આ જણ કહે તેમજ કરવાનું છે.

પછી પછાડી ઘોડા રાખી બંને જ આગળ થયા અને પેલો કાકો નરઘાં વગાડવ લાગ્યો અને ભત્રીજો નાચતો નાચતો કા વા લાગ્યો કે

"દલછો નાયક આયા,
ને ઘોડાનો વેહ લાયા."

એટલે પેલા ભિલ્લો અંદર અંદર વાતો કરવા લાગ્યા; "હાળા, રમનાર હુંશીઆર છે. જુઓ કને હાચા ઘોડાનો વેહ લાયા ને હાળા છેએ હાચા. નાહી નાં જ્યા હો."

આમ વાતોમાં ને વાતોમાં ઘોડાવાળા છેક નજીક આવ્યા પણ આ ભિલ્લો તો શું કરવા વહેમાય ? તેમને તો વેશનોજ વહેમ રહ્યો. પેલા ભત્રીજાએ ઘોડાવાળા ઓને કહ્યું: "એ આંમ કરીને, આંમ કરો" એમ કહીને પોતાના પાસે સોટી હતી તે આજુ બાજુ ફેરવી, પેલા ઘોડાવાળાઓને ભિલ્લોને ઘેરી લેવાની સંજ્ઞા કરી. એટલે બધા ભિલ્લોને આ ઘોડાવાળાઓએ ઘેરો નાંખ્યો. પછી પાછો પેલો ભત્રીજો બોલ્યો: "એ ઘોળી ધન્નને ખુલ્લી કરો."

એમ કહીને પોતાના હાથમાંની સોટી બીજા હાથની મુઠ્ઠીમાં ઘાલી ખેંચી અને પેલા ઘોડાવાળાઓને તલવારો ઉઘાડવાની સંજ્ઞા કરી. ચડપો ચડપ પેલા ઘોડેસવારોએ તલ વારો ખુલ્લી કરી. એટલે પેલા તાનમાં વગા ડતા કાકાએ કહ્યું: "હવે શું જુઓ છો શાબ! આંમ કરીને આંમ કરો."

એમ કહીને પોતાનો એક હાથ ઉભો કરી બીજા હાથથી ઝટકાની માફક તે હાથને ઘા કર્યો અને પેલા ઘોડાવાળાઓને આ ભિલ્લોનાં માથાં કાપી નાંખવા સૂચવ્યું. ઘોડાવાળા તુરત ઘોડા ઉપરથી ઉતરી પડયા અને પાણીદાર તલવારો ચલાવવા લાગ્યા.

પેલા ભિલ્લોએ જાણ્યું કે 'સાળા દગો કરે છે કે શું ?' એટલે તેઓ કહેવા લાગ્યાઃ "અલ્યા ! દગો સે દગો."

પેલા કાકા ભત્રીજાએ ઉત્તર આપ્યો કે "ના શાબ દગો નથી, આ તો હાથો ઘોડાનો વેહ છે."

ત્યાં લગી તો ઘોડાવાળાઓએ એકાદ બે ભિલ્લોનાં શિર ધડથી જુદાં કરી નાંખ્યા. ભિલ્લો પણ સાચોજ દગો સમજ્યા, પરંતુ તે વખતે તેમનો કંઇજ ઉપાય ન હોતો તેથી કાંઇ કરી શકયા નહીં, અને આ વાણીઆએ થાણાના ઘોડા લાવી તેમનો નાશ કરાવી લોકોના ઉપર મહાન્ ઉપકાર કર્યો.

એવીજ રીતે આ કપટી સ્ત્રી પણ નાસીજ ગઇ. પેલા વેપારીએ દુકાન ઉપર ઉભા થઇ લાંબી દૃષ્ટિ નાંખી, પણ કોણ હોય ? આ તો મુલકની ખાધેલી સ્ત્રી હતી. એને દાવ મળ્યા પછી તે આ વેપારીની રાહ જોવા શા સારૂ ખોટી થઇ હોય ? વેપારી બિચારો લાંબી દૃષ્ટિએ કોઇ દેખાયું નહીં, એટલે દુકાન ઉપરથી નીચે ઉતરી બજારમાં પણ આજુબાજુ જોઇ આવ્યો, પણ આનો પત્તો શાનો ખાય ? નિરાશ થઇ પાછો આવી રોતો કકળતો બાદશાહ પાસે ગયો અને તમામ ફરિયાદ પેશ કરી. બાદશાહ આ ઠગારીનાં કૃત્યોથી એટલો બધો હેરત પામી ગયો કે તે તો હાથજ ઘસવા મંડી પડયો. તેણે અમલદારોને બોલાવી બહુજ ધમકી આપી જણાવ્યું કેઃ "આ એક બૈરી નગરમાં લોકોને ઠગીને હાહાકાર વર્તાવી રહી છે, છતાં તમો કાંઇજ કરી શકતા નથી ? તમારી આંખોમાં પણ ખુલ્લા બજારમાં ધોળે દહાડે લોકોને ઠગીને ધૂળ નાંખે છે છતાં કંઈજ થતું નથી ? જાઓ, જેટલા બની શકે તેટલા તમામ સખ્તીના ઉપાયો લો અને તેને જેમ બને તેમ જલ્દીથી પકડી રજુ કરો."

(૬)

બાદશાહનો હુકમ તો થયો. પરંતુ આ ઠગારીનો તો નિયમ હતો કે એક ગુન્હો કર્યા પછી કેટલાક દિવસ તે ઘરમાંજ રહેતી હતી. તે મુજબ આ વખતે પણ તે કેટલાક દિવસ ઘરમાં રહી. પાછી કેટલાક દિવસ બાદ તે સેલગાહ સારૂ બજારમાં નિકળી. તે મધ્ય બજારમાં આવી ત્યારે તેણે એક દુકાન ઉપર એક વેપારીને થેલીમાં રૂપિઆ ભરતો જોયો. આ વેપારીની દૃષ્ટિ પોતાની દુકાન સામેથી પસાર થતી એક ખુબસુરત સ્ત્રી ઉપર પડી, અને તેથી તે પોતાના મુનીમને અશરફિયોની થેલી બંધ કરી, દુકાનની યોગ્ય વ્યવસ્થા કરી પછી ઘેર જવાનું કહી, પેલી સ્ત્રીના વાંસે ગયો. કેટલેક સુધી ગયો તો ખરો, પણ સ્ત્રી એના સામું શા સારૂ જુએ ? આ પાપીનું મન પાપમાં ખરડાયલું હતું, પરંતુ આ પવિત્ર

સ્ત્રીનું મન તો પવિત્રજ હતું. એને આ પાપીના વિચારો સમાન પાપી વિચારો શાના હોય ? ખરેખર કોઇએ કહ્યું છે કે 'આશકને મન માશુક, અને માશુકને મન કાંઇજ નહિ,' તેમ આ સ્ત્રીને તો તેનો ખ્યાલ કે હિસાબ પણ નહોતો. આ વેપારી કેટલેક દૂર સુધી એની વાંસે ગયો, અને એના આગળ થઇને પોતાની સુંદરતા સારૂ નિકળ્યો પણ ખરો, છતાં તે સ્ત્રીએ તો તેના સામું પણ જોયું નહીં. એટલે નિરાશ થઇ પાછો ફર્યો, અને પોતાની દુકાને આવ્યો. આ વખતે પેલો એનો નોકર દુકાન વધાવવાની તૈયારીમાં હતો. તેણે આવી તેને દુકાન વધાવવાની ના પાડી અને પોતે દુકાન ઉપર બેઠો, અને પેલા નોકરને ઘેર મોકલ્યો.

આ નોકર ઘર તરફ રવાના થયો એટલે પેલી ઠગારી તેને વાંસે વાંસે છેક તેના ઘર સુધી ગઇ. જ્યારે નોકર ઘરમાં પેઠો એટલે તે ઘર જોઇ પાછી આવી. અને એકાંત જગા જોઇ કોઇ પાસેથી ખડીઓ, કલમ માગી લઇ એક એવા મતલબનો પેલા વેપારી ઉપર જાણે તે જે સ્ત્રીના વાંસે ગયો હતો તે સ્ત્રીએ પત્ર લખ્યો ન હોય તેવો પત્ર લખ્યો કે "અરે ઓ ખુબસુરત જવાન વેપારી, હું જે વખતે આજે સવારમાં તારી દુકાન આગળ થઇને નીકળી, અને જ્યારે મેં તને દુકાન ઉપર જોયો ત્યારથી હું તારા ઉપર બહુજ આશક થઇ ગઇ છું. પરંતુ જે વખતે તમો મારા વાંસે આવીને મારી સાથે મુલાકાત કરવાની ઇચ્છા રાખતા હતા, તે વખતે મને પણ તમારી સાથે વાત કરવાની બહુજ ઇચ્છા હતી. પરંતુ હું તમારી સાથે વાત કરી શકી નહીં, કારણ કે મારી પછવાડે પછવાડે મારો સસરો આવતો હતો તેથી મારો કંઈ ઉપાય નહોતો. આ પત્ર આ મારી આયાની સાથે તમારી સેવામાં મોકલવામાં આવ્યો છે, અને આપને જણાવું છું કે મારૂં મુકામ ખાલી છે. માટે તમે જલ્દીથી ચાલ્યા આવો અને આપનું સુંદર સ્વરૂપ બતાવી મારા દિલને શાંત કરો." આવી રીતે પત્ર તૈયાર કરી લાવીને પેલા વેપારીના હાથમાં આપ્યો. એણે તે વાંચ્યો અને એના મનમાં તો આનંદની ઉર્મિઓ ઉછળવા લાગી. જેમ મરતા માણસને અમૃત મળવાથી તેને જેટલો આનંદ થાય તેટલો આનંદ આ વેપારી માનવા લાગ્યો, ને આ ઠગારી સ્ત્રીનો આભાર માનતો દુકાનને તાળું લગાવી તેની વાંસે ચાલતો થયો. આ ઠગારી તેને લઇને નગરની ગલીઓ કુંચીઓ એવા ઇરાદાથી વટાવવા લાગી કે કોઇ સારો મુકામ મળી જાય તો હું મારૂં કામ પૂર્ણ કરૂં. છેવટે એક સુંદર મુકામ તેની નજરે પડયો, કે જેની અંદર એક કુવો પણ હતો.

આ ઠગારીએ પેલા શરાફને કહ્યું કે, "તમો અહીં થોભો અને હું અંદર જઇ ખબર લઇ આવું."

પેલો કામી પુરૂષ તેના ઉપર ભરોંસો રાખી ત્યાં બેઠો. આ ઠગારી સ્ત્રી તે મુકામમાં ગઇ અને જોયું કે અંદર કોઇ પુરૂષ નથી. પરંતુ માત્ર બે સ્ત્રીઓ બેઠી બેઠી વાર્તાલાપ કરી રહી છે. તેણે તે સ્ત્રીઓને

કહ્યું કે: "બાઇઓ, મારો પ્રાર્થનાનો વખત થઇ ગયો છે, માટે જો તમો મહેરબાની કરો તો મારી સાથે મારો નોકર છે, જે બહાર બેઠો છે તેની પાસે થોડું સ્વચ્છ સારૂં પાણી ખેંચાવું અને પ્રાર્થના કરી લઉં."

પેલી સ્ત્રીઓ આવા ધાર્મિક કાર્યમાં ના પાડે તે અસંભવિતજ હતું. તે ભલી બાઇઓએ કહ્યું કે "જાઓ, તમો તમારા નોકરને બોલાવી લાવો, અને પાણી ખેંચાવી લો, અમો અંદરના ભાગમાં ત્યાં સુધી રહીશું."

આ ઠગારી બહાર ગઇ અને પેલા વેપારીને કહ્યું કે "તમારી માશુકની ડોલ કુવામાં પડી ગઇ છે, માટે તમો બિલાડી લઇને એને બહાર કાઢી આપો."

વેપારી તો માશુક ઉપર આંધળોજ બની ગયો હતો એટલે તેણે જણાવ્યું કે "બહુ સારૂં" આમ કહી પોતાનાં કપડાં ડેલામાં ઉતારી કુવા ઉપર ગયો.

આ વેપારી જ્યારે મુકામમાં ગયો ત્યારે આ ઠગારી તેનાં વસ્ત્રો લઈ, તેના ઘેર ગઇ અને તેની સ્ત્રીને કહેવા લાગી કે "બાઇ, તમારા પતિ સ્નાનગૃહમાં નહાવા ગયા છે, અને આ તેમનાં કપડાં લઇ તમારી પાસે મોકલી કહાવી મોકલ્યું છે કે તેમનાં બીજાં કપડાં મંગાવ્યાં છે, અને સવારમાં નોકરની સાથે જે થેલી મોકલાવી છે તે પણ મંગાવી છે"

પેલી સ્ત્રીએ પોતાના પતિનાં કપડાં જોયાં એટલે તેને આ ઠગારીના કહેવા ઉપર ભરોસો થયો. તેણે તુરતજ કપડાં અને થેલી તેના હવાલે કરી દીધી. આ તો પોતાની ઇચ્છા મુજબની વસ્તુઓ મળી એટલે તુરતજ પસાર થઇ ગઇ.

પેલો વેપારી જ્યારે પેલા મુકામમાંના કુવા ઉપર ગયો અને જોયું તો તેને કુવા ઉપર કુવામાંથી વાસણ કહાડવાની બિલાડી કયાંઈ દેખાઇ નહીં, તેથી તેણે આજુબાજુ ફાંફાં માર્યાં, પરંતુ ત્યાં કોઇ પણ ઠેકાણે તેને બિલાડી દેખાઇ નહીં, તેથી તેણે ડેહેલાના દરવાજા તરફ પેલી સ્ત્રીને બુમો મારી. પરંતુ જવાબ કોણ આપે ? પછી તેણે મુકામ તરફ ફરીને બુમો મારી કે "બિલાડી કયાં છે? હું ડોલ શાનાથી કહાડું ?"

પરન્તુ તેને જવાબ કોણ આપે ? એટલે એ તો છાનોમાનો કુવા ઉપર ઉભો રહ્યો અને વિચાર કરવા લાગ્યો કે "મારે ડોલ શાનાથી કહાડવી ? અને પેલી બૈરી કયાં ગઇ હશે ?" આ ભાઇ આ પ્રમાણે વિચાર કરતો હતો તેજ અરસામાં ઘરનો માલિક ઘરમાં આવ્યો. તેણે પોતાના ઘરમાં અજાણ્યો માણસ જોયો એટલે તે તો આશ્ચર્યમાં પડયો, અને તેને પૂછવા લાગ્યો કે, "તું અહીં શા સારૂ આવ્યો છે, અને તું કોણ છે ?"

પેલા વેપારીએ જવાબ આપ્યો કે "હું તો તમારી ડોલ કુવામાં પડી છે તેને કહાડવા સારૂ અહીં બોલાવવાથી આવ્યો છું."

પેલા ઘરધણીએ પૂછયું કે "તને કોણ બોલાવવા આવ્યું હતું ?"

વેપારીએ ઉત્તર આપ્યો કે "તમારા ઘરની એક વૃદ્ધ સ્ત્રી મને બોલાવવા આવી હતી અને હવે તે કયાંઇ દેખાતી નથી. તે કયાં ચાલી ગઇ તે માલુમ નથી."

પેલો ઘરધણી ઘરમાં ગયો અને પૂછવા લાગ્યો કે, "તમોએ કોઇએ આ પુરૂષને બોલાવ્યો હતો?"

ઘરમાંની સ્ત્રીઓએ ઉત્તર આપ્યો કે "આ માણસ જુઠું બોલે છે. અમોએ એને કોઇની માર્ફત ડોલ કહાડવા સારૂ બોલાવ્યોજ નથી, કારણ કે ડોલજ કુવામાં પડયો નથી, એટલે કહાડવા સારૂ કોઇને પણ શા સારૂ બોલાવવામાં આવે? હા, પણ એટલી વાત સાચી છે, કે એક વૃદ્ધ સ્ત્રી અમારી પાસે આવી હતી અને અમને કહેતી હતી કે 'મારો પ્રાર્થનાનો વખત જાય છે. તેથી જો તમો રજા આપો તો મારા નોકર પાસે પાણી કહાડી હું હાથ પગ ધોઇ શુદ્ધ થાઉં. અમોએ તેના ધાર્મિક કામમાં સાહ્ય કરવા ખાતર તેને હા કહી અને તેણે આ માણસને અંદર મોકલ્યો, પરંતુ પછી તે સ્ત્રી ક્યાં ગઇ તેનો કંઇજ પત્તો નથી. આ માણસ મકાનમાં આવ્યો ત્યારથી ડોલ કહાડવા સારૂ બિલાડી શોધતો કુવા ઉપરજ ઉભો રહ્યો છે."

ઘરધણી એવા વિચાર ઉપર આવ્યો કે એ વૃદ્ધ ડોશી અને આ તેનો નોકર એકાંતનો લાગ જોઇ ઘરમાં પુરૂષ નહીં હોવાથી જરૂર ચોરી માટે આવેલાં. પરંતુ મને આવતો જોઇ પેલી બૈરી નાસી ગઇ અને આ નાસી શક્યો નહીં. આ વિચારથી ઉશ્કેરાઇ ઘરધણી તો પેલા વેપારીને એકાએક મારવા જ લાગ્યો.

પેલા વેપારીએ બિચારાએ માર ખાતાં ખાતાં જણાવ્યું કે "અરે સાહેબ, પણ એ તો મારી કંઇ ઓળખીતી પણ નહોતી. માત્ર મને એણે ડોલ કહાડી આપવાનું કહ્યું તેથી હું તો ડોલ કહાડી આપવા સારૂ જ આવ્યો છું."

છેવટે જ્યારે ઘરધણી પોતે જ માર મારતાં થાકી ગયો ત્યારે તેણે તેને છોડયો અને બહાર કહાડી મુકયો. વેપારી બિચારો દરવાજા ઉપર આવ્યો તો તેનાં કપડાં પણ ગયબ થઇ ગયલાં હતાં. એટલે માત્ર એક લુંગી પહેરીનેજ ઘર તરફ ફૂટયા લસણે ચાલ્યો.

પરસ્ત્રી સાથે પ્રેમ કરવો તે ઇજ્જત ગુમાવવાનો અવ્વલ રસ્તો છે. પ્રાણ ગુમાવવાનો પણ અવ્વલ રસ્તો છે, અને ધનની પાયમાલી કરવાનો સહેલો જ ઉપાય છે. ખરેખર "પાંડવયશેન્દુચન્દ્રિકામાં" સૈરંધ્રીના પ્રેમમાં ફસાયલા કીચકના માટે કહેવામાં આવ્યું છે કે "ઇન્દ્ર, દશાનન, બાલી, અહ, ભયો કછુ નહિ ક્ષેમ; સઘ ફલ્યો કીચક સદન, પરદારાકો પ્રેમ." જો કે ઇન્દ્ર, રાવણ અને વાલી એમને પરસ્ત્રીની સાથે પ્રેમ કરવાથી કંઇજ કુશળતા પ્રાપ્ત થઇ નથી. પરંતુ તે કેટલાક સમય બાદ અને આ કીચકને તો પોતાના ઘરમાંજ તુરતાતુરત પરસ્ત્રીનો પ્રેમ ફળીભૂત થયો.

આપણા આ વેપારીની પણ એજ દશા થઇ ગઇ. કીચકે પ્રાણ અને ઇજ્જત ગુમાવી, અને આ વેપારી પણ ધન અને ઇજ્જત પરસ્ત્રીના પ્રેમમાં ગુમાવી બેઠો. અરે આવા આવા અનેક દાખલાઓ છતાં પણ મૂર્ખાઓ આડા રસ્તે ચડી ગયેલા હોવાથી સમજતા નથી. ખરેખર કહેવામાં આવ્યું છે કે:

કામી જન કુત્તા વિષે, ફેર જરાયે ન્હોય;
જ્યમ નારી અપમાનતિ, કરે પ્યાર અતિ ત્હોય.

જેમ કુતરૂં ટુકડા રોટલીને સારૂ અનેક ઠેકાણેથી માર ખાધા છતાં પણ વારંવાર ત્યાં જાય છે, તેમ આ કામી પુરૂષરૂપી–કુતરાઓ પણ સ્ત્રી વારંવાર તેનું અપમાન કરે છે છતાં પણ તેના તરફ જાય છે. વળી કેટલાક તો તેવા અપમાનનો એવો ખુલાસો પણ નિર્લજ્જતાથી કરતા જણાય છે કે "વહાલાની ગાળ એ તો ઘીની નાળ." એમ પોતાના અપમાનને ઘીની નાળ સમાન પણ માને છે. આહા! કામની કેટલી પ્રબળતા છે, કે જેના પ્રબળ પ્રતાપ આગળ મહા ધીરવીરો પણ પોતાની ધીરજ છોડી દે છે.

હવે ધીમે ધીમે પેલો વેપારી પોતાના ઘર તરફ ગયો. તેની ઓરતે તેની આ દશા જોઇ તેને પૂછ્યું કે–"આમ માત્ર એક લુંગીજ પહેરીને કેમ તમો આવ્યા છો? મેં તમારાં કપડાં તો મોકલાવ્યાં હતાં."

વેપારીએ પૂછ્યું: "કોની સાથે કપડાં મોકલાવ્યાં હતાં?"

તેની સ્ત્રીએ કહ્યું કે: "જે સ્ત્રીની સાથે તમોએ તમારાં કપડાં મોકલ્યાં હતાં, તેજ સ્ત્રીની સાથે મેં તમારાં કપડાં મોકલાવ્યાં છે."

સ્ત્રીનું કહેવું સાંભળી આ વેપારી તો પોકો મારીને રોવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે: "અરે, મને એજ પાપી સ્ત્રીએ દગો દીધો છે. ઠીક હવે મને એ પણ જણાવ કે આ ઠગારીને બીજું તો કંઇ તેં આપ્યું નથીને?"

સ્ત્રીએ જણાવ્યું કે "તમોએ પેલી સવારમાં મોકલેલી થેલી પણ તેની સાથે મંગાવી હતી, તેથી તે પણ લઇ ગઇ છે."

હવે તો આ વેપારીને લગાર પણ ધ્રાડસ રહી શકી નહીં અને તેથી તે બિચારો પોકો મારી રડવા લાગ્યો. તેની ઓરત પણ તેના એ કાર્યમાં મદદગાર થઇ પડી. બંને જણ સારી પેઠે રોયાં.

બાદ વેપારી ઉઠયો અને કપડાં પહેરી બાદશાહ પાસે ગયો અને તમામ હકિકત નિવેદન કરી. બાદશાહ તુરતજ સમજી ગયો કે આ કામ પેલી ઠગારીનુંજ છે તેથી તે તો બહુજ નાખુશ થયો, અને તેને જલ્દિથી પકડવાની તાકિદ પોતાના અમલદારોને કરી.

(૭)

નિયમ મુજબ આ સ્ત્રી કેટલોક વખત ઘરમાંજ રહી અને ફરી પાછી શિકારની શોધ સારૂ બજારમાં જવા સારૂ નિકળી. આડી અવળી ફરવા લાગી. એટલામાં પેલો હમાલ તેને મળી ગયો. તેણે તેને પકડી અને કહેવા લાગ્યો: "અરે કમજાત! હું તને બહુ બહુ દિવસોથી શોધી રહ્યો હતો, પરંતુ આજ તું મારા કબજામાં આવી છે. હવે હું તને કોઇ રીતે છોડીશ નહીં."

આ ઠગારીએ જાણ્યું કે આપણાં કામો શહેરમાં મશહુર થઇ ગયાં છે, માટે આની સાથે વાત વધારવામાં ફાયદો નથી. હવે તો જેમ બને તેમ આની સાથે પતાવટ કરવામાંજ સાર છે. તેણે તેને કહ્યું કે "ભાઇ! જો તું તારી ટોપલીની કિમ્મત મને કહેશે તો તે હું તને આપી દઇશ. અને તારી તે

રકમ આપવામાં કોઇ પણ પ્રકારની હરકત નથી.”

હમાલે જવાબ આપ્યો કે “જો તું મને તે પ્રમાણે કિમ્મત આપતી હોય તો પછી મારે બીજી શી તકરાર હોય?”

પેલી સ્ત્રીએ કહ્યું: “ત્યારે તું મારી સાથે મારા ઘેર ચાલ.”

હમાલ પણ તેની વાંસે જવા કબુલ થયો. એથી તે એને સાથે લઇ ચાલતી થઇ. રસ્તામાં એક દાંતના ડાકટરની દુકાન જોઇ, તેથી તેણે પેલા હમાલને કહ્યું કે “મારું બધું નાણું આ ડાકટરને ત્યાં હું જમા રાખું છું. માટે તું અહીં બેસ; હું એની પાસેથી પૈસા લાવીને તને આપું છું.”

એટલે હમાલને ભરોંસો પડયો કે હવે આ સ્ત્રી મારી નજર આગળથી કયાંયે જાય તેમ નથી, તેણે પૈસા લાવવા જવાની રજા આપી. આ સ્ત્રી પેલા દાંતના ડાકટર પાસે ગઇ અને કહેવા લાગી કે “અરે ભાઇ, પેલો સામો ઉભો તે મારો નોકર છે. અને તેના ચાર દાંત દુ:ખે છે માટે તેને પાડી નંખાવવા છે, પરંતુ તે માનતો નથી. નકામો દુ:ખી થાય છે. માટે તેને તમારા માણસો પાસે બંદોબસ્તથી પકડી મંગાવી તે ના કહે છતાં પણ તેના આગળના ચાર દાંત પાડી નાંખી તેને દુ:ખમાંથી છોડાવો. ખુદા તમારું ભલું કરશે.” આમ કહી તેણે તેની મેહેનતના પૈસા પણ આપી દીધા.

તેણે વિશેષ રીતે બંદોબસ્ત કરવા સારૂ પેલા ડાકટર સાહેબને જણાવ્યું, કે “આપ બરાબર બંદોબસ્તથી એને પકડજો, કારણ કે જ્યારે એને માલુમ પડશે કે એના દાંતની આપ દવા કરવાના છો ત્યારે તે નાસી જશે.”

ડાકટરે જણાવ્યું કે “એ બાબત તમો બેફીકર રહો. હું તે બાબતમાં બરાબર બંદોબસ્ત કરીનેજ કામ કરીશ.”

પછી તેણે પોતાના પાસે કેટલાક કામ શીખવા સારૂ આવતા શાગીર્દોને બોલાવી તમામ હકિકતથી વાકેફ કરી સામે ઉભેલા હમાલને પકડી લાવવા જણાવ્યું. તેના દશ બાર શાગીર્દો પેલા હમાલને જઇને બાઝી પડયા. આ વખતે હમાલે બૂમો તો ઘણીયે મારી, પણ કોણ તેનું સાંભળે? તેને પકડી લાવીને ડાકટર પાસે રજુ કર્યો. ડાકટરે તેના બે હાથ અને પગ પકડવા કહ્યું. તેના શાગીર્દોએ તેને પકડી રાખ્યો અને તેની બૂમો લક્ષમાં ન લેતાં આ પરોપકારી ડાકટરે તેના ચારેય દાંત ખેંચી કહાડયા. આ બિચારા હમાલના મોંમાંથી પુષ્કળ લોહી વહેવા લાગ્યું, તેનાં તમામ કપડાં લોહીથી ખરડાઈ ગયાં અને તે બિચારો મૂર્છિત થઇ પડયો.

પેલી ઠગારીએ ડાકટરને કહ્યું કે “એની તમો બરાબર સારવાર કરજો. હું ઘેર જઇ મારા માણસોને મોકલું છું કે જેઓ આવી એને મારા ઘેર લઇ આવશે.”

ડાકટરે આ ભલી પરોપકારી બાઇને ઉત્તર આપ્યો કે “તે બાબતમાં તમારે કંઇ શંકા રાખવી નહીં. હું તેની બરાબર દવાદારૂ કરીશ. તમો જાઓ અને તમારા માણસોને મોકલો.”

પેલી ઠગારી તો રફુ્ક્કુ થઇ ગઇ. તેના ગયા પછી પેલા હમાલની મૂર્છા વળી. એટલે તે પેલા ડાકટરને પૂછવા લાગ્યો કે "પેલી નાલાયક સ્ત્રી ક્યાં ગઇ? અને તમોએ મારા દાંત કેમ પાડી નાંખ્યા?"

ડાકટરે કહ્યું કે "ભલા માણસ, નાલાયક તે તું કે તે સ્ત્રી? તું દુઃખી થતો હતો તેથી તે બિચારીએ મને પોતાના પદરથી મેહેનતાણું આપી તારા હેરાન કરતા ચાર દાંત પડાવી નાંખ્યા છે; છતાં તેને નાલાયક કહે છે?"

આ ડાકટરનું કહેવું સાંભળી હમાલને ડાકટર ઉપર ક્રોધ તો ઘણોય ચડયો પણ કરે શું? કારણ કે તેના શરીરમાં શક્તિ રહી નહોતી જેથી તે તે ડાકટરને કંઇ કહી શકે. તે બિચારો બિન ઉપાયથી ત્યાંથી ઉઠયો અને બાદશાહ પાસે જઇ ફરિયાદ કરવા લાગ્યો. બાદશાહ તેની હકિકતથી આશ્ચર્યમાં ગરક થયો અને તુરતજ તેણે પોતાના વજીરને બોલાવી ફરમાવ્યું કે "તમને હું એક પખવાડીઆની મુદત આપું છું. એ મુદતમાં જો તમો આ ઠગારીને પકડી નહીં લાવો તો ઠીક નહીં તો તમને કમી કરવામાં આવશે." આ પ્રમાણે હુકમ કરી આ હમાલને તેણે રજા આપી.

(૯)

આ ઠગારી હમાલના દાંત પડાવી મુકામ ઉપર આવી અને હમ્મેશના નિયમ મુજબ કેટલોક વખત ઘરમાંજ રહી. પાછી તેને એક દિવસ બજારની સહેલગાહ કરવાની ઇચ્છા થઇ આવી. તે બજારમાં જવા સારૂ નિકળી. આ વખતે તેને પેલા ધોબીની મુલાકાત થઇ ગઇ. ધોબીએ પણ તેને ઓળખી અને તેથી તેને પકડી બજાર વચ્ચેજ મારવા લાગ્યો. એટલે આ ઠગારીએ આકાશ તરફ હાથ ઊંચા કરી પોકાર કરવા માંડયો કે "અરે ખુદા, આ મારો છોકરો તેનું ચિત્ત ભ્રમિત થઇ ગયલું હોવાથી મને મારે છે. માટે તું એના ઉપર ક્રોધ ન કરતાં દયા કર અને એને સારી બુદ્ધિ આપ."

પેલો બિચારો ધોબી કહેતો હતો કે "અરે, તું ચહાય તેટલા પ્રપંચ કર, પરંતુ હવે હું તને છોડવાનો નથી."

આ ઠગારીના કહેવાની બજારના લોકો ઉપર અસર થઇ, અને તેઓ પેલા ધોબીને ચિત્તભ્રમિત થઇ ગયલો, પેલી સ્ત્રીનો પુત્ર સમઝી તેની પાસે આવી કહેવા લાગ્યા કે "અરે પાપી! આ બિચારી ઘરડી ડોશીને મારતાં તને શરમ પણ આવતી નથી?"

ધોબીએ કહ્યું કે "ભાઇ, એ તો બિચારી નથી, પરંતુ બલા છે. એણે હજારો લોકોને ઠગવાનો ધંધો શરૂ કર્યો છે, અને મને પણ ઠગ્યો છે. હું કેટલાયે વખતથી એની શોધમાં હતો, એવામાં આજે તે મારા હાથ લાગી ગઇ છે."

ધોબીનું કહેવું સાંભળી આ ઠગારી પોકારો કરવા માંડી કે "અરે આનો ગંડાપો તો જુઓ, તે પોતાની માને પણ ભૂલી ગયો છે. અરે, હવે તો હે ખુદા! ગંડાપાની પણ હદ આવી ગઇ છે. હવે તો તું માફ કર, માફ કર."

બિચારો ધોબી કહેવા લાગ્યો કે "અરે! પણ તું મારી મા ક્યાં છે?"

ઠગારી સ્ત્રીએ તો લોકોનાં મન ઉપર પોતાના કહેવાની અસર થાય તે સારૂ બહુજ ભોળી રીતેજ પોકાર કરવા માંડયો કે "હે ખુદા, તું મારા આ પુત્ર ઉપર દયા ખા અને તેની બુદ્ધિ ઠેકાણે લાવ,"

આમ કહીને તે પોતાના પુત્રની દયા ખાવાની ડોળ કરી રોવા લાગી.

આથી બિચારા અજાણ્યા પ્રેક્ષકોને તેના ઉપર દયા આવી, અને તેઓ તેનું કહેવું સાચું માની, પેલા ધોબીને તેને મારથી બચાવવા સારૂ, બાઝી પડયા, અને આ સ્ત્રીને તેનાથી છૂટી કરાવી. છૂટી થયા બાદ જાણે મારની દહેશતથી નાસતી હોય તેમ ઉતાવળી ગલીઓ વટાવતી પોતાના ઘેર સલામતીથી પહોંચી ગઇ.

ધોબી બિચારો રોતો રોતો બાદશાહ પાસે આવ્યો. હવે તો બાદશાહને હદપાર આશ્ચર્ય અને પ્રજાના ત્રાસથી દુઃખ થવા લાગ્યું તેથી તેણે સમગ્ર નગરમાં પહેરો બેસાડયો અને ફરમાવ્યું કેઃ "કોઇ પણ માણસ આ સ્ત્રીને લાવીને રજુ કરશે તેને સારી રીતે ઇનામ આપવામાં આવશે."

આથી આ સ્ત્રીની ધરપકડ સારૂ સખ્ત રીતનો બંદોબસ્ત થઇ ગયો. રાત્રિદિવસ તેની તપાસ થવા લાગી અને સમગ્ર પ્રજા તથા સરકારી નોકરો તેની ધરપકડને માટે ઇન્તેજાર થઇ તેની રાહ જોવા લાગ્યા.

આ ઠગ સ્ત્રીને પોતાની ધરપકડ કરવાના બંદોબસ્તની ખબર માલુમ પડી. એટલે કેટલાક મહિના સુધી તે ઘરમાંથી બહારજ ન નીકળી, પરંતુ તેના કિસ્મતે તેને ઉંધા રસ્તે ચડાવી તેથી પાછી તે એક દિવસ નગરની સહેલગાહ સારૂ નિકળી પડી. જેવી શહેરના દરવાજામાં પેઠી તેવીજ દરવાજાના પેરાવાળાઓએ તેને પકડી લીધી, અને તેને લાવી બાદશાહ સમક્ષ હાજર કરી.

બાદશાહે હુકમ કર્યો કેઃ "તેને એક નાવડામાં બેસાડી મધ્ય દરિયામાં લઇ જઇ ડુબાવી દો."

આ વખતે તેણે શાહી હુકમમાંથી છૂટવા સારૂ ઘણા ઘણા પ્રયાસો કર્યા. પરંતુ બાદશાહે તેનું કંઇજ સાંભળ્યું નહીં, અને સિપાઇઓને હુકમનો અમલ કરવા ફરમાવ્યું. સિપાઇઓ તેને લઇને દરિયાકાંઠે આવ્યા અને એક નાવડાવાળાને બોલાવી શાહી હુકમ સમજાવી પેલી સ્ત્રીને નાવડામાં બેસાડી ખારવાઓને સુપર્દ કરી ચાલ્યા ગયા.

આ સિપાઇઓના ગયા બાદ આ ઠગારીને નાવડામાં બેસાડી ખારવાઓએ નાવડું મધ્ય દરિયે હંકાર્યું. એટલે આ ઠગારીએ પોતાની યુક્તિની અજમાયશ કરવા માંડી અને તેણે પેલા ખારવાઓને હસીને કહ્યું કે "અરે મૂર્ખાઓ! તમે મને ક્યાં લઇ જાઓ છો?"

બિચારા ભલા ખારવાઓએ કહ્યું કે "બાદશાહના હુકમનો અમલ કરવા સારૂ લઇ જઇએ છીએ."

ઠગારીએ કહ્યું: "અરે મૂર્ખાઓ ! તમે માર્યા જશો. અલ્યા, તમને ખબર છે કે હું કોણ છું ?"

ખારવાઓએ કહ્યું કે "ના, એ તો અમે જાણતા નથી."

એણે જવાબ આપ્યો કે "મૂર્ખાઓ ! હું તો તમને હુકમ કરનાર તમારા બાદશાહની મા છું. પરંતુ એણે માત્ર દારૂના નિશામાંજ મને દરિયામાં ડુબાડવાનો હુકમ કર્યો છે. જ્યારે તેને નિશો ઉતરશે ત્યારે તે મને યાદ કરશે. કારણ કે તે એક ઘડી પણ મારા વગર રહી શકતો નથી. આ તો મેં એને દારૂ પીવાની મના કરી, ત્યારે તેણે નાખુશ થઇને આવો હુકમ કર્યો છે. જો તમો મને દરિયામાં ન ડુબાડતાં મને દરિયા કાંઠે મૂકી, મારા દિકરાને હું જીવતી છું, એવી ખબર આપશો તો તમને ભારે રકમનું ઇનામ મળશે. જો મને ડુબાડી જશો તો તમારા પ્રાણ લેશે. માટે તમને જેમ ઠીક લાગે તેમ કરો."

ભોળા ખારવાઓ આ તેની વાગ્જાળમાં ફસાયા અને તેમણે તેનું કહેવું સાચું માની તેમનું નાવડું પાછું શહેર તરફ હંકાર્યું. તેઓ કિનારે આવી પહોંચ્યા અને આ બાદશાહની માને કિનારે ઉતારી. એનું શું થાય છે તેની રાહ પણ જોવા ન રહ્યા અને તેઓ તો વહેલા બાદશાહ પાસે પહોંચી પહેલી વરદી આપવાની ઉતાવળથી નાસવા લાગ્યા. બાદશાહે આ ખારવાઓનું ટોળું ઉતાવળથી દોડતું આવતું જોયું, એટલે તે વિચારમાં પડયો કે "આ બધા એકકી સાથે કેમ દોડતા આવે છે ?"

એટલામાં તો એક પછી એક ખારવો આવી આવીને બાદશાહને વરદી આપવા લાગ્યો કે "ખુદાવિંદ ! આપનાં માતુશ્રી ખુશ મિજાજમાં સમુદ્રના કાંઠે બેઠેલાં છે. આપે તેમને દરિયામાં ડુબાવવાનો હુકમ ફરમાવ્યો હતો. પરંતુ માતુશ્રીએ અમને પોતાની ઓળખ આપી, એટલે અમોએ તેમને સમુદ્રમાં ડુબાવ્યાં નથી."

બાદશાહ તો આ ખારવાઓનું કહેવું સાંભળી, એકાએક હસવા લાગ્યો. આ ઓરતની અક્કલની પ્રશંસા કરવા લાગ્યો. એણે ખારવાઓને પૂછ્યું કે "અલ્યા મૂર્ખાઓ ! તમો જાણતા નથી કે મારાં માતુશ્રીને મરી ગયાને તો આજે લગભગ ૧૫-૨૦ વર્ષ વીતી ગયાં છે ? આ ઠગારીનું કહેવું સાચું માની તમોએ તેને બચાવી ? તે કયાં છે ?"

ખારવાઓએ જવાબ આપ્યો કે: "ખુદાવિંદ ! તેને અમો દરિયા કિનારે મૂકીને આવ્યા છઇએ."

બાદશાહે ખારવાઓને હાંકી કઢાવ્યા, અને તેની તપાસ કરવા સિપાઇઓ મોકલ્યા. પરંતુ તે ઠગારી ત્યાં સુધી દરિયા ઉપર શા સારૂ બેઠી થાય ?

ખારવાઓ આ "ભયંકર ઠગારી સ્ત્રી"ને દરિયા કાંઠે ઉતારી, પોતે બાદશાહ પાસે ઈનામ લેવા ગયા, એટલે આ સ્ત્રી ઉતાવળી ઉતાવળી ત્યાંથી નાશીને પોતાના ઘેર ભેગી થઇ ગઇ. પોતાની ત્રણે પુત્રીઓને બોલાવી

કહેવા લાગી કે, "હવે આપણે આ શહેરમાં રહેવા સરખું નથી. કારણ કે મને પકડવા સારૂ સખ્ત રીતના ઉપાયો થઇ ગયા છે, માટે હવે નાશી કોઇ બીજે ઠેકાણે સહિસલામત પહોંચવું તેજ ઉત્તમ છે."

આમ મા દિકરીઓએ વિચાર નિશ્ચિત કરી, તેઓ ઠગાઇના તમામ સરસામાન સાથે શહેરનાં અનેક માણસોને નિરાધાર અને રોતાં કરી બીજા શહેર તરફ ચાલી ગયાં.

હવે આ કામકળાએ પુત્રીઓને કહ્યું કે, "મેં મારી આટલી આખી ઉમ્મર ઠગાઇનો ધંધો કરી પુષ્કળ ધન પેદા કર્યું છે, માટે હવેથી હું તે નીચ ધંધાને સદાને માટે તિલાંજલિ આપું છું. હવેથી મારી જીંદગીનો બાકીનો સમય પરમેશ્વરની પ્રાર્થના કરવામાં અને દાન પુણ્ય કરવામાં વ્યતીત કરીશ."

તેણે ત્રણે પુત્રીઓને યોગ્ય જમાઇઓ સાથે પરણાવી, પોતાની મિલકતમાંથી સારી રીતે ધન તેમને આપ્યું, અને પોતે જીંદગી ઈશ્વરની પ્રાર્થનામાં અને સખાવતમાં વીતાડવા લાગી.

મનુષ્યે જ્યારથી સમઝ પડે ત્યારથી પણ પોતાનાં પાપી કૃત્યોનો ખરા અંતઃકરણથી પશ્ચાત્તાપ કરી, તેને હમ્મેશને માટે તિલાંજલિ આપવી જોઇએ અને પુનઃ સ્વપ્ને પણ પાપી કૃત્યો તરફ દિલ નહીં ચલાવતાં ઈશ્વર ભક્તિનો આશય ગ્રહણ કરવો એક ઉચિત છે કે જેથી તે પાપી કૃત્યોની માફી મેળવી, પોતાનાં આ અને પર બંને લોક સુધારી શકે. ખરી રીતે તો બાળપણથી જ પાપી કૃત્યો તરફ મનને દોડાવવું નહીં જોઇએ એ જ ઉત્તમ માર્ગ છે.

સમાપ્ત

# મહારાણી મયણલ્લા

અથવા

# ગુજરાતની માતા

(૧૯૨૪)—આ પુસ્તકમાં સિદ્ધરાજની મા મીનળદેવીના સચ્ચરિત્રની, સતીપણાની, અને તેના બાલ્ય કાળમાં તેણે કેવી સુંદર રીતે રાજકારભાર ચલાવ્યો, તથા મીનળદેવી અને પ્રધાન મુંજાળ વચ્ચે કેવો સેવ્ય સેવકનો પવિત્ર સંબંધ હતો, તથા કર્ણાટકી મીનળદેવી ગુજરાતના રાજા મહારાણા કર્ણદેવને કેવી રીતે પરણી, તેનો તિરસ્કાર કેમ થયો, અને આખરે મુંજાળની મદદથી તે રાજાની પ્રિયતમા કેમ બની, અને ગુજરાતની માતા તરીકે, એક સતી સ્ત્રી તરીકે કેવી પ્રખ્યાત થઈ તેની કથા છે. રા. ક. મા. મુનશીની પાટણની પ્રભુતા અને ગુજરાતના નાથ સાથે અવશ્ય વાંચવા જેવી છે. કીંમત રૂ. ૪—૮—૦.

—:૦:—

# બહારવટિયો બળવો

અથવા

# રાજબા રણસુંદરી

બળવાના સમયની કાઠિયાવાડની અને વાઘેરોના બળવાની અને ઓખામંડળની અતિ રસમય વાર્તા. એમાં દ્વારકાધીશના મંદિર ઉપર તોપોનો મારો ચાલેલો, તે પછી ફરી બંધાવ્યું તેની હકીકત તથા એક સુંદર ઉત્તમ પ્રેમરસની કથા ગુંથેલી છે. **કીંમત રૂ. ૧—૮—૦**

# પ્રેમતીર્થ

## ૧

શાંતિલાલ શેઠનો દેહાંત થયા પછી તેમના એકના એક વારસપુત્ર રમેશને તેના શત્રુઓએ ચારે તરફથી એવો દબાવ્યો કે તેને જીવ લઇને તેના પિતાના એક સમં યના મુનીમને આશરે જવું પડયું. તે મુનીમ નોકરી પરથી રજા લઇ તેના ન્હાના સરખા ગામમાં શાંતિમય વાનપ્રસ્થ જીવન ગાળતો હતો. તેણે ઘણા પ્રેમપૂર્વક જુના શેઠના પુત્રને આવકાર આપ્યો.

રમેશ સ્વભાવથીજ શાંતિ–પ્રિય, રસિક અને હસી રમીને સમય ગાળનારો યુવક હતો. વેપાર કરતાં કવિત્વનાં ક્ષેત્રમાં પોતાની શક્તિ બતાવવી, એ તેને વધારે પ્રિય હતું. રસિક જનોની સાથે, કોઇ સુંદર જળાશયને કાંઠે લીલાંછમ વૃક્ષોની ઘેરી ઘટા નીચે બેઠાં બેઠાં, કવિત્વ–ચર્ચા કરવામાં તેને જે આનંદ મળતો હતો તે તેને પેઢી કે બજારમાં મળતો નહિ.

આ પર્વત–માળાઓથી ઘેરાયેલા સુંદર ગામમાં આવીને,તેને જે શાંતિનો અને આનંદનો અનુભવ થયો તેના બદલામાં તે આવી આવી કેટલીય પેઢીઓનો ત્યાગ કરી દઇ શકતો હતો. આ પર્વત–માળાઓની મનોહર છટા, આ નેત્ર–રંજક લીલુંછમ ઘાસ, આ જલ–પ્રવાહની મધુર વીણા, આ પક્ષીઓના મીઠા કલરવ, આ મૃગ–શાવકોની છલાંગો, આ વાછરૂઓના કૂદકાઓ, આ ગ્રામ્ય–નિવાસીઓની બાલોચિત સરલતા, આ રમણીઓની સંકોચમય ચપલતા,–આ બધી બાબતો તેને માટે નવી હતી. પણ આ સૌ કરતાં પણ ચઢી જઇને જે વસ્તુ તેને આકર્ષિત કરતી હતી, તે હતી મુનીમની યુવતિ કન્યા યમુના યાને 'જમના.'

જમનાજ ઘરતું બધું કામકાજ કરતી હતી. તેની માતા કેટલાંક વર્ષ પહેલાં સ્વર્ગમાં સીધાવી ગઇ હતી, એટલે તે પિતાની સેવામાં રહેતી હતી. તેનું લગ્ન આજ વર્ષમાં થવાનું હતું. એટલામાં રમેશે આવીને તેના જીવનમાં નવીન ભાવનાઓ અને નવીન આશાઓને અંકુરિત કરી દીધી.

જમનાએ પોતાના ભાવી પતિનું જે ચિત્ર મનમાં ખેંચી રાખ્યું હતું, તેજ ચિત્ર જાણે સજીવ રૂપ ધારણ કરીને તેની સામે આવી ગયું. રમેશની આદર્શ કાલ્પનિક સહચરીએ પણ જમનાનાજ રૂપમાં અવતાર લઇ લીધો.

પરંતુ રમેશ વિચાર કરતો હતો કે મારું આવું ભાગ્ય કયાંથી? મારા જેવા ભીખા

રીને તે કોણ પોતાની પુત્રી આપે? જમના પણ વિચાર કરતી હતી કે કયાં તે અને ક્યાં હું ! અમારો સંબંધ કયાંથી બંધાય ?

(૨)

બપોરનો સમય હતો અને જેઠ મહિનો. મુનીમનું કાચું ઘર ભઠ્ઠીની માફક તપવા લાગ્યું. ખસના પડદાઓ અને પંખાઓની વચ્ચે રહેનાર શ્રીમંત-પુત્રનું ચિત્ત ગરમીથી એટલું બધું બેચેન બની ગયું કે તે બહાર નીકળી આવ્યો અને સામેના બાગમાં જઇને એક ઘીચ ઝાડની છાયામાં બેસી ગયો.

એકાએક તેના જોવામાં આવ્યું કે જમના નદીએથી પાણીનું માટલું ભરીને ચાલતી આવે છે. નીચે અંગારાની માફક બળતી રેતી હતી અને ઉપર બળતો સૂર્ય ! લૂથી જમનાની કોમળ કાયા કરમાઇ જતી જણાતી હતી. કદાચ આ વખતે તરસથી તડફડતા માણસની પણ નદી સુધી ચાલીને જવાની હિંમત ન થાય, તો પછી જમના શા માટે પાણી ભરવા ગઇ હતી? ઘરમાં પાણી તો ભરેલું હતું. છતાં આ વખતે તે શા માટે આવી ગરમીમાં પાણી ભરવા નીકળી હતી? તેને પાણીની એવી શી જરૂર હતી?

રમેશ દોડતો દોડતો તેની પાસે જઇ પહોંચ્યો અને તેના હાથમાંથી માટલું લઈ લેવાનો પ્રયત્ન કરતાં બોલ્યો: "મને આપી દે અને ભાગીને છાંયડામાં ચાલી જા. આ વખતે પાણીનું એવું શું કામ હતું ?"

જમનાએ માટલું છોડયું નહિ. માથા પરથી ખસી ગયેલો ઓઢણીનો છેડો સરખો કરતાં તેણે કહ્યું: "તમે આ વખતે અહીં કયાંથી આવી ગયા ? જાઓ ઘરમાં જાઓ, નહિ તો ગરમી લાગી જશે."

"માટલું મને આપી દે, નહિ તો પછી હું છીનવી લઇશ."

જમનાએ સ્મિત કરીને કહ્યું: "શેઠના છોકરાઓને માથે માટલું લઈને ચાલવું, એ શોભા નથી આપતું."

રમેશે માટલાનો કાંઠો પકડીને કહ્યું: "શેઠ પુત્ર જન્મવાના મહા અપરાધને માટે ઘણો દંડ સહન કરી ચૂકયો છું. જમના ! હવે તો પોતાને શેઠ-પુત્ર કહેવાતાં પણ મને શરમ લાગે છે."

"જુઓ, તડકામાં તમે પોતે નાહક હેરાન થાઓ છો અને મને પણ હેરાન કરો છો. માટલું મુકી દો. સાચું કહું છું. આ પૂજાનું પાણી છે."

"શું હું ઉપાડી લઈ જઇશ તો પૂજાનું પાણી અપવિત્ર બની જશે ?"

"ઠીક, તમે તો નથી માનતા, તો ભલે તમેજ લઇ ચાલો. ખબર તો પડશે કે કેમ પાણી લઇ જવાય છે !"

રમેશ માટલું લઈને આગળ આગળ ચાલ્યો. જમના પાછળ ચાલવા લાગી તેઓ બગીચામાં જઇ પહોંચ્યા એટલે જમના એક નાના સરખા છોડની પાસે ઉભી રહી જઇને બોલી: "આજ દેવની પૂજા કરવાની છે, માટલું નીચે મુકી દો."

રમેશે આશ્ચર્યથી પૂછયું: "અહીં કયા કોઇ દેવ છે? મને તો નથી દેખાતા."

જમનાએ માટલામાંથી પાણી રેડીને તે છોડને પાણી પાતાં પાતાં કહ્યું: "આજ મારા દેવ છે."

પાણી પામતાં છોડનાં કરમાઈ ગયેલાં પાંદડાંઓ લીલાંછમ અને તાજાં બની ગયાં. જાણે તેમનામાં જીવ આવી ગયો હોય ને !

રમેશે પૂછ્યું: "આ છોડ શું તેં વાવ્યો છે જમના ? ક્યારે વાવ્યો ?"

જમનાએ છોડને એક સીધી લાકડીની સાથે બાંધતાં બાંધતાં કહ્યું: "હા, તેજ દિવસે જે દિવસે તમે અહીં આવ્યા હતા. અહીં પહેલાં મારી ઢીંગલીઓનું ઘર હતું. મેં ઢીંગલીઓ પર છાંયો કરવા માટે એક નાનો છોડ અહીં વાવી દીધો હતો. પણ પછી મને આ વાત યાદ ન રહી. ઘરના કામકાજમાં સાવ ભૂલીજ ગઇ. જે દિવસે તમે અહીં આવ્યા તે દિવસે મને કોણ જાણે કેમ આ છોડની યાદ આવી ગઇ. મેં અહીં આવીને જોયું તો આ છોડ સૂકાઇ ગયો હતો. મેં તુરત પાણી ભરી લાવીને આને પાયું, એટલે આ જરા જરા તાજો થવા લાગ્યો. ત્યારથી રોજ આને પાણી પાઉં છું. જુઓ તો કેવો લીલોછમ થઇ ગયો છે !"

આમ કહેતાં કહેતાં તેણે માથું ઉંચું કરીને રમેશની તરફ તાકીને જોઇને કહ્યું: "બીજાં બધાં કામ ભૂલી જાઉં, પણ આ છોડને પાણી પાવાનું કદિ નથી ભૂલતી. તમેજ આના જીવન–દાતા છો. તમેજ આવીને આને જીવાડી દીધો, નહિ તો બીચારો સુકાઇ ગયો હોત. આ તમારા શુભાગમનનું સ્મૃતિ–ચિહ્ન છે. જરા આને જુઓ તો ખરા. એમ જણાય છે કે આ છોડ હસે છે. મને તો એવું જણાય છે કે આ તમારી સાથે વાત કરે છે. સાચું કહું છું, કદિક આ રડે છે, તો કદિક હસે છે અને કદિક રીસાય છે પણ ખરો ! આજે તમારૂં લાવેલું પાણી પીને આ હરખથી ફૂલ્યો સમાતો નથી. આનું એકેએક પાંદડું તમને ધન્યવાદ આપે છે."

રમેશને એવું જણાયું કે જાણે આ છોડ, કોઇ ન્હાનો સરખો રમતીયાળ બાળક છે. જેમ વ્હાલભર્યાં ચુંબનથી પ્રસન્ન થઇને બાળક ગોદમાં ચઢવાને માટે બંને હાથ પહોળા કરી દે છે, તેવીજ રીતે આ છોડે પણ જાણે હાથ ફેલાવ્યા હોય એવું તેને જણાયું. તેના એકે એક અણુમાં જમનાનો પ્રેમ ઝળકતો હતો.

જમનાના ઘરમાં ખેતીનાં બધાં ઓજારો હતાં. રમેશ એક પાવડો ઉપાડી લાવ્યો અને તેણે છોડની આસપાસ એક ક્યારો બનાવી દીધો. પછી દાતરડી લઇને ક્યારાની અંદર ઉગેલું થોડું ઘાસ ખોદી કાઢ્યું અને માટી સરખી કરી. છોડ વધારે ખીલી ઉઠયો.

જમનાએ કહ્યું: "કાંઇ સાંભળો છો કે આ શું કહે છે ? કે તમે પણ બીજા લોકોની જેમ બહેરાજ છો ?"

રમેશે હસીને કહ્યું: "નહિ, હું તો કાંઇ સાંભળી શકતો નથી. તું સાંભળી શકતી હોય તો કહે કે એ શું કહે છે."

"તે એમ કહે છે કે જો જો, એક વખત આટલો પ્રેમ કરીને પછી ભૂલી ન જશો ! આવ્યું કાંઇ આપના ધ્યાનમાં ?"

(૩)

પરંતુ રમેશને હજી શ્રીમંત–પુત્ર હોવાનો દંડ ભોગવવો બાકી હતો. તેના શત્રુઓને કોણ જાણે કેવી રીતે તેની ભાળ લાગી ગઇ. આ બાજુ હિતેચ્છુઓના આગ્રહથી વિવશ બનીને વૃદ્ધ મુનીમ હરિદાસ જમના અને રમેશનાં લગ્નની તૈયારીઓ કરતો હતો અને પેલી બાજુ શત્રુઓની એક ટુકડી માથાપર ચઢી આવી.

રમેશે પેલા છોડની આસપાસ ફુલ–પાન વાવીને એક ન્હાનીશી ફુલ–વાડી બનાવી દીધી હતી. છોડને પાણી પાવું એ હવે તેનું રોજનું કામ હતું. સવારના પહોરમાં તે કાંધ ઉપર કાવડ લઇને નદીએથી પાણી ભરીને લાવતો હતો એટલામાં દશ–બાર માણસોએ તેને રસ્તામાં ઘેરી લીધો.

હરિદાસ તલવાર લઇને દોડી આવ્યો, પરંતુ શત્રુઓએ તેને મારીને પાડી નાંખ્યો. એકલો શસ્ત્રહીન રમેશ શું કરી શકે એમ હતો ? કાંધ ઉપર કાવડ રાખી મુકીને તેણે કહ્યું: "હજી શા માટે મારી પાછળ પડયા છો ભાઇ ? મેં તો બધુંય છોડી દીધું છે."

આગેવાને કહ્યું: "અમને તમને પકડી લઇ જવાનો હુકમ છે."

"તમારો શેઠ મને આ દશામાં રહેતો પણ નથી જોઇ શકતો ? ખેર, જો તમે ધર્મમાં માનતા હો, તો હરિદાસની તલવાર મને આપી દો. મારી સ્વાધીનતાને માટે હું લડીને જીવ આપીશ."

આનો જવાબ એજ મળ્યો કે માણસો એ રમેશને પકડી લઇને તેના હાથ દોરીથી સખ્ત બાંધી દીધા અને તેને એક ઘોડેસવારની સાથે ઘોડા ઉપર બેસાડી દઇને ઘોડાને દોડાવી મુકાવ્યો. તેની કાવડ ત્યાંજ પડી રહી.

તેજ વખતે જમના ઘરમાંથી બહાર નીકળી. તેણે જોયું કે કાવડ જમીન ઉપર પડેલી છે અને રમેશને કેટલાક માણસો ઘોડા ઉપર બેસાડીને લઇ જાય છે. ઘવાયેલા પક્ષીની માફક તે કેટલાંક ડગલાં દોડી. પણ પછી પડી ગઇ. તેની આંખે અંધારાં આવી ગયાં.

એકાએક તેની નજર તેના પિતાના શરીર ઉપર પડી. તે ગભરાઇને ઉભી થઇ ગઈ અને તેની પાસે જઈ પહોંચી. હરિદાસ મરવાની અણી ઉપર આવી ગયો હતો. તેનો જીવ તેની આંખોમાં અટકેલો હતો.

જમનાને જોતાંજ તેણે ક્ષીણ સ્વરે કહ્યું: "બે...ટી...રમેશને તો..." તેનાથી વધારે તે કાંઇ કહી ન શકયો. તેનો જીવ નીકળી ગયો, પણ "રમેશને" આ એક શબ્દે તેનો આશય જણાવી દીધો.

(૪)

વર્ષો વીતી ગયાં ! પણ રમેશ તેના કારમા કારાગારમાંથી છૂટી ન શક્યો. તે હંમેશાં જાતજાતની યાતનાઓ સહન કરતો રહ્યો. તેના હૃદયમાં હંમેશાં વિયોગાગ્નિ સળગતો રહેતો હતો. તેને શાંત કરનાર કોઇ ન હતું. તેને માટે હવે જીંદગીમાં કોઈ

આશા ન હતી. કોઇ પ્રકારનું કિરણ સરખુંય ન હતું. તેને જો કોઇ ઇચ્છા હતી, તો તે એજ કે તે એકવાર તે પ્રેમ-તીર્થની યાત્રા કરી લેય, જ્યાં તેને સ્વર્ગીય પ્રેમ મળ્યો હતો, જેમાં માણસને જે કાંઇ મળી શકે તે સર્વનો સમાવેશ થઇ જતો હતો. તેના મનમાં એક માત્ર આજ અભિલાષા હતી કે તે પવિત્ર સ્મૃતિઓથી રંજિત થયેલી ભૂમિનું દર્શન કરીને નિજ જીવનનો તેજ નદીના તટપર અંત લાવી દેય. તેજ નદીનો કિનારો, તેજ વૃક્ષોની કુંજ, તેજ જમાનાનું ન્હાનુંશું ઘર, તેજ પ્રેમ-તીર્થ છોડનો ક્યારો, આ બધું તેની આંખો આગળ ફર્યાં કરતું અને તે છોડ જેને તેઓ બંનેએ મળીને પાણી પાયું હતું, તેમાં તો જાણે તેનો જીવજ વસતો હતો.

રમેશ વિચારતો: "શું તે દિવસ પણ આવશે કે જ્યારે હું પેલા છોડને લીલાં છમ પાંદડાંઓથી લદાયેલો જોઇશ? કોણ જાણે છે કે તે હવે છે પણ ખરો કે સુકાઇજ ગયો છે? કોણ હવે તેને પાણી પાતું હશે? જમના આટ આટલાં વર્ષો સુધી અવિવાહિતા થોડીજ બેઠી રહી હશે? આમ હોવાનો સંભવ પણ નથી. તેને હવે મારી યાદ પણ નહિ હોય. હા કદાચ કોઇ વાર તેને પોતાના ઘરની યાદ આવતી હશે, તો તે છોડની યાદ આવતાં મારી પણ યાદ આવી જતી હશે. મારા જેવા અભાગિયાને માટે તે આથી વધારે બીજું કરીજ શું શકે? તે પુણ્ય-ભૂમિને એક વાર જોઇ લેવાને માટે હું મારું જીવન હોમી દેવાને તૈયાર છું, પણ આ અભિલાષા પૂરી શી રીતે થાય?"

આહ! એક દશકો વીતી ગયો! શોકે અને નિરાશાએ રમેશની ઉગતી જુવાનીને કચડી નાંખી. ન આંખોમાં આશાની જ્યોતિ રહી, ન પગોમાં શક્તિ. તેને માટે જીવન જીવન ક્યાં હતું? એક દુઃખદાયી સ્વપ્ન હતું. જીવનના ગાઢ અંધકારમાં તેને કાંઇ સુઝતું ન હતું. બસ જીવનનો આધાર એકજ અભિલાષા હતી, તે એ કે ફરી એક વાર જમના સાથે પ્રેમતીર્થમાં વિહરવાની. પછી તેની અભિલાષાઓનો અંત આવી જશે, પછી તેને કોઇ ઇચ્છા નહિ રહે, સમસ્ત અનંત ભવિષ્ય, સમસ્ત અનંત અભિલાષાઓ આજ એક સ્વપ્નમાં લીન થઇ જતી હતી.

એક દિવસ તક સાધીને રમેશ કેદખાનામાંથી નાસી છૂટ્યો.

રમેશ અત્યારે પવનના ઘોડા પર સવાર થઇને, કલ્પનાના વેગથી દોડ્યે જતો હતો તે સ્થાન તરફ કે જ્યાં તેણે એક વખત સુખ-સ્વપ્ન જોયું હતું.

(૫)

મહા મુશીબતે રમેશ તેના પ્રેમ-તીર્થમાં પહોંચ્યો. તેણે જોયું કે ત્યાં વસતીનું નામ પણ ન હતું. બે ચાર ભાંગી તુટી ઝુંપડીઓ આગળની વસતીના ચિહ્ન સ્વરૂપે બાકી રહી ગઇ હતી. તે ઝુંપડી જેમાં એક વખત પ્રેમનો પ્રકાશ ઝળહળતો હતો, જેમાં તેણે જીવનના સુખમય દિવસો ગાળ્યા હતા, જે તેની અભિલાષાઓનો આધાર

અને તેની ઉપાસનાનું મંદિર હતી; તે પણ હવે તેની અભિલાષાઓની માફક પડી ભાંગી હતી.

ઝુંપડીની ભાંગીતૂટી હાલત મુંગી ભાષામાં પોતાની કરૂણ-કથા સંભળાવતી હતી. રમેશ તેને જોતાંજ "જમના ! જમના !" નો સાદ પાડતો દોડયો. તેણે તેની અંદરની રજને માથા પર ચઢાવી,—જાણે તે કોઇ દેવીની વિભૂતિ હોય,—અને તેની પડી ભાંગેલી બાજુઓ સાથે ચોંટીને ઘણી વાર સુધી રડતો રહ્યો.

હાય રે અભિલાષા ! શું તે રડવાને માટે આટલે દૂરથી આવ્યો હતો ? શું રડવાનીજ અભિલાષા આટઆટલા દિવસોથી તેને વ્યાકુળ કરતી હતી ?

છેવટે તે ઝુંપડીમાંથી ભાગેલે હૃદયે બહાર નીકળ્યો. સામે મેદાનમાં એક વૃક્ષ લીલાં લીલાં નવાંજ ફુટેલાં પાંદડાંઓને ગોદમાં લઇને જાણે તેનું સ્વાગત કરવાને માટે ઉભેલું હતું. આ તેજ છોડ છે, જેને આ જથી દશ વર્ષો પહેલાં રમેશે અને જમનાએ રોજ પાણી પાયું હતું.

રમેશ ગાંડાની માફક દોડયો અને જઇને તે વૃક્ષને બાઝી પડયો. આ તેજ પ્રેમની નિશાની છે, તેજ અક્ષય, અમર પ્રેમની નિશાની છે, જે આટલા દિવસો પછી આજે આટલો વિશાળ થઇ ગયો છે. રમેશનું હૃદય એવું ફુલી ઉઠયું કે જાણે તે આ વૃક્ષને પોતાની અંદર સમાવી દેશે, કે જેમાં તેને હવાનો ઝોકો પણ ન લાગે.

તેના એકે એક પાંદડાપર જમનાની સ્મૃતિ બેઠેલી હતી. હાથપગમાં જોર ન હતું. તેનું આખું શરીર ભૂખ, તરસ અને થાકથી ઢીલું થઇ ગયું હતું. છતાં પણ તે તે વૃક્ષપર ચઢી ગયો, એટલી સ્ફૂર્તિથી ચઢી ગયો કે તેટલી સ્ફૂર્તિથી વાંદરો પણ ન ચઢી શકે. સૌથી ઉંચી ડાળી ઉપર બેસીને તેણે ચારે તરફ ગર્વ-પૂર્ણ નજર નાંખી. આજ તેની કામનાઓનું સ્વર્ગ હતું. સમસ્ત દૃશ્ય જમનામય થતું જતું હતું. દૂર દૂરની ઝાંખી વાદળી રંગની ટેકરીઓ ઉપર બેઠી બેઠી જમના ગાતી હતી, આકાશમાં ઉડતાં રંગબેરંગી પક્ષીઓની પીઠપર બેસીને જમનાજ ઉડતી હતી. સૂર્યનાં લાલ પીળાં કિરણોપર બેસીને જમનાજ હસતી હતી. રમેશના મનમાં થયું કે જો હું પક્ષી હોત તો આજ ડાળીઓ ઉપર બેઠો બેઠો જીવનના દિવસો પૂરા કરત. પણ એવું નસીબ ક્યાંથી ?

જ્યારે ગાઢ અંધારૂં થઇ ગયું ત્યારે રમેશ નીચે ઉતર્યો અને તેણે તેજ વૃક્ષની નીચે થોડીક જમીન સાફ કરીને પાંદડાંઓની પથારી બનાવી અને તેના ઉપર સુઈ રહ્યો. આજ તેના જીવનનું સ્વર્ગ હતું ! હવે તે આ વૃક્ષનું શરણ છોડીને ક્યાંય નહિ જાય. એક મોટા રાજ્યને માટે પણ આ પ્રેમાશ્રમને નહિ છોડે.

( ૬ )

તેજ સ્નિગ્ધ, નિર્મળ ચાંદનીમાં એકા એક એક પક્ષી આવીને તે વૃક્ષ ઉપર બેસી ગયું અને દર્દમાં ડુબેલા સ્વરે ગાવા લાગ્યું.

તે નીરવ રાત્રિ તે વેદનામય સંગીતથી હાલી ઉઠી. રમેશનું હૃદય પણ એટલું શોકાતુર થઈ ગયું કે જાણે તે હમણાં ફાટી જશે. તે પક્ષીના સ્વરમાં શોકનાં અને વિયોગનાં તીર ભરેલાં હતાં.

આહ ! પક્ષી, તારો પણ જોડીદાર જરૂર છૂટો પડી ગયો હોવો જોઇએ, નહિ તો તારા સ્વરમાં આટલી વ્યથા, આટલો વિષાદ અને આટલું કરૂણાજનક રૂદન ક્યાંથી આવે ? પક્ષીનું ગીત સાંભળી રમેશના હૃદયના ટુકડા થઈ જતા હતા. પક્ષીનો દરેક સ્વર તીરની માફક તેના હૃદયને વીંધી નાંખતો હતો. તે ત્યાં બેસી રહી ન શક્યો. ઉભો થઇને આત્મા–વિસ્મૃતિની દશામાં દોડતો દોડતો જમનાવાળી ઝુંપડીમાં ગયો અને ત્યાંથી પાછો વૃક્ષની નીચે આવ્યો. તે પક્ષીને કેવી રીતે પકડે ? તે ક્યાંય જોવામાં જ આવતું ન હતું.

પક્ષીનું ગાનું બંધ થયું, એટલે રમેશને નિદ્રા આવી ગઈ. તેને સ્વપ્ન આવ્યું. તેમાં તેને એવું જણાયું કે તેજ પક્ષી તેની સામે આવીને બેઠું છે ! રમેશે ધ્યાનથી જોયું તો તે પક્ષી ન હતું, તે જમના હતી. હા પ્રત્યક્ષ જમના હતી !

રમેશે પૂછ્યું: "જમના, આ પક્ષી અહીં ક્યાંથી આવ્યું છે ?"

જમનાએ કહ્યું: "હુંજ તે પક્ષી છું."

"તું તે પક્ષી છે ? શું તુંજ ગાતી હતી ?"

"હા, પ્રિયતમ, હુંજ ગાતી હતી. આજ પ્રમાણે તમારે માટે રડતાં રડતાં એક દશકો વીતી ગયો."

"તારો માળો ક્યાં છે ?"

"તેજ ઝુંપડીમાં જેમાં તમારો ખાટલો પડયો રહેતો હતો. તેજ ખાટલાના તૂટેલા વાણમાં મેં મારો માળો બનાવ્યો છે."

"અને તારો જોડીદાર ક્યાં છે ?"

"હું એકલીજ છું. જમનાને પોતાના પૂર્વજન્મના પ્રિયતમનું સ્મરણ કરવામાં, તેને માટે રડવામાં, જે સુખ મળે છે તે નવા જોડીદારના સંગમાં ન મળે. હું આજ પ્રમાણે એકલી રહીશ, રડીશ અને મરીશ."

"શું હું પક્ષી ન બની શકું ?"

અચાનક જમના ચાલી ગઇ.

રમેશની નિદ્રા ઉડી ગઇ. ઉષાની લાલિમા આકાશમાં છવાયેલી હતી અને તેજ પક્ષી રમેશની પથારીની પાસે એક ડાળી ઉપર બેઠું બેઠું ગાતું હતું. હવે તે સંગીતમાં વ્યથા ન હતી, વિલાપ ન હતો. તેમાં આશા હતી, આનંદ હતો. તે વિયોગનું કરૂણાજનક કલ્પાંત નહિ, પણ મિલનનું મધુર સંગીત હતું.

રમેશ વિચાર કરવા લાગ્યો કે આ સ્વપ્નનું રહસ્ય શું છે ?

(૭)

રમેશે પથારીમાંથી ઉઠતાં વેંતજ એક ઝાડું બનાવ્યું અને તે ઝુંપડીને સાફ કરવા માંડી. તે પોતાના જીવતા જીવે તે ઝુંપડીની ભાંગી–તૂટી દશા જોઇ શકતો ન હતો. તેણે તેની ભીંતો ફરીથી બરાબર ચણવા, ઉપર છાપરૂં કરવા અને તેની જમીન લીંપવા વિચાર કર્યો. તેમાં તેની જમનાની સ્મૃતિ વાસ કરે છે, એમ લાગ્યું. ઝુંપ

ડીના એક ખુણામાં પેલી કાવડ પડેલી હતી જે વડે પાણી લાવી લાવીને તે આ વૃક્ષને પાણી પાતો હતો.

તેણે કાવડ ઉપાડી લીધી અને ફરી એક વાર પાણી ભરી લાવવા ચાલ્યો. તેણે બે દિવસથી કાંઇ જ ખાધું ન હતું. તેને કાલે રાત્રે સખત ભૂખ લાગી હતી, પણ અત્યારે તેને ખાવાની બીલકુલ ઇચ્છા ન હતી. તેને તેના શરીરમાં શિથિલતાને બદલે એક અદ્ભુત સ્ફૂર્તિનો અનુભવ થતો હતો. તેણે નદીએથી પાણી લાવી લાવીને માટી ભીંજવવી શરૂ કરી. તે દોડયો જતો હતો અને દોડ્યો આવતો હતો. આટલી શક્તિ એનામાં કદિ ન હતી.

એકજ દિવસમાં એટલી ભીંત ચણાઈ ગઇ, જેટલી ચાર મજુરો પણ ચણી ન શકત. અને તે એટલી સીધી અને લીસી હતી કે કારીગર પણ તેને જોઇને શરમાઇ જાય. પ્રેમની શક્તિ અપાર છે.

સાંજ પડી ગઇ. પક્ષીઓએ વિશ્રાંતિ લીધી. વૃક્ષોએ પણ આંખો બંધ કરી. પરંતુ રમેશને આરામ નથી. તે તો હજીયે તારાઓના ઝાંખા પ્રકાશમાં માટીના થર ઉપર થર લગાવ્યે જતો હતો.

એકાએક વૃક્ષ પર પેલા બે પક્ષીઓનો મધુર સ્વર સંભળાયો. રમેશના હાથમાંથી કાદવનો ગોળો નીચે પડી ગયો. હાથે અને પગે કાદવથી ખરડાયેલો તે પેલા વૃક્ષની નીચે જઇને બેસી ગયો. તે સ્વરમાં કેટલું લાલિત્ય હતું ! કેટલો ઉલ્લાસ ! કેટલી જ્યોતિ ! માનવસંગીત આની આગળ બેસૂરો આલાપ હતું. તેમાં આ જાગૃતિ, આ અમૃત, આ જીવન ક્યાં હોય છે ? સંગીતના આનંદમાં સ્મૃતિમય વિસ્મૃતિ હોય છે. રમેશનાં હૃદય–નેત્રોની સામે એ દૃશ્ય આવીને ઉભું રહ્યું, જ્યારે જમના આજ છોડને નદીએથી પાણી લાવી લાવીને પાતી હતી.

એકાએક એક ખેડુત ત્યાં આવી ચડયો અને રમેશને જોઇને, સાધારણ રીતે બે અપરિચિત માણસો વચ્ચે થાય છે એવા પ્રશ્નો કરવા લાગ્યો.

(૮)

રમેશે પૂછ્યું "ભાઇ, તમને ખબર છે, કે અહીં હરિદાસ નામના એક માણસ રહેતા હતા ?"

"હા, હા, ભાઇ. જાણતો કેમ ન હોઉં ? બહુ ભલા હતા. તેમને ત્યાં એક છોકરો રહેતો હતો. તેના ઉપર કેટલાક લોકોએ હુમલો કર્યો, તેને બચાવવા જતાં તેઓ ઘાયલ થયા અને મરી ગયા. કેમ શું ત મારે અને તેને કાંઇ ઓળખાણ પીછાણ હતી કે ?"

"હા. તેના ઘરમાં બીજું કોઇ હતું કે નહિ ?"

"અરે ભાઇ, કાંઇ વાત જ ન પૂછો. ઘણી કરૂણ કથા છે. તેની સ્ત્રી તો પહેલેથીજ મરી ગઇ હતી. તેમને ફક્ત એક છોકરીજ હતી. તે ઘણી ડાહી, અને હોશીઆર છોકરી હતી. તેને જોઇને આંખોને ઠંડક વળતી હતી. તે સ્વર્ગની દેવીજ લાગતી હતી. જ્યારે હરિદાસ જીવતા હતા ત્યારે તેમના

જુના શેઠનો એક ને એક છોકરો નાસીને તેને ત્યાં આવ્યો હતો, અને તેની સાથે રહેતો હતો. તે છોકરીને શેઠના છોકરા સાથે સારો પ્રેમ જામ્યો હતો. જ્યારે શેઠના છોકરાને તેના દુશ્મનો પકડી લઇ ગયા અને હરિદાસ તેને બચાવવા જતાં મરી ગયા ત્યારે છોકરી એકલી પડી ગઇ.

ગામવાળાઓએ ઘણીય ઇચ્છા કરી કે તેનું લગ્ન થઇ જાય. તેને માટે વરોનો તોટો ન હતો. ભાઇ, એવું કોઇ ન હતું જે તેને પામીને પોતાને ભાગ્યશાળી ન માને. પણ તે કોઇની પણ સાથે લગ્ન કરવા ખુશી ન થઇ. આ ઝાડ તે વખતે તો એક નાનો છોડ હતું. તેની આસપાસ ફુલોની કેટલીક ક્યારીઓ હતી. તેમનેજ ખોદવામાં, સરખી કરવામાં અને પાણી પાવામાં તે તેના દિવસો કાઢતી હતી. તે બસ એમજ કહેતી કે "મારો રમેશ પાછો આવતોજ હશે. હું તો તેનેજ પરણીશ. બીજાને પરણી બેસું તો મેં તેને દગો દીધો કહેવાય."

રમેશની આંખોમાં આંસુ આવી ગયાં. ખેડુતે જરા શ્વાસ લઇને કહ્યું "તે દિવસે દિવસે ગળતી જતી હતી. તને વિશ્વાસ નહિ આવે ભાઇ, પણ તેણે આવીજ રીતે કુંવારી રહીને દશ વરસ વીતાડી દીધાં. તે એટલી નબળી થઇ ગઇ હતી કે ઓળખી શકાતી પણ નહતી. હજી પણ તેને તેના રમેશના આવી પહોંચવાની આશા હતી. આખરે એક દિવસ આજ ઝાડની નીચે તેની લાશ મળી. આવો પ્રેમ કોણ કરશે, ભાઇ? કોને ખબર છે કે રમેશ મરી ગયો છે કે જીવતો છે અને તેને કદિ આ વિરહી છોકરીની યાદ પણ આવી હશે કે કેમ? પણ આ છોકરીએ તો પ્રેમને એવો નીભાવ્યો, જેવો માણસે નીભાવવો જોઇએ."

રમેશને એવું જણાયું કે જાણે તેનું હૃદય ફાટી જાય છે. તે હૃદયને પકડીને બેસી ગયો.

ખેડુતે આગળ કહ્યું "તે છોકરીના મરી ગયા પછી તે ઘર પડી ગયું. ગામ પહેલેથીજ ઉજ્જડ જેવું તો હતું. હવે તો સાવ ઉજ્જડ થઇ ગયું! બે ચાર માણસો અહીં આવીને બેસતા હતા. પણ હવે તો ચકલું'ય ફરકતું નથી. તેના મરી ગયા પછી કેટલાય મહીનાઓ પછી આ પક્ષી આ ઝાડ ઉપર બોલતું સંભળાયું. ત્યારથી હું એને રોજ અહીં બોલતું સાંભળું છું. રાત્રે બધાં પક્ષીઓ સુઇ જાય છે, પણ આ તો આખી રાત બોલતુંજ રહે છે. તેનો જોડી દાર કદિ જોવામાં આવ્યો નથી. તે એકલુંજ હોય એમ લાગે છે. આખો દિવસ સામેની ઝુંપડીમાં રહે છે. રાત્રે આ ઝાડ ઉપર આવીને બેસે છે અને ગાય છે. તેનું ગાનું એવું કરૂણાજનક હોય છે કે તે સાંભળીને રડવું આવે છે. એવું જણાય છે કે જાણે કોઈ કાળજાને કાપી રહ્યું છે. હું તો કદિ કદિ તે સાંભળીને રડી પડું છું. બધા લોકો કહે છે કે આ પેલી જમનાજ છે. તે હજી પણ તેના પ્રિયતમ રમેશના વિયોગમાં વિલાપ કરે છે. મને પણ એમજ જણાય છે. પણ આજે કોણ જાણે કેમ તેના ગાવામાં કોઈ

બીજીજ લાગણી છે. આજે તેને તેના પ્રિય તમનાં દર્શન થયાં લાગે છે."

ખેડુત ચલમ પીને ત્યાં સુઇ ગયો. રમેશ થોડી વાર સુધી વિચારમાં પડી જઇને ઉભો રહ્યો. પછી તેણે ધીમેથી કહ્યું "જમના, શું તું ખરેખર સારીજ છો? તો પછી મારી પાસે કેમ નથી આવતી?"

એક પળમાં પક્ષી આવીને રમેશના હાથ ઉપર બેસી ગયું. ચંદ્રના પ્રકાશમાં રમેશને એવું જણાયું કે તે પક્ષીના રૂપમાં જમના નાની મુખાકૃતિ અંકિત છે.

બીજે દિવસે ખેડુત સુઇને ઉઠયો ત્યારે તેણે જોયું તો રમેશની લાશ જમીન ઉપર પડી હતી.

(૯)

રમેશ અત્યારે નથી, પરંતુ તેની ઝુંપડીની બાજુઓ બની ગઇ છે, તેની ઉપર પરાળનું નવું છાપરૂં થઇ ગયું છે, અને ઝુંપડીનાં આંગણામાં ફૂલોના કેટલાયે ક્યારાઓ કરેલા છે. ગામના ખેડુત લોકો આનાથી વધારે બીજું શું કરી શકે એમ હતા?

તે ઝુંપડીમાં અત્યારે પક્ષીઓના એક જોડાએ પોતાનો માળો બાંધેલો છે. બંને સાથે સાથે દાણા-ચારાની શોધમાં જાય છે, સાથે સાથે પાછાં આવે છે. રાત્રે બંને પેલાજ ઝાડની ડાળી ઉપર બેઠેલાં જોવામાં આવે છે. તેમનું મીઠું સંગીત રાતની નીરવતામાં દૂર દૂર સુધી સંભળાય છે. વનના જીવજંતુ પણ તે સ્વર્ગીય ગાન સાંભળીને મુગ્ધ થઇ જાય છે.

તે પક્ષીઓનું જોડું રમેશ અને જમનાનુંજ જોડું છે, એમાં કોઇને શંકા નથી.

એક વાર એક પારધીએ આ પક્ષીઓને ફસાવવા ઇચ્છા કરી, પરંતુ ગામવાળાઓએ તેને મારી મારીને નસાડી મૂકયો.



# બાદશાહ અને જાદુગર

## ૧

પૂર્વે બાદશાહી સમયમાં બાદશાહોના આનંદ માટે અનેક પ્રકારના ઉપાયો યોજવામાં આવતા હતા, અને તે પૈકી જાદુગરો પણ એક ઉપાય હતો. જ્યારે બાદશાહની જે કળાધારીઓનાં કૃત્યો જોવાની ઇચ્છા થતી હતી, ત્યારે તે કળાધારીઓને તે સંબંધી હુકમો આપવામાં આવતા હતા. સમગ્ર પ્રજાને પણ બાદશાહોના તે આનંદની ભાગીદાર બનાવવામાં આવતી હતી. જે કળાધારીઓને પોતાની કળાથી બાદશાહને પ્રસન્ન કરવાનો હુકમ થતો હતો, તેઓ પોતાની તમામ પ્રકારની કારીગિરી બતાવી બાદશાહ સલામતને ખુશ કરવા પ્રયાસ કરતા હતા. કારણ કે બાદશાહના આનંદ ઉપર તેમની આજીવિકાઓમાં વૃદ્ધિ મેળવવાનો અથવા કાયમ રહેવાનો સંભવ હતો, અને બાદશાહની નાખુશી ઉપર તેમની આજીવિકાઓ ઓછી થવાનો અથવા બંધ થવાનો સંભવ હતો, એટલુંજ નહીં પણ તેવા કળાધારીઓને કોઇ કોઇ વખત જેલજાત્રા કરાવવામાં પણ આવતી હતી. આથી તેઓ પોતાનાથી બની શકે તેટલા ઉપાયોનો પોતાના માલિકને ખુશ કરવામાં ઉપયોગ કરતા હતા. વળી આવા કળાધારીઓ વંશપરંપરાના નોકર હોઇ પેઢી દર પેઢી જાગીરો તો જો કે ખાતા હતા, પરંતુ તેમને નોકરી કરવાનો પ્રસંગ તો બે ત્રણ પેઢીએ ક્વચિત્‌જ પડતો હતો. તેજ મુજબ જાદુગરોને પણ બે ત્રણ પેઢીથી નોકરી કરવાનો પ્રસંગ પડયો નહોતો. બાદશાહોને પ્રથમના સમયમાં નિશ્ચિન્તતાથી રાજ્યો ભોગવવાનો પ્રસંગ તે સમયમાં નહોતો. કારણ કે તેઓ તો દેશની સુવ્યવસ્થા કરવામાંથીજ ઉંચા આવતા નહોતા, એટલે પછી તેમને આ જાદુગરોને બોલાવી તેમનાં જાદુ જોવાનો કે બીજા કળાધારીઓની કળા જોવાનો સમયજ ક્યાંથી મળી શકે? બાદશાહોના બીન અવકાશના કારણે આ જાદુગરોએ પણ આળસને ધારણ કરી તે ધંધાથી બિલકુલ રહિત થઇ ગયા. માત્ર બેઠાં બેઠાં જાગીરોનાં આવતાં ઉત્પન્ન ઉપર નિર્વાહ ચલાવવામાંજ આનંદ માનવા લાગ્યા. એ વખતે એમણે એવો વિચાર ન કર્યો, કે કોઇક વખત બાદશાહ બોલાવશે ત્યારે આપણી બૂરી દશા થશે.

બે ત્રણ પેઢીઓ ધંધો ગુમાવ્યા પછી વ્યતીત થઇ. એ સમયમાં એક વખત બાદશાહ સલામતની સવારી ચતુરંગ

સૈન્ય તૈયાર કરાવી શિકાર કરવા સારૂ ગઇ. જ્યારે પ્રથમના સમયમાં રાજા, બાદશાહો શિકારે જતા હતા, ત્યારે તેમની સાથે ચતુરંગ સૈન્ય જતું હતું અને તે ઉપરાંત મોટા મોટા સરદારો પણ શિકારે ચઢતા હતા. આ બધા સરંજામ સારૂ સીધા સામાનની દુકાનો પણ ત્યાંજ જમાવવામાં આવતી હતી, અને તેથી બાદશાહની સવારી તંબુઓના એક નગરની શોભા ધારણ કરતી હતી. આવી રીતે પૂર્ણ રસાલા સાથે દિલ્હીની બાદશાહતનો વૈભવ બતાવાતો. કેટલોક વખત બાદશાહ શિકારની સહેલગાહમાં રહી રસાલા સાથે દિલ્હી આવવા સારૂ નીકળ્યો. જ્યારે બાદશાહની સવારી ફરતી ફરતી દિલ્હી નજીક આવી, ત્યારે સવારી એવા રસ્તેથી પસાર થઇ કે બાદશાહના હાથીની અંબાડી બે બાજુની વાડોમાં દેખાવા પણ ન લાગી. રસ્તાની બે બાજુએ બે બગીચા આવી રહેલા હતા. બગીચાઓમાં અનેક પ્રકારનાં ફળાઉ અને સુગંધિત પુષ્પોનાં પણ અનેક વૃક્ષો, છોડવા અને વેલીઓ લગાવવામાં આવ્યાં હતાં. બગીચાઓ સુંદર દેખાવા ઉપરાંત તમામ પ્રકારનો આનંદ આપનારા હતા.

બાદશાહે પોતાની સાથે હાથી ઉપર બેઠેલા એક અધિકારીને પૂછ્યું કે: "આ બગીચા કોઇ રાજા, નવાબના છે કે કોઇ સરદાર અમલદારના છે?"

અધિકારીએ જણાવ્યું કે: "ખુદાવિંદ, આ બંને બાજુના બે બગીચાઓ સરકારી જાદુગરોના છે."

બાદશાહે પૂછ્યું: "તેઓ રાજમાં શું કામકાજ કરે છે?"

અધિકારીએ ઉત્તર આપ્યો કે: "ખુદાવિંદ, તેઓ કંઇ કામકાજ તો કરતા નથી; પરંતુ બાદશાહ સલામતનું ફરમાન થાય ત્યારે પોતાના ધંધાનું તાત્પર્ય બાદશાહ સલામતને બતાવે છે, અને તેના બદલામાં તેઓ જાગીરો ખાય છે."

બાદશાહે કહ્યું કે: "ત્યારે મને તો કોઇ વખત તેમણે તેમના ધંધાનું તાત્પર્ય બતાવ્યું નથી અને છતાં પણ તેઓ જાગીરો ખાયાંજ જાય છે, કેમ?"

અધિકારીએ ઉત્તર આપ્યો: "જી હા જહાંપનાહ."

બાદશાહે પૂછ્યું: "હાલમાં તેમનાં કેટલાં ઘરો શહેરમાં છે?"

અધિકારીએ ઉત્તર આપ્યો કે: "ખુદાવિંદ, તેમનાં આ શહેરમાં સાતસો ઘર હોવાનું કહેવામાં આવે છે."

બાદશાહે ફરમાન કર્યું કે: "આજે સાંઝના દરબાર વખતે તે તમામ જાદુગરોને દરબારમાં હાજર કરો."

અધિકારીએ વિનયયુક્ત વચનોથી જણાવ્યું કે: "જો હુકમ, ખુદાવિંદ."

આ વાતચીતના અંતે સવારી શહેરમાં ગઇ અને સહુ કોઇ પોતપોતાના મુકામે ગયા. અધિકારી પણ જાદુગરોને દરબારમાં હાજર કરવાનાં ફર્માનો કરી, મુકામે ચાલ્યો ગયો.

સાંઝનો દરબાર થયો ત્યારે સીત્તેર ખાન અને બોહોતર ઉમરાવો, દિવાનો, સરદારો, બીજા કામદારો, નકિબો વિગેરે આવી

ગયા અને પોતપોતાનાં નિયત સ્થળોએ બેઠકવાળાઓએ બેઠકો લીધી. ઉભા રહેનાર માણસો પોતપોતાની જગ્યાએ ઉભા રહ્યા અને કવિઓ પોતપોતાનાં આસનો ઉપર બેઠકો લઇ બેઠા. વારાંગનાઓ દરબારમાં વચ્ચે બેઠક લઇ બેઠી. તે વખતે બાદશાહને દરબાર ભરાયાની વરદી પહોંચાડવામાં આવી. બાદશાહ દરબારમાં આવ્યો. બાદશાહને સહુ સભાસદોએ નીચા નમી મુજરો કરી માન આપ્યું અને બાદશાહ સિંહાસન ઉપર બેઠા, એટલે સહુ દરબારીઓ પણ પોતાનાં આસનો ઉપર બેસી ગયા. દરબાર શાન્ત થઇ ગયો, એટલે વિદ્વાન્ કવિરાજોએ બાદશાહને આશીર્વાદ આપી તેની કીર્તિનાં અને તેના બળનાં કાવ્યો કહી સંભળાવ્યાં. તે સાંભળી ખુદ બાદશાહે અને અન્ય સભાસદોએ તેમને વાહવાહથી વધાવી લીધા. વારાંગનાઓએ નાચ ગાન શરૂ કર્યાં. તેમનું કાર્ય પણ પૂર્ણ થયું એટલે બાદશાહે સવારમાં જે અધિકારીને જાદુગરોને લાવવાનો હુકમ ફરમાવ્યો હતો, તેને જાદુગરોને લાવવામાં આવ્યા છે કે નહીં, તે બાબત પૂછ્યું.

અધિકારીએ જણાવ્યું કે: "જી હા, ખુદાવિંદ, તેઓને હાજર રાખવામાં આવ્યા છે અને લગભગ દોઢસો માણસો નીચે ઉભા છે."

બાદશાહે કહ્યું: "તેમનામાંથી ચાર આગેવાનોને દરબારમાં બોલાવો."

બાદશાહના હુકમથી તેમાંના ચાર માણસોને દરબારમાં હાજર કરવામાં આવ્યા. બાદશાહે તેમને કહ્યું કે: "તમારામાં તમારા કુળની જાદુવિદ્યા કેટલા જણ જાણે છે?"

જાદુગરોએ જણાવ્યું કે: "ખુદાવિંદ, અમારી વિદ્યા કોઈ જોતું નથી, એટલે અમે પણ તે ભૂલીજ ગયા છીએ. હાલમાં તો અમારામાં કોઇ તે વિદ્યાનો માહિતગાર નથી."

બાદશાહે તુરતજ હુકમ ફરમાવ્યો કે: "કોઇ બાદશાહ જુએ નહીં, માટે તમો પણ વિદ્યા તાજી રાખતા નથી, એ તમારો જવાબ સારો છે કેમ?" આમ કહી પેલા અધિકારીને બાદશાહે ફરમાવ્યું કે: "આ તમામ જાદુગરોને જેલમાં નાંખો, અને જ્યારે જાદુ બતાવે ત્યારેજ તેમને છુટા કરવા. તેમને ખાવાનું તેમના ખર્ચથીજ આપવાનું છે. કારણ કે તેમણે બહુ સમય સુધી નકામીજ બાદશાહી જાગીરો ખાધી છે."

આવી રીતે બાદશાહ જાદુગરો માટે હુકમ ફરમાવી દરબાર બરખાસ્ત કરી ચાલ્યા ગયા અને પેલા તમામ જાદુગરોને જેલમાં પધરાવ્યા.

(૨)

જાદુગરોને જેલમાં પધરાવ્યા પછી તેમની સંભાળજ કોણ લે? કહેવત છે કે,

'સમુંદર કેટલા ઘહુડલા, મેરૂ કેટલા શેર;
બાદશાહ હેંદા માખલા, દરિયા હેંદા ફેર.'

તે પ્રમાણે લગભગ આ જાદુગરોના ત્રણ દિવસ વ્યતીત થયા, પરંતુ કોઈ તેમની ખાવાપીવાની પણ સંભાળ લેતું નથી. જાદુગરોનો આગેવાન ખુદાબક્ષ નામનો વીસ વરસની ઉમ્મરનો એક પટેલ હતો તે બહાર

ગામ ગયેલો હોવાથી આ બાદશાહી સંકટ માંથી બચી શકયો હતો. તે ત્રીજા દિવસે સવારમાં ઘોડા ઉપર સવાર થઈ આવ્યો. તે મહોલ્લામાં આવ્યો ત્યારે તેને કોઇ પણ જાદુગર પુરૂષ દેખાયો નહીં, તેથી ઘેર આવતાંજ તેણે તેની માને પૂછ્યું કે: "અમ્મા, આ મહોલ્લામાં કોઇ પુરૂષ દેખાતો નથી તેનું શું કારણ છે? તેઓ બધા કયાં ગયા છે?"

એની માએ કહ્યું કે: "બેટા, તું પહેલો રોટલા ખાઇ લે, પછી હું તને બધા સમાચાર કહું છું."

આથી તો ઉલટો તેનો વહેમ વૃદ્ધિ પામ્યો. તેણે તેની માને આગ્રહ સાથે જલ્દી થી હકીકત કહેવા કહ્યું. તેની માએ તમામ હકીકત તેને કહી, એટલે તે મેડા ઉપર ચડયો અને તેણે પિતાના સમયની જુની કિતાબો ફેંદી. તેમાંથી એક કિતાબ પોતાની બગલથેલીમાં મુકી નીચે ઉતર્યો. નીચે આવી ઘોડા ઉપર સવાર થઇ ચાલતો થયો. કેટલેક દૂર એક ડુંગર ઉપર ગયો અને કિતાબ કહાડી તેમાં જણાવેલી વનસ્પતિઓ ઓળખી ઓળખીને બગલથેલીમાં ભરી લીધી. પછી તે ઘેર આવ્યો.

તેની માએ તેને કહ્યું કે: "બેટા, આખા દિવસનું તેં ખાધું નથી માટે થોડું ખાઈ લે."

એણે માતાને જવાબ આપ્યો કે: "તારે ખાવાની બહુજ ઉતાવળ જણાય છે. પરંતુ જ્યાં સુધી હું મારા બધા ભાઇઓને છોડાવી લાવું નહીં ત્યાંસુધી મારે ખાવાનું હરામ છે. માટે તારે મને ખાવાનું કહેવું નહીં."

પોતે સાંજના દરબારનો સમય થયો એટલે દરબારમાં ગયો. દરબારમાં જઇ તેણે બાદશાહને વરદી કહેવડાવી કે: "જાદુગરોનો આગેવાન અંદર આવ્યો છે. અને તે દરબારમાં આવવાની પરવાનગી માગે છે."

બાદશાહે તેને દરબારમાં હાજર કરવાની રજા આપી. તે દરબારમાં આવ્યો, અને બાદશાહને મુજરો કરી વિનતિ કરવા લાગ્યો કે: "ખુદાવિંદ, બિચારા બધા જાદુગરોને શા સારૂ જેલમાં નાંખવામાં આવ્યા છે? બાદશાહ સલામતને જાદુ બતાવવું તે મારૂં કામ છે, નહિં કે તેમનું. કારણ કે હું તેમનો આગેવાન છું, અને મારી ગેરહાજરીમાં તેઓ જાદુ બતાવી શકેજ નહીં. તેમજ જાદુ આવડતુંજ નથી એમ માની તેમને કેદમાં નાંખવામાં વ્યાજબી હુકમ ફરમાવવામાં આવ્યો નથી. હું આગેવાન હોવાથી બધાઓના કરતાં જાગીરમાં પણ હું બેવડો ભાગ મેળવું છું. માટે ખુદાવિંદને જે કંઇ જાણવાની ઇચ્છા હોય તે મને ફરમાવવામાં આવે અને હું તે મુજબ સેવામાં હાજર છું."

બાદશાહે કહ્યું કે: "ત્યારે તું જાદુ બતાવ."

ખુદાબક્ષે બાદશાહને ઉત્તર આપ્યો કે: "ખુદાવિંદ, અત્યારે આ તમામ જાદુગરોને ખુલ્લા કરવાનું ફરમાવો, અને દરબારી બગીચામાં જે મોટો હોજ છે તેને સાફ કરાવી સવારમાં તાજું પાણી ભરાવવા ફરમાવો. આ નોકર સવારમાં આવી પોતાની કારીગરી ખુદાવિંદનાં કદમોમાં પેશ કરશે."

બાદશાહે તુરતજ તમામ કેદમાં નાંખેલા જાદુગરોને છૂટા કરવા હુકમ ફરમાવ્યો.

દોઢસો ભાઇઓને લઇને ખુદાબક્ષ મુકામ તરફ ચાલ્યો ગયો.

ખુદાબક્ષ રાત્રે સવારમાં બાદશાહને જાદુ બતાવવાનો હોવાથી તૈયારી કરવા લાગ્યો. તેણે એક અંજન રાત્રે તૈયાર કર્યું, અને કેટલીક પાનની પટીઓ અંદર જરૂરીઆત વનસ્પતિ મૂકી તૈયાર કરી રાખી. જરૂરી આત તમામ વનસ્પતિઓ પણ બગલથેલી માં ભરી, બગલથેલી તૈયાર કરી રાખી.

રાત્રે સહુ ભાઇઓ તેને ત્યાં મળવા આવ્યા, અને કહેવા લાગ્યા કે: "ભાઇ, જો તું હતો તો અમો સર્વ પાછા ઘર ભેગા થયા, નહીંતર જેલમાં ને જેલમાં અમારૂં તો મોતજ થાત; તો પણ અમારી કોઇ ખબર સુધાં લેનાર નહોતું."

ખુદાબક્ષે કહ્યું કે: "ભાઇઓ, એમાં તમારે મારો કાંઇ પણ ઉપકાર માનવાની જરૂર નથી. તમારા વડીલોના વખતથી તમો સહુ અમારા કુટુંબનું માન રાખતા આવ્યા છો. તમો જેલમાં રહો અને હું ઘેર આનંદ ભોગવું તે સારૂં શી રીતે દેખાય? માટે મેં જે કંઈ કર્યું છે તે માત્ર મારી ફરજ અદા કરી છે; નહિ કે તમારા ઉપર ઉપકાર કરવા. હવે તમો સહુ પણ તૈયાર થઇ સવારમાં મારી સાથે આવવા તૈયાર રહેજો. હું બાદશાહને બરોબર રીતે આ પણી વિદ્યા બતાવીશ."

આમ કહી સહુ ભાઇઓને તેણે વિદાય કર્યા. પોતે પણ આનંદમય રાત્રિ વિતાડી.

સવારના પ્રહરમાં આપણો ખુદાબક્ષ જાદુગર વહેલો જાગ્રત થયો. નાહી તૈયાર થઇ ખુદાતાલાની બંદગી કરી ખુદાની દુવા ચાહી સમગ્ર ભાઇઓ સાથે બાદશાહ પાસે જવા તૈયાર થયો. અહીં બાદશાહ પણ તૈયારજ હતો એટલે આ જાદુગરોને લઇ દરબારી મુખ્ય બગીચામાં જ્યાં હોજ ભરાવી રાખ્યો હતો ત્યાં ગયો. નગરમાં આજે જાદુગર બાદશાહને જાદુ બતાવવાનો છે, એ સમાચાર જાણી પુષ્કળ પ્રજાજન પણ જાદુનો ખેલ જોવા આવ્યા હતા. પોતાને અનુકૂળ જણાયું ત્યાં પોતાની બેઠકો પર બાદશાહ અને તેના દરબારીઓ બેસી ગયા. સહુ જનો જાદુ જોવાની ઉત્કંઠા ધરાવી શાંત થઇ ગયા એટલે આ પણો ખુદાબક્ષ જાદુગર ખડો થયો. તે બાકીનાં કપડાં કહાડી નાંખી એક તંગીઓ, પહેરણ અને એક દિલ્હીશાહી સાદી ટોપી પહેરી પોતાની બગલથેલી ખભે ભરાવી હોજ ઉપર આવ્યો. હોજ ઉપર આવી તેણે બગલથેલીમાંથી થોડી રક્ષા જેવી ભુક્કી કહાડી, હોજની બધી બાજુએ ભભરાવી. ત્યાર બાદ તેજ ભુક્કી તેણે સભા તરફ ચારે તરફ નાંખી, તેણે હોજમાં ફૂદકો માર્યો. અંદર જઇ ઉભો રહ્યો એટલે એને ગળા સુધી પાણી થયું.

તે ઉભો રહી બાદશાહ સાથે વાતચીત કરવા લાગ્યો કે: "ત્યારે ખુદાવિંદ આપ જાદુ જોશો?"

બાદશાહે ઉત્તર આપ્યો કે: "હા."

તેણે કહ્યું કે: "ત્યારે ખુદાવિંદ, ઝીલવા સારૂ પધારો."

બાદશાહ આસન ઉપરથી ઉઠયા અને જાદુગરના સમાન પોતે પણ કપડાં પહેરી હોજમાં ઉતર્યા. ખુદાબક્ષે બાદશાહનો હાથ પકડી તેને પોતાની પાસે લાવી, થેલીમાંથી અંજનની ડબ્બી કહાડી પોતાની આંખમાં અને બાદશાહની આંખમાં પણ અંજન આંજ્યું.

પછી બે પાનની પટ્ટીઓ લઇ એક પોતાની બે દાઢો વચ્ચે દબાવી, અને એક બાદશાહને આપી જણાવ્યું કે: "ખુદાવિંદ, આ પટ્ટી બે દાઢો વચ્ચે માત્ર દબાવી રાખો, એને ખાવાની નથી."

બાદશાહે તે મુજબ બે દાંતોમાં તેને દબાવી એટલે તેણે બાદશાહને પૂછયું: "ખુદાવિંદ, જાદુ જોશો ?"

બાદશાહે કહ્યું: "હા."

એટલે જાદુગરે બાદશાહનો હાથ પકડી કહ્યું: "ખુદાવિંદ, જો જાદુ જોવો હોય તો મારી સાથે પાણીમાં ડુબકી મારો."

બાદશાહે પણ જાદુગરના કહેવા મુજબ તેની સાથેજ ડુબકી મારી. અને ડુબકી મારતાં સાથેજ તેણે બાદશાહનો હાથ છોડી દીધો. બાદશાહ ડુબકીમાંથી બહાર નીકળ્યો ત્યારે બગીચો નહી, દરબારીઓ નહી અને હોજ પણ નહી, પરંતુ એક મહાન સમુદ્ર જેવા સરોવરમાં પોતે છે એમ તેને દેખાયું. સરોવરના કિનારે કેટલીક સ્ત્રીઓ પોતાની સામે કપડાં ધોઇ રહી છે એમ દેખાયું. બાદશાહ તો મહાન વિચારમાં પડયો. આ વખતે આપણો જાદુગર પણ બાદશાહથી પ્રથમ બહાર નીકળી દાઢમાં દબાવેલી પાનની પટ્ટી ચાવી ગયો. એટલે તે તો વીસ વરસની ઉમ્મરમાંથી એકાએક એંશી વરસની ઉમ્મરનો વૃદ્ધ મુર્શદ બની ગયો અને સરોવરના કાંઠે એક આંબલીનું ઝાડ હતું, કે જેને બોડી આંબલી તરીકે ત્યાંના લોકો ઓળખતા હતા ત્યાં આગળ પોતાની પાસેની એક ભુક્કી કહાડી નાંખી, એટલે તરતજ એક સંગેમરમરનું દિવ્ય મકાન બની ગયું. આપણા મુર્શદ અંદર ગયા અને અંદર પોતાની ભુક્કીના પ્રભાવથી તેણે એક કબરસ્તાન બનાવી. પોતે આંબલીના ઝાડના થડમાં બેઠો. અને ખુદાની બંદગીના કાર્યમાં જોડાઇ ગયો.

(૩)

બાદશાહ સરોવરમાં ઉભો ઉભો વિચાર કરવા લાગ્યો કે, 'અરે હું આ કયાં આવી નીકળ્યો. મારો બગીચો, દરબારીઓ અને હોજ કયાં ? આ કયું શહેર છે ? મારા કયાં ભોગ લાગ્યા કે હું વળી જાદુ જોવા તૈયાર થયો.' કેટલોક વિચાર કર્યા બાદ વળી તે એવા વિચાર કરવા લાગ્યો કે, 'આ સામે ધોતી ઓરતોને પૂછું કે આ શહેર કયું છે ?' વળી તેણે એમ પણ વિચાર કર્યો કે 'જો અહિં કોઇને હું દિલ્લીનો બાદશાહ છું એમ જણાવીશ તો લોકો મશ્કરીઓ કરી મારવા આવશે.'

આમ વિચાર કરી, બાદશાહ પેલી બૈરીઓ ધોઇ રહી હતી તે તરફના કિનારા તરફ નીકળ્યો, અને પેલી બાઇઓને પૂછવા લાગ્યો: "બાઇ સાહેબ, આ કયું શહેર છે ?"

બાઇઓએ તેના સામું જોયું તો સાહેબે બહુજ મુલાયમ વસ્ત્રો પહેરેલાં

હતાં, અને તે વળી પાછાં પાણીમાં પલ વ્યાં હતાં. એટલે તે તો બિલકુલ નગ્નસમા નજ દેખાતા હતા, તેથી બૈરીઓ તો ગાળો દઇ કહેવા લાગી કે: "મારા રડયા, દુનિયામાં પ્રસિદ્ધ આ રોમસોમ શાહેરને ઓળખતો નહીં હોય કેમ ? કે જેથી મશ્કરી કરવા આવ્યો છે. મારા રડયા લગાર શરમા તો ખરો કે જેવો માએ જણ્યો છે તેવોજ બૈરાંની સામે આવી ઉભો રહે છે."

બાદશાહે પણ પોતાના શરીર સામું જોયું તો તે બૈરીઓનું કહેવું સત્ય લાગ્યું, તેથી તે બિચારો શરમાતો શરમાતો ત્યાંથી ચાલ્યો. એક ભારે બાંધાની ઓરત પોતાની પાસેનો ધોકો લઇ ઉભી થઇ અને તેણીએ તેના અંગ ઉપર બે ત્રણ લગાવી દીધા. બાદશાહ કરગરતો કરગરતો કહેવા લાગ્યો કે: "બાઇ, હું તો એક અજાણ્યો ભિખારી છું, માટે પૂછતો હતો. તમારી મશ્કરી કરવા નહોતો આવ્યો. મને નક્કામો શા સારૂ મારો છો ?" આમ વિનતિ કરતો કરતો નાસી છૂટયો.

સરોવરની બહાર આવીને એક એકાંત જગ્યા જોઇ ત્યાં બેઠો, અને પેટ ભરાય તેટલું રોયો. પછી ખુબ ક્ષુધા લાગી, તેથી વિચાર કરવા લાગ્યો કે, 'સાળું ખાવું પણ શું ? હવે બીજે કોઇ ઠેકાણેથી તો મળે તેમ નથી. માટે ભિખ માગવા જાઉં ? ચાલ, હિંદુઓના મહોલ્લામાં જાઉં.' વળી પાછો તેને વિચાર આવ્યો કે, 'હિંદુઓના ભિખારીઓ શું કહીને ભીખ માગતા હશે તે તો મને ખબર નથી. એટલે ત્યાં કદાચ ચોર કે ઠગારો ઠરીશ અને કદાચ માર પણ ખાવો પડે. માટે મુસલમાનોના મહોલ્લા માંજ જાઉં અને ત્યાં જઈ એમ કહીશ, "બાવા, ખુદાકે બાસ્તે કોઇ ભિખારીકો ટુકડા રોટી દો." અહીં મને કોણ ઓળખે છે કે 'મારી ઈજ્જત જવાની છે.' આમ વિચાર કરી કેટલેક દૂર ગયો. પરંતુ પેલા જાદુગરના પ્રતાપથી તે આગળ જઇ શકયો નહીં. આજુબાજુ જોવા લાગ્યો એટલે તેને પેલા જાદુગરવાળું મુકામ દેખાયું. તે એમ વિચાર કરવા લાગ્યો કે, 'આ કંઇક મસ્જીદ જેવું છે માટે ત્યાં જાઉં અને ત્યાં કોઇ મુર્શીદ હશે તો તેની પાસેથી ભિખ માગીશ એટલે તે દયાળુ મુર્શીદ મને જરૂર કંઇક ખાવાનું આપશે.' આવો વિચાર કરી બાદશાહ કબરસ્તાન પાસે આવ્યો અને ડરતાં ડરતાં દરવાજામાં પેશી જોયું તો આંબલીની પાસે એક વૃદ્ધ ફકીર બેઠો બેઠો ખુદાની બંદગી કરી રહેલ છે. આ મુર્શીદને વૃદ્ધ ફકીર જોઇ બાદશાહની પ્રાડસ બંધાઇ, કે 'વૃદ્ધ ફકીર છે માટે તે જરૂર મારાપર દયા કરશે.'

તે થોડો આગળ વધ્યો એટલે પેલા ફકીરે ગર્જના કરી પૂછયું કે, "કૌન હૈ ?"

બાદશાહ આ વૃદ્ધ ફકીરની ગર્જનાથી ગભરાયો અને ચડકતા અવાજે ઉત્તર આપ્યો કે; "સાંઇ બાવા, હું એક ગરીબ ભિખારી છું અને ટુકડા રોટલા માટે આવ્યો છું."

સાંઈ સાહેબે દયા દર્શાવી પોતાની પાસે આવવા જણાવ્યું. નવો ભિખારી ફકીર પાસે ગયો. ફકીરે કહ્યું: "હું તને

ખાવા તો આપું, પરંતુ આ એક માટલું પાસેના તળાવમાંથી ભરી આવ."

ભિખારીએ માટલું ઉઠાવ્યું અને તળાવ ઉપર જઇ તેને ભર્યું. પોતાને ઉપાડતાં બહુજ હેરાનગતિ થઇ; કારણ કે જન્મારામાં કોઇ દિવસ પણ તેણે શેર ભાર પણ ઉઠાવ્યો નહોતો. તેને આ મણનું માટલું ભુખે ઉંચકવું પડયું, તેથી તે રોઇ ગયો પરંતુ તેને માટલું ઉઠાવ્યા સિવાય ઉપાયજ નહોતો. પોતાના હાથે ઉઠાવ્યું, અને ચાલવા લાગ્યો. થોડે દૂર ગયો; એટલે એને કોઇ મકાનમાં સુંદર ગાયન થઇ રહ્યું હતું, તે સંભળાયું. રંગના ઘેલા બાદશાહે તે મકાનને સૂર ઉપરથી ઓળખી કહાડી તે મકાન પાસે ગયો. તેણે મકાન જોયું તો તે સંગેમરમરનું, સુંદર આકાશ સાથે વાર્તા કરતું અને ઉપર સોનાના કળશો ચળકાટ મારી રહેલું હતું. અંદર વારાંગનાઓ નાચ ગાન કરી રહી હતી. બાદશાહ તે ગાનમાં મગ્ન થયો અને માથા ઉપર મુર્શદે આપેલું માટલું એક હાથથી પકડી રાખી, ગાયન સાંભળવા ઉભો રહ્યો. અહીં વારાંગનાઓએ એક લાવણી ઉઠાવી હતી કે,

"સપનેમેં તેરી તસ્બીર નજર આતી હૈ,
પ્રિયા હુમકો દિલાસા દે કર કહાં જાતી હૈ."

જે વખતે "કહાં જાતી હૈ" શબ્દો આવ્યા અને તાલ આપવાનો સમય આવ્યો, એટલે બાદશાહેબે બહાર ઉભાં ઉભાં, "એ હાં" કહી તાલ આપી ડોકું ધુણાવ્યું. એટલે મસ્તક ઉપરનું માટલું ભડાક લઇને નીચે પડયું અને ટુકડા થઇ ગયું. માટલાંનો ઘાટ એવો હતો કે જેને "ઘેડ" કહેવામાં આવે છે. તે ઘેડના સમાન હતું એટલે કે નીચેના ભાગમાંથી માથા ઉપર ઠરે તેવું નહોતું. તેની નીચે અણીવાળું તે માટલું હતું. માટલું પડયું, એટલે ભિખારી સ્વપ્નમાંથી જાગૃત થયો અને રૂદન કરવા લાગ્યો. મન સાથે વિચાર કરવા લાગ્યો કે, 'અરે, હું મુરશદને જઇને શું કહીશ? અને હવે એ મને ખાવા તો આપશે નહીં, પણ ચિડાઇ માર મારશે. હવે હું મુરશદની પાસે શી રીતે જાઉં?' છેવટે તે એવા નિશ્ચય ઉપર આવ્યો કે, 'ફકીર માવતર સમાન છે, માટે કદાચ ચીડાઇને મારશે તોપણ શી હરકત છે? એ મારશે તો અહીં કોણ જોવા આવે તેમ છે?' આવો વિચાર કરી ડરતો ડરતો મુરશદની પાસે ગયો.

મુરશદે તેને માટલા સિવાય જોયો એટલે પૂછયું કે: "અરે એ મૂર્ખા, માટલું કયાં ગયું?"

બાદશાહે જવાબ આપ્યો: "સાંઇબાવા, રસ્તામાં આવતાં ઠોકર લાગી તેથી પડી ગયો અને માટલું પડી ભાગી ગયું."

મુરશદે હાથ પકડી ધોકો ઉઠાવી બે ધોકા લગાવી દીધા. બિચારો નવો ભિખારી રોવા લાગ્યો. પાછું ફકીરે તેને બીજું માટલું આપી કહ્યું કે: "જા, આ માટલું ભરી આવ એટલે ખાવાનું આપીશ."

રોટલો મેળવવાની લાલચથી બાદશાહ પાછો ફરીને માટલું ઉઠાવી ચાલ્યો. પ્રથમની માફક માટલું ભરી ઉઠાવી આવ્યો. પહેલા

મેહેલ ઉપર તો ગાનતાન ચાલીજ રહ્યું હતું. આ વખતે વારાંગનાઓ,

"મેરે પ્યારે મુસાફિર મુઝે મત ભૂલ—
મેરે પ્યારે મુસાફિર
તેરે રંગમેં રંગીહું પ્યારે, તો પેં જીયરા
સજન કિયે હુલ —મેરે પ્યારે"

આ ગાયન ચાલી રહ્યું હતું, છેવટ જ્યારે ચલતીમાં ચાલવા લાગ્યું ત્યારે રંગ ભીના બાદશાહ સલામતે તાલ આપી માથું ધુણાવ્યું, એટલે ફરીથી પેલું માટલું માથા ઉપરથી પડી ગયું. અને એમણે રોવાનું શરૂ કર્યું. રોતાં રોતાં તેઓ મુરશદની પાસે જવાના વિચાર ઉપર આવ્યા. અને ઢીલા લમણા કરી ફરી હાથ હલાવતા મુરશદની પાસે ગયા.

મુરશદે તેમને પાસે આવવા દઇ કહ્યું કે; "કેમ રે મૂર્ખ, માટલું ક્યાં છે?"

બાદશાહે ઉત્તર આપ્યો કે: "સાંઇ બાવા! માટલું તો આ વખતે પણ પડી ગયું."

ફકીરે પૂછ્યું:"આ વખતે શાથી પડી ગયું?"

ભિખારીએ ઉત્તર આપ્યો કે: "સાંઈ બાવા! હું આવતો હતો અને જે જગ્યાએ પ્રથમ માટલું પડી ગયું હતું તે જગ્યાએ આવ્યો, એટલે મારો પગ ત્યાં લપસી ગયો. હું જમીન ઉપર પડી ગયો તેથી માટલું ફૂટી ગયું."

મુરશદે ફરીને પણ કુપિત થઇ બે ધોકા માર્યા. આ તો કરગરી રોવા લાગ્યો. ફકીરે તેને પાસે બોલાવી કહ્યું કે: "તેં જે રીતે માટલાં ફોડયાં હોય તે મને કહે, નહીંતર આથી પણ વધારે માર પડશે. જો સાચી હકીકત કહીશ તો તને સારી આપવામાં આવશે."

ભિખારી કરગરતાં કરગરતાં થડકતા અવાજે કહેવા લાગ્યો કે: "સાંઇ બાવા! સરોવરના કિનારા ઉપર એક સુંદર હવેલી છે, ત્યાં ગાયન સાંભળવા રોકાયો હતો ત્યાં આગળ મેં માટલાં ફોડી નાંખ્યાં છે."

ફકીરે કહ્યું કે: "તારે તે મહેલમાં જવું છે?"

ભિખારીએ કહ્યું: "સાંઈ બાવા! હું ત્યાં શી રીતે જઇ શકું? હું એક મુશ્કિલ ભિખારી એવાં મોટાં માણસોની હવેલીમાં શાનો જઇ શકું?"

ફકીરે કહ્યું: "જો તારે જવું હોય તો હું તને ત્યાં મોકલું."

બાદશાહે ઉત્તર આપ્યો કે: "સાંઈ બાવા! આપની મહેરબાની હોય અને આપ મોકલાવો તો જાઉં."

સાંઇએ પોતાની પાસેથી એક ડબ્બી કહાડી અને તેમાંનું અંજન બાદશાહની આંખમાં આંજ્યું અને કહ્યું કે: "જો હવે, તું તારી મરજીમાં આવે ત્યાં જા. તને કોઈ જોઈ શકશે નહીં, પરંતુ તું સહુને જોઇ શકીશ. યાદ રાખજે, મોં ધોઇશ નહીં, કારણ કે મોં ધોઇશ એટલે તું પકડાઈ જઇશ."

બાદશાહે ફકીર મહાત્માની રજા લીધી અને તકીયાથી બહાર આવી વિચાર કરવા લાગ્યો કે, 'જઇશું અને કોઇ જોશે તો ભિખારી છું અને માગવા આવ્યો છું એમ કહીશ. નહીં જુએ તો છેક સુધી

ચાલ્યો જઇશ.' આવો નિશ્ચય કરી તે હવેલી તરફ ગયો. જ્યાં આગળ ગાનતાન અને નાચ થઇ રહ્યાં હતાં, તે તરફ શરત સાંધીને તે ગયો. તેને કોઇએ જોયો નહીં, એટલે તેને ફકીરના કહેવાની ખાત્રી થઇ. અને તે ચાલ્યો ચાલ્યો જે મેહેલમાં ગાનતાન થઇ રહ્યું હતું તે મેહેલમાં ગયો.

મહેલમાં ઇંદ્રની અપ્સરાને લજ્જિત કરે, તેમજ કામદેવની સ્ત્રી રતિના રૂપનો ગર્વ છોડાવી દે તેવી એક સ્ત્રી હતી. સ્ત્રીની ઉમર આશરે ૧૫-૧૬ વરસની હતી. તેની બાજુએ ચમ્મરવાળી, પંખાવાળી, છડીવાળી અને ધોકાવાળી ઘણી દાસીઓ હાજર હતી. આ ઉપરથી તે ભિખારી એવા નિશ્ચય ઉપર આવ્યો કે 'આ બાદ શાહની શાહજાદી હોવી જોઇએ.' તે એક બાજુ ઉભો રહી ગમ્મત સાંભળતાં સાંભળતાં શાહઝાદીના સુંદર સ્વરૂપની પ્રશંસા કરવા લાગ્યો. શાહજાદીનું રૂપ એવું હતું કેઃ

સોનેકી સલીસી ગંધ, ચંપેકી કલીશી શુભ્ર,
નાગકી લલીશી વેણ, સોહત ભલીશી હૈ;
ચન્દ્રરેખ ભાલ મુખ, પંકજશો બાલકો હૈ,
ગાલ હૈ ગુલાબી, નેત્ર મીનશી રતિશી હૈ;
ઉર હૈ બિશાલ લસૈ, ઉરજ લિંબુકે સમ,
પેટ હૈ પવિત્ર રોમ, ચીંટીકી અલશી હૈ;
સિંહકે સમાન કટી, ગજકે સમાન ચાલ,
શોભાકો સદન સોહ, જંગ કદલીશી હૈ;
મોહની ત્રિલોકકી ઓ, દામકી નવેલી સમ,
રંભાકી રસીલી સર્વ રૂપ ગુન ખાની હૈ;
ઇન્દિરા શચીસી લસૈ, ગિરિજા ગુણીલી સમ,
વાનીદે વિલાસકી, સુશોભા સરસાની હૈ;
નાગ ત્રિયા જાકો માન, મર્દન કરનવારી
શૂર ત્રિયા માન હરી, હિયહરસાની હૈ;
ઐશી અલબેલી લખી, નારીકો નવેલી હિય,
કરત પ્રશંસા ભાગ્ય સમય સુઠાની હૈ.

તે સ્ત્રીની પ્રશંસા કરતાં અને ગાનતાન જોતાં લગભગ રાતના દશ વાગી ગયા. શાહજાદીએ જલસો ખતમ કરવા આજ્ઞા આપી. નાયિકાઓ અને બીજી દાસીએ પોતપોતાના ઠેકાણે ચાલી ગઇ. માત્ર શાહજાદી પાસે રહેનાર ચમનબેગ અને ગુલબેગ નામની તેની બે ખાસ દાસીઓ ત્યાં રહી. એક દાસીને રકાબી લાવવા સારૂ મોકલવામાં આવી. તે ગઇ અને નિત્યના નિયમ મુજબ પોતાના ત્રણ જણના સારૂં ખાવાનું પૂર્ણ થાય તેટલો ખોરાક ભરી રકાબી લાવી અને પછી પાસે જલપાત્ર મૂક્યું.

(૪)

રકાબીને પોતાના સામી જોઇ, એટલે નવા ભિખારીની ધીરજ ઠેકાણે રહી નહીં. એ વિચાર કરવા લાગ્યો કે, 'જો અત્યારનો સમય ચૂકીશ તો પછી ખાવાનો કંઇ પત્તો લાગવાનો નથી. કંઈ આ પરીને છોડીને ખાવાને માટે ભિખ માગવા જવાશે નહીં. માટે 'વહેલો તે પહેલો.' એમ ધારી, શાહજાદીના સામે બિરાજી ગયો. પેલી તો બિચારી ધીમે ધીમે જમવા લાગી, પણ આ તો કહેવત છે કે 'ભૂખ્યું બે હાથે ખાય' એ કહેવત સાચી કરવાજ બેઠો હોય તેમ એક હાથથી પદાર્થ લઇ તે હાય મોં આગળ ધરે અને બીજો હાથ તુરત પાછો ભરી લે. આવી રીતે બે હાથે ખાઇ જલ્દી

થી પેટ ભરી, દૂર એક બાજુ પાણીનું સાધન હતું ત્યાંથી પાણી પી, એક ચોકી ઉપર પાન રકાબીમાં પડયાં હતાં તેમાંથી ખુશબોદાર પાનની બીડી આરોગી પાછા એક બાજુ પર જઇ ઉભા રહ્યા. ભાઇ સાહેબ તો આખા દિવસના ભૂખ્યા હતા અને આરોગવા બેઠા એટલે ઝપાટાબંધ શાહજાદીની રકાબી ખાલી કરી નાંખી. બાઇ સાહેબનું પોતાનુંજ પેટ પૂરૂં ભરાયું નહીં, પછી પેલી બે બાંદીઓનું તો કહેવુંજ શું ? જેમ કહેવત છે કે 'પેટનું બળ્યું ગામ બાળે' તેમ શાહજાદી ભૂખી રહી તેથી તેણે ગુલબેગ નામની દાસી જે રકાબી લેવા ગઇ હતી, તેને બોલાવી કહેવા લાગી કે: "અલી ગુલબેગ, આજે તું રકાબી કેમ ઓછી લાવી છે ? હું પણ ધરાઇ નહી, પછી તમો શું ખાશો ?"

ગુલબેગે કહ્યું: "બાઇ, શું તમને તે કંઇ આજ કાળ વ્યાપ્યો છે કે શું ? રકાબી તો જેટલી હમ્મેશ આવતી હતી તેટલીજ આજે પણ આવી છે. છતાં તમો કંઇ રોજના કરતાં વધારે જમી ગયાં છો."

બે દાસીઓ એક પછી એક બિચારી રસોડે જઇ જમી આવી.

સુવાનો સમય થયો ત્યારે, શાહજાદીના પલંગ ઉપર સુકોમળ સુગંધિત પુષ્પો પાથરવામાં આવ્યાં તેના ઉપર તે સુઇ ગઇ. આ વખતે પ્રિય વાચક ! વિચાર કરો કે મહા ધૈર્યવાનની પણ ધીરજ રહી શકે ખરી કે ? કોઈ કવિએ કહ્યું છે કેઃ—

છપ્પય

કૌશિકાદિ મુનિ ભયે, બાત પય પર્ણાહારી;
તેરૂ તિય મુખકમલ, દેખ સબ બુદ્ધિ બિસારી
દધિઘૃત ઓદન દૂધ, મધુર પકવાન મલાઇ;
નિતપ્રતિ સેવત કરૈં, રહૈં સુખમોદ બઢાઇ.
તે હુ નહિ બસ કર સકે, મનહિનર ભોગી ઐસે;
જલ ઉપર તરૈ પરબત, જિંમિ,
કઠિન તરિબોહે જૈસે.

विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशिन-
स्तेऽपि स्त्रीमुखपंकजं सुललितं दृष्ट्वैव मोहं गताः।
शाल्यन्नं सघृतं पयोदधियुतं भुंजंति ये ये जना-
स्तेषामिन्द्रियनिग्रहो यदि भवेद्विंध्यस्तरे-
त्सागरम् ॥

તેજ પ્રમાણે બાદશાહની દશા પણ થઇ આવી. તેની ધીરજ રહી શકી નહિ. તે જાતે ધીમેથી ખસતો ખસતો શાહજાદીના પલંગ પાસે આવ્યો. એક બાજુ ઉભા રહી, તેના શરીર ઉપર તેણે હાથ નાંખ્યો. શાહજાદી ઓચિંતી ઝબકી! અને બૂમ મારી કે; "ગુલબેગ, ગુલબેગ, જો ને કોઇ પુરૂષનો સ્પર્શ મારા અંગ ઉપર થયો."

બે દાસીઓ ઉઠી અને તેમણે બત્તિઓ લઇ ખૂણેખાચરે તપાસ કર્યો, પરંતુ તેમને કોઇ પુરૂષ દેખાયો નહીં. તેઓ એવા વિચાર ઉપર આવી કે, આ બાઇ હવે શાદી કરાવવા લાયક ઉંમરની થઇ છે. માટે હવે તેને પુરૂષનો ભ્રમ થયો હોય એમ લાગે છે. તેમણે શાહજાદીને કહ્યું કે; "બા સાહેબ, અહીં પક્ષી સરખું પણ આવી શકે તેમ નથી. પછી પુરૂષ બિચારો શી રીતે આવે ? એ

તો તમારી ઉમ્મર થયેલી હોવાથી તમને પુરૂષનો ભ્રમ થયો છે.”

બાઇ પણ દાસીઓના કહેવાથી પાછી સૂતી, એટલે બીજી બાજુથી બાદશાહે તેના અંગ ઉપર ફરી હાથ નાંખ્યો. તેણે ફરીને દાસીઓને બૂમ મારી અને કહેવા લાગી કે; “જુઓ, તમો મારૂં કહેલું માનતી નથી, પરંતુ ફરીને પુરૂષનો હાથ મારા સ્તન ઉપર પડ્યો. માટે તપાસ કરો.”

ફરીને પણ દાસીઓએ તપાસ કર્યો, પરંતુ કોઇ પુરૂષનો પત્તો લાગ્યો નહીં. ફરીને પણ તેમણે ‘શાહજાદીને ભ્રમ થયો છે’ એવું તેને જણાવ્યું. આથી શાહજાદી પણ શાન્ત થઇ અને વિચાર કરવા લાગી કે, ‘જ્યારે આટઆટલા તપાસથી પણ પુરૂષનો પત્તો લાગતો નથી અને પુરૂષ છે એ વાત નક્કીજ છે. માટે જરૂર કોઇ ફીરસ્તો મારા સુંદર સ્વરૂપથી મોહ પામી આવેલો હોવો જોઇએ. એટલે હવે વાત વારે ઘડી ચોળવાની જરૂર નથી. ભલે તે પવિત્ર પુરૂષ મને પણ પવિત્ર કરે.’

આમ વિચાર કરી તે સુતી. પછી તેના અંગ ઉપર પેલા ચાદી ભિખારીએ ઉપરા ઉપર હાથો નાંખવા માંડયા છતાં પણ તે શાહજાદી તો પોતાનાં અહોભાગ્ય માની પડીજ રહી. એટલે ભિખારી પલંગ ઉપર નિડરતાથી ચડ્યો, અને તેણે અધરામૃતની શરૂઆત કરી. છતાં પણ પલંગ ઉપરની પરી માત્ર પોતાનું અંગજ સંકોચતી હતી સિવાય કંઇ પણ અવાજ કરતી નહોતી. આથી ચાદી ભિખારીને ખાત્રી થઇ કે હવે આપણને કોઇ પણ પ્રકારની અડચણ આવે એમ નથી. તેણે વધુ છુટ લેવાની શરૂઆત કરી, પરંતુ તેને કંઇ રોકવામાં કે પકડવામાં આવ્યો નહીં. તેણે આવી રીતે સમગ્ર રાત્રિ શાહજાદી સાથે રમવામાં વ્યતીત કરી.

પ્રાતઃકાળ થયો અને દાસીઓ જાગૃત થઇ, છતાં પણ બાઇ તો રાત્રિનો ઉજાગરો હોવાથી ઉંઘતીજ પડી હતી. બંને દાસીઓ તેની પાસે ગઇ અને તેના અંગ ઉપર દૃષ્ટિ નાંખી. તેમને જણાયું કે, ‘જરૂર બાઇને રાત્રે કોઇ પુરૂષે હેરાન કરી છે અને તેથીજ તે અત્યારે ઊંઘતી પડી છે.’ એમના પૈકી એક દાસીએ જઇને શાહજાદીની માને સમાચાર આપ્યા કેઃ “બાઇના અંગે કંઇક રોગ થઈ ગયો છે. તેના શરીરે ચાઠાં પડી ગયાં છે.”

તેની માએ જણાવ્યું કેઃ “તેને સામા ઝરૂખે આવવા કહો, એટલે હું તેને જોઇ લઇશ.”

દાસી પાછી આવી.

આ વખતે બાઇ જાગૃત થઇ, મોં સાફ કરી કપડાં પહેરી આયનામાં પોતાનું અંગ જોઇ રહી હતી. એટલામાં દાસીએ આવી તેની માના સમાચાર તેને કહ્યા. તે તેની માના મહેલના સામેના ઝરૂખામાં ખુરશી નંખાવી બેઠી. તેની માએ આવી તેને જોઇ, પરંતુ તે તેનું કંઇ પણ કારણ સમજી શકી નહીં, તેથી તેણે તેની સાસુને બોલાવવા સારૂ દાસીને મોકલી. સાસુ આવ્યાં એટલે શાહજાદીની માએ તેમને બધા સમાચાર કહ્યા અને સામા

તેમણે આ ભાઇ સાહેબને પલંગ પર જોયા. જોતાંની સાથેજ રૂપાના સિંહમોંના પાસે રાખવાના ધોકા લઇ આવીને તડંતડા કરવા લાગી. પરંતુ શાહજાદીને દયા આવી, તેથી દાસીઓને તેને મારવાની મના કરી, માત્ર કેદ કરવા જણાવ્યું. દાસીઓએ આ ભાઇને એક ઓરડીમાં પૂરી દીધા.

એક દાસીએ જઇ શાહજાદીની માને તથા તેમનાં સાસુને ચોર પકડાયાના સમાચાર આપ્યા, એટલે સાસુજીએ કહ્યું કે—"એનો ઉસ્તાદ કોઇ જબરજસ્ત છે. માટે એને હાથ પણ અડાડયા વિનાજ રાખી મુકો અને સવારમાં બાદશાહને સમાચાર આપજો."

દાસીઓ પાછી આવી ઉંઘવા લાગી. પરંતુ પેલા ભાઇસાહેબને તો એમની પીઠ ઉંઘવા ના પાડતી હતી તેથી તેઓ તો વિચાર કરવા લાગ્યા કે, 'અરે મારા ક્યાં ભોગ લાગ્યા, કે મેં વળી પેલા જાદુગરનું જાદુ જોવાની કુબુદ્ધિ કરી, એટલેથી પણ ન ધરાયો તે પેલા અજાણ્યા ફકીરના પાવે પડી અહીંઆં શાહજાદી પાસે આવવાની બુદ્ધિ કરી. હવે સવાર થવાનીજ વાર છે. બાદશાહ જાણશે ત્યારે શૂળીએજ ચડાવશે. અહીં કંઈ હું દિલ્હીનો બાદશાહ છું એમ પણ થોડુંજ કહી શકાય તેમ છે ? હવે તો ખુદાતાલા જે કરે તે સહન કર્યા સિવાય છુટકોજ નથી.'

આવી રીતે ભિખારી બાદશાહ રાત્રિ પસ્તાવામાં કાપવા લાગ્યો. ખરેખર કોઇ કવિએ યથાર્થજ કહ્યું છે કે,

नैव पश्यति कामांधो जन्मांधो नैव पश्यति।
न पश्यति मदोन्मत्तः चार्थी दोषं न पश्यति ॥

चिंतातुराणां न सुखं न निद्रा
क्षुधातुराणां न बलं न तेजः ।
कामातुराणां न भयं न लज्जा
अर्थातुराणां न जनो न बंधुः ॥

ખરેખર ભિખારી બાદશાહે પણ આ કવિઓને જૂઠા ન પડવા દેવાનો ઉપકાર કરવા ખાતરજ તેમના શ્લોકો સત્ય કરી બતાવ્યા ન હોય ! એમજ આપણે માની એ તો તેમાં કંઇજ ખોટું નહીં.

(૫)

પ્રાતઃકાળ થયો. મસ્જીદોમાં મુરશદો બાંગો પાડવા લાગ્યા. દહીંનાં મંથન સ્થળે સ્થળે થવા લાગ્યાં. સૂર્ય નારાયણના ચોબદાર કુકડાઓ નેકી પોકારવા લાગ્યા. પક્ષીઓ પણ ધીમે ધીમે કલરવ કરવા લાગ્યાં. એટલે આ બે દાસીઓ જાગૃત થઇ અને કામ કાજે વળગી ગઇ. કેટલીક વારે શાહજાદી પણ જાગૃત થઇ. એક દાસી જઇને બાદશાહ સલામતને ચોર પકડાયાના સમાચાર કહી આવી. અને માજીનો, તેના ઉપર કોઇ જબરો ઉસ્તાદ છે માટે નહીં મારવાનો હુકમ પણ સંભળાવ્યો.

બાદશાહ માજી પાસે ગયો અને આગળ શું કરવું તે બાબત પૂછવા લાગ્યો.

બાદશાહનાં માએ જણાવ્યું કેઃ "જુઓ ભાઇ ! આ તમારા કેદીનો ઉસ્તાદ એવો જબરો હશે કે જો તેના ઉપર કંઇ પણ જુલમ ગુજારવામાં આવશે તો તે રાજ્યને

ઉંધું વાળી દેશે. માટે પ્રથમ તેના ઉસ્તાદ નો તપાસ કરાવો અને પછી જેમ યોગ્ય લાગે તેમ કરજો."

બાદશાહે પૂછ્યું: "પરંતુ તેના ઉસ્તાદ નો પત્તો શી રીતે મેળવવો?"

અમ્માએ ઉત્તર આપ્યો: "ભાઇ ! એ સુરશાદ 'કડીઆની ચણેલી નહીં અને સુથારના ઘડતરની નહીં' એવી જગામાં રહેતો હશે. માટે તેવી જગાનો તપાસ કરાવી તેનો તપાસ કરો."

પછી બાદશાહ દરબારમાં આવ્યો અને નજરબાજોને બોલાવી તેણે હુકમ કર્યો કે; "કડીઆની ચણેલી ન હોય અને સુથારે ઘડેલી ન હોય" એવી જગા આજ ને આજ શોધી કહાડી હાલ વરદી આપો."

બાદશાહના હુકમનો અમલ કરવા સારુ નજરબાજો ચાલ્યા તો ખરા, પરંતુ આ હુકમનો અમલ તો આજે ને આજેજ કરવાનો હતો. એથી બિચારા બહાર આવી વિચાર કરવા લાગ્યા કે 'સાળું કડીઆનું ચણેલું ન હોય અને સુથારનું ઘડેલું ન હોય' એવું તે મુકામ થતું હશે શી રીતે? ઠીક કોઇને પૂછશું ?

એમ વિચાર કરી ચાલ્યા અને કેટલાક દૂર પહોંચ્યા એટલે તેમને એક ખેહુત કણબી મળ્યો.

તેમણે તેને પૂછ્યું કે, "અરે એ ઉભો રહે."

એટલે આ કણબીભાઇ ઉભો રહ્યો અને નજરબાજોને પૂછવા લાગ્યો કે, "શું કામ છે?"

નજરબાજોએ જવાબ આપ્યો કે, "ભાઇ ! તારા જોવામાં કયાંઇ એવું મુકામ આવ્યું છે કે જેને કડીઆએ ચણ્યું ન હોય અને સુથારે ઘડયું ન હોય?"

કણબીએ જવાબ આપ્યો કે, "જોયું તો છે, પણ નહીં બતાવું. તમે મને ઉભો શા માટે રાખ્યો?"

નજરબાજોએ જાણ્યું કે, "આ માણસ એવી જગા જાણે છે ખરો, પણ બતાવતો નથી," એથી કરગરવા લાગ્યા. આ લોકોની વધારે આજીજી જોઇ તે ભલા બિચારા કણબીને દુઃખી નજરબાજોની દયા આવી; તેણે તેમને કહ્યું કે: "હું બતાવત તો નહિં, પરંતુ તમો બધા કરગરો છો તેથી બતાવીશ."

નજરબાજોના આનંદનો પાર રહ્યો નહીં. તેમણે તેને પૂછ્યું કે:"ભાઇ! ત્યારે બતાવોને."

કણબીએ પોતાનું મોં ફાડીને દાંત દેખાડયા અને કહ્યું: "લો જુઓ."

બિચારા નજરબાજો તો ગભરાયા અને અંદર અંદર વિચાર કરવા લાગ્યા કે, 'આ શું બતાવે છે?' તેમણે તેને પૂછ્યું; "ભાઇ ! શું જોઇએ?"

કણબીએ કહ્યું: "અલ્યા બધાય ગાંડા છો કે? આ કડીઆએ ચણેલુંયે નથી અને સુથારે ઘડેલું પણ નથી, એવું મકાન તમને બતાવું છું ને."

નજરબાજોએ જાણ્યું કે આ તો મૂર્ખ જણાય છે. તેથી તેને કહ્યું 'જાજા હુંચા ચાલ્યો જા,'

કહીને તેને લગાર ખોખરો કરી વિદાય કર્યો અને તેઓ આગળ ચાલ્યા.

થોડુંક ગયા ત્યારે એમને બકરાં ચારતો એક ભરવાડ દેખાયો. તેને તેમણે કહ્યું કે: "અરે એ જંગલી! ઉભો રહે."

રબારીએ કહ્યું:—"હું છે મૂંડયાંનું. કુંણ છો? જાણતા નથી કે એક લાકડીએજ બધાને પૂરા કરી દેઉં."

નજરબાજોએ જાણ્યું કે 'ખરેખર કોઇએ કહ્યું છે કે 'ભૂત ન દેખા હોય તો દેખ લો ભરવાડા,' માટે જો આની સાથે સીધી રીતે વર્તવામાં નહીં આવે તો સાળો માર મારે એમાં શક નહીં. માટે સીધો જવાબ આપવામાંજ સાર છે.'

આમ વિચાર કરી કહેવા લાગ્યા કે; "ભાઇ! અમે બાદશાહ સલામતના નજરબાજો છીએ, અને 'કડીઆએ ચણેલું નહીં અને સુથારે ઘડેલું નહીં,' એવા મુકામને શોધીએ છીએ, તમો ઠેકાણે ઠેકાણે ફરનાર છો માટે એવું મુકામ કયાંઇ જોવામાં આવ્યું હોય તો અમને બતાવો તો મોટી મહેરબાની થાય."

ભરવાડે જવાબ આપ્યો કે; "તમે બાદશાહના નજરબાજ હોવ કે બીજા હોવ હેંતું મારે હું કામ છે. તમારે જો એવી જગ્યા જોવી હોય તો બધા લેન બંધ થઇને મને સલામો કરો એટલે બતાવું."

બિચારા નજરબાજો ગરજવાન હતા તેથી તેમણે લાઇનમાં ગોઠવાઇ ભરવાડ ભાઇને સલામી આપી.

ભરવાડે તેમને કહ્યું કે: "આપણા મોટા તળાવ ઉપર બોડી આંબલી છે, ત્યાં એક મોટી મશીદ તૈયાર થઇ છે, એ પરમદિ હવારમાં નતી. પરમદિ હવારમાં મેં એ મારી હાંઢયો બેહારીતી અને હાંજે એં થઇને નેકળ્યો તાણે એ મશીદ હતી. એ 'કડીએ ચણીએ નથી અને હુથારે ઘડીએ નથી.' તમે એં જોવ બીજી કોઇ એવી જગ્યા ક્યાંય નથી."

ભરવાડનું કહેવું સાંભળી નજરબાજોને પણ ભાન આવ્યું કે તેનું કહેવું સાચું છે. એ આંબલી નીચે કોઇ વખતે કોઇ પણ જગા નહોતી. એથી તેઓ ત્યાં ગયા. જગ્યા જોઇ અને પછી અંદર જઇ જોયું તો એક મહા તપસ્વી વૃદ્ધ ફકીર અંદર બેઠો બેઠો ખુદાની બંદગી ગુજારી રહ્યો છે. તેમણે તેને સલામ આલેકુમ કરી. પછી ત્યાંથી તેમણે ચાલતી પકડી અને બાદશાહને જઇને વરદી આપી. બાદશાહે કેટલાક સિપાઇઓને બોલાવી કહ્યું કે: "એ જગામાં જે ફકીર બેઠો છે તેને બોલાવી લાવો."

સિપાઇઓ પેલી જગામાં ગયા, અને ફકીરને સલામ આલેકુમ કરી બાદશાહ બોલાવતો હોવાના સમાચાર કહ્યા. સમાચાર સાંભળી તે ક્રોધાયમાન થયો અને કહેવા લાગ્યો કે: "કોણ છે તમારો બાદશાહ એની મને શી પરવા છે, કે હું તેની પાસે આવું? ચાલો નિકળો બહાર."

આમ કહી પેલા મુર્શીદે ધોકો ઉઠાવી, તેની મદદથી એકાદ બે સિપાઇઓની તો તેણે પૂજા કરી નાંખી. બિચારા તો 'નાસે

તે ભલો,' એમ ધારી નાસવા લાગ્યા. નાસતા નાસતા બાદશાહ પાસે જઈ તેમણે તમામ હકીકત નિવેદન કરી.

(૬)

બાદશાહે વિચાર કરીને પોતાની પાસે ડામરો કરીને એક ભિલ્લ હતો, જેની પાસે આશરે સો બીજા ભયંકર ભિલ્લો હતા, તેને બોલાવ્યો, અને બોડી આમલી પાસેની જગ્યા બતાવી તેમાં બેઠેલા ફકીરને લઈ આવવા જણાવ્યું. ડામરો કેટલાક ભિલ્લોને લઈને ફકીરને બોલાવવા ચાલ્યો. તે મકાન પાસે આવી ધીમે રહીને મકાનમાં તેણે પ્રવેશ કર્યો, અને ફકીર પાસે જઇ તે કહેવા લાગ્યો કેઃ "બાપજી, ચાલને બાદશાહ સાબ બોલાવે હે નં કમ આવતો નથી."

ફકીર આનું કહેવું સાંભળી જાણે બહેરોજ હોય તેમ થઇ બેસી રહ્યો. એટલે ડામરો પોતાની સાથેના માણસોને કહેવા લાગ્યો કેઃ "અલ્યા કુંણોહો ? આ બાપજી તો બોલતોજ નહીં, કામ કરશો ?"

તેના સોબતીઓ કહેવા લાગ્યા કેઃ "એક વાર ફરીને કહેતો ખરો, ફીર તને ઠીક લાગે ઇ રીત કરશું."

ફરીને ડામરાએ ફકીરને કહ્યું: "બાપજી ! હુંણે હેં કે નહિ, મારો બાદશાહ તને બોલાવે હે. ચાલ આગળ થા."

ફકીરે જાણ્યું કે 'હવે આ લોકોને જવાબ આપ્યા સિવાય છૂટકો નથી.' એણે જવાબ આપ્યો કે "મારે તારા બાદશાહની શી દરકાર છે. ચાલો બહાર નીકળી જાઓ."

ભિલ્લે જવાબ આપ્યો કેઃ "તને લીધા વના કાંઇ જાંય, તને લેને જાશો."

ફકીરે ઉત્તર આપ્યો: "ત્યારે લઇ જા."

એટલે ભિલ્લે તેની સાથેના માણસોને કહ્યું કેઃ "કાંય જુવો હો ? પકડીને ઉઠાયને લે ચલો."

આવો માલિકનો હુકમ થયો એટલે તુરતજ તેમણે તેનો એક હાથ પકડયો, તો તેનો હાથ તેના અંગથી છૂટો થઇ ગયો. બીજા માણસે પકડેલો તેનો બીજો હાથ પણ છૂટો થઇ ગયો. આવી રીતે જેમ જેમ તેના અંગના જે જે અવયવો પકડવામાં આવ્યા તે તે તમામ અવયવો તેના અંગથી છૂટા થઇ ગયા. તેના શરીરના તમામ ટુકડા થઇ ત્યાં પડયા. પેલા ભિલ્લોએ પોતાના નાયકને પૂછ્યું: "કાંય બાપજી ! એનો કાંય કરવો છે."

ભિલ્લ ડામરાએ ઉત્તર આપ્યો કેઃ "કાંય, કાંય કારણો છે. એંના બધા ટુકડા હેં એંને બાંધને બાંધને બાદશાહની હજુરમાં લે ચલશોં, બાંધ લો."

ભિલ્લોએ એનો એક મોટો પોટલો બાંધી લીધો અને પોટલો લઇ દરબારમાં બાદશાહ સમક્ષ હાજર થયા.

બાદશાહે તેમને પૂછયું કેઃ "કેમ, તમે લોકો પણ પેલા ફકીરને લઇ આવ્યા છો કે અમસ્તાજ આવ્યા ?"

એટલે ભિલ્લોના નાયકે ઉત્તર આપ્યો કેઃ "બાપજી ! વો તો આવતોજ નતો, પછે હમુંને પકડીયો, એટલે તો બાપજી

ઈના બધા ટુકડા હોય ગે. એટલે હમે ઈના ટુકડા બાંધને લાવ્યા છોં."

બાદશાહે તે બાંધેલા ટુકડા છોડાવવાનો હુકમ કર્યો તો તે પોટલો છોડતાંજ એક દિશામાંથી ઘોર ગર્જનાઓ કરતો સિંહ આવ્યો. બીજી દિશામાંથી વાઘ નીકળી આવ્યો. ત્રીજી દિશામાંથી એક ભયંકર આખલો આવ્યો. ચોથી દિશામાંથી એક ભયંકર પાડો નીકળી આવ્યો. ચારે પ્રાણીઓ ઉત્પાત કરવા લાગ્યાં. બાદશાહ અને તેના દરબારીઓ કોઇ પણ દરબારમાં રહ્યા નહીં. સહુ કોઇ પોતપોતાના પ્રાણ બચાવી પલાયન કરી ગયા. બાદશાહ પણ નાસતો નાસતો પોતાની માતા પાસે ગયો અને તેને તમામ સમાચાર કહ્યા.

માજી નાખુશ થયાં અને પુત્રને કહ્યું કેઃ "આ બધો ઉત્પાત કરતાં પહેલાં મને સમાચાર કહેવા જોઇતા હતા. હવે આટલો બધો ઉત્પાત કર્યા પછી પૂછવા આવો છો? કેટલી બધી મૂર્ખતા કહેવાય? ઠીક, પણ હવે તમો તમારા તમામ દરબારીઓને સાથે લઇને એ પ્રતાપી ફકીર પાસે જાઓ. અને મનાવીને એ કહે તે પ્રમાણે જલ્દિથી કરો. નહીંતર આખા રાજ્યને ઉથલાવી નાંખશે."

માજીનો હુકમ થવાથી બાદશાહ દરબારીઓ સાથે પેલા મહાત્મા ફકીરની મસ્જીદમાં આવ્યો તો, આંબલીના ઝાડની નીચે મહાન ખખડધજ્જ સુરશિદ બેઠો બેઠો ખુદાની બંદગી કરી રહેલ છે. બાદશાહે જોયું તો ફકીર તેજસ્વી જણાયો. તેના મોં ઉપર દિવ્ય પ્રકારનું તેજ પ્રકાશ કરી રહ્યું હતું. તેના શિરના, ભ્રમરોના, મૂછોના અને લાંબી દાઢીના શ્વેત કેશો તેમાં વિશેષ પ્રકાશ કરી રહ્યા હતા. તેનું ભાલ વિશાળ હતું. ભાલમાં દિવ્ય રેષાઓ સામે રહી જોનાર મનુષ્યના મનનું હરણ કરતી હતી. બાદશાહે સુરશદ મહાત્માની નજીક આવી સલામ આલેકુમ કર્યા, પરંતુ આપણા સુરશદ મહાત્મા તો આંખ પણ શાની ઉઘાડે? છેવટે બાદશાહે બહુ આજીજી કરી ત્યારે તેણે અગ્નિના સમાન તેજસ્વી આંખ ઉઘાડી જોયું. પુનઃ બાદશાહ અને તેના દરબારીઓ સુરશદ મહાત્માને સલામો કરવા અને પગે લાગવા લાગ્યા.

સુરશદે પૂછ્યું: "તમે લોકો કોણ છો? અને આટલી મોટી સંખ્યામાં તમારે અહીં આવવાનું શું કારણ છે?"

એક ડાહ્યા વઝીરે ઉત્તર આપ્યો કે: "બાવા! આ રોમસોમ શહેરના બાદશાહ સલામત છે. અને અમો સહુ તેમના સરદારો છઇએ."

નિસ્પૃહતાથી સુરશદ મહાત્માએ ઉત્તર આપ્યો: "હશે, તેમાં અમારી પાસે શા સારૂ આવ્યા છો? ચાલો ચાલ્યા જાઓ."

વઝીરે કહ્યું કેઃ "સાંઇ બાવા! અત્યારે દરબારમાં સિંહ, વાઘ, પાડા અને આંખલાનો ઉત્પાત અતિશય થઇ પડયો છે, માટે એનો કંઇ ઉપાય કરો, મહાત્મા! અમો એટલા સારૂજ આપની સેવામાં હાજર થયા છઇએ."

સુરશદ ક્રોધમાં રક્તાવર્ણા થઇ કહેવા લાગ્યા કે, "મારા છોકરાને મારીને પછી

ઉપાય પૂછવા આવ્યા છો, ચાલો ચાલ્યા જાઓ. હવે એનો ઉપાય માત્ર તમારા શહેરને ઉથલાવી નાંખવાનોજ છે અને તે હું કરીશજ. તમોએ મારા છોકરાને માર મારતાં કંઇ પણ વિચાર કર્યો નહીં, તો એનો બદલો હું તમને આપીશ."

"વઝીરે જવાબ આપ્યો કે: "સાંઇ બાવા! આપના છોકરાને કોઇએ આંગળી સરખી પણ અડાડી નથી. એને એમ ને એમ અટક કરી રાખવામાં આવ્યો છે. માટે જે હુકમ હોય તે ફરમાવો, અમે તે પ્રમાણે વર્તવા કબુલ છઇએ."

સાંઇ બાવાએ ઉત્તર આપ્યો કે: "પ્રથમ તો મારા છોકરાને અહીં મોકલાવો, પછી બીજી વાત."

વઝીરે વિનંતિ કરી કે, "બાવાજી! પરંતુ પેલાં ઘાતકી પ્રાણી ઉત્પાત કરે છે, તેનો કંઇ ઉપાય થાય તો સારૂં."

ફકીરે કહ્યું: "ઉપાય થઇ ગયો, એ પ્રાણીઓ હમણાં કંઇજ ઉત્પાત નહીં કરે."

બાદશાહે તુરતજ શાહી ભીખારીને માન સાથે બોલાવી લાવવા માણસો મોકલ્યા.

(૭)

ભાઇ સાહેબ તો રાત્રિના કેદ પકડાયા ત્યારનાજ પશ્ચાત્તાપમાં પડી, પોતાના ભાગ્ય બળની નિંદા કરી રહ્યા હતા અને વિચાર કરતા હતા કે 'અરે, હું કયાં એક દિલ્લીનો શાહાનશાહ અને કયાં એક ભિખારીની હાલત! મને વળી જાદુનું શું કુલક્ષણ સૂઝ્યું કે મેં જાદુ જોવાની ઇચ્છા કરી? અને વળી તે જાદુગર પણ કોણ જાણે કયાં ગયો? મને એકલાને અહીં ધકકેલી મારી, તે તો ત્યાંજ રહ્યો. હવે તો પાકપરવરદિગાર જેટલું દુઃખ નાંખે તેટલું સહન કરવું. જો મુરશદ મહાત્માના પ્રતાપથી દુઃખમાંથી છુટવા પામું તો કોઇની સોબત જોઇ ભીખારી હાલતમાં દેશમાં પહોંચી જાઉં. હવે કંઇ બીજો ઉપાય નથી.' તે આમ વિચાર કરી રહ્યો હતો. એટલામાં પોતાને કેદ કરી રાખ્યો હતો તે ઓરડીનાં દ્વાર ખખડયાં. એટલે પાછા આ વિચાર તેના ઉડી ગયા અને બીજાજ વિચારમાં તે પડયો કે,' હવે થોડી વખતનીજ જીંદગી છે. હમણાંજ બાદશાહ ફાંસીએ ચઢાવી પ્રાણ લેશે.'

આ વિચારમાં દ્વાર ઉઘડયાં અને પેલી બે દાસીઓએ અંદર પ્રવેશ કર્યો તેમને કહ્યું કે: "ચાલો, તમને બાદશાહ બોલાવે છે."

મહા મુશ્કેલીથી ભાઇ ઉભા થયા; કારણ કે આ વખતે તેમના શરીરમાંથી ઉભા થવાની શકિત પણ નાસી ગઇ હતી. પછી બે દાસીઓ આગળ થઇ અને બાદશાહ પછાડી, એ રીતે ઓરડીમાંથી બહાર નિકળ્યો. બહાર નિકળીને તેણે પેલી અપ્સરાને છેવટની વખતે જોઇ લેવાના વિચારથી આજુબાજુ જોયું, પરંતુ તેમાં તેને નિરાશાજ મળી. કોઇ દેખાયું નહીં તેથી સીધી રીતેજ તે બે દાસીઓની સાથે સાથે મેડા ઉપરથી નિચે આવ્યો. ત્યાં કેટલાક પુરૂષો ઉભા હતા તેને તેની સુપ્રત કરવામાં આવી. એટલે વળી આને મોતની વધારેજ ખાત્રી થઇ આવી.

જે વખતે રાજ્યભુવનોના ચોકમાં તેમને લાવવામાં આવ્યો તે વખતે આજુબાજુના મેહેલોમાં રહેનાર રાજ્યઘરાંણાની ઓરતો તેને જોવા છજામાં એકત્ર થઇ રહી હતી; તેણે તેને જોયો, એટલે તેઓ વિચાર કરવા લાગી કે, 'પુરૂષ તો શાહજાદીને માટે યોગ્યજ છે. આનીજ સાથે બાદશાહ શાહજાદીનું લગન કરી નાંખે તો બહુ સારૂં.' એટલામાં તો પેલા માણસોએ તેમને પોતાની સાથે ચાલ્યા આવવા જણાવ્યું. ભાઇ સાહેબના શરીરમાંથી બળ નાશ પામેલું હોવાથી જેમ મુડદું ચાલે તેમ ધીમી ચાલથી જબરજસ્તીથી ચાલતો ચાલતો રાજભુવનોના મુખ્ય દરવાજે આવ્યો. અહીં તો તેના માટે મ્યાનો તૈયાર રાખવામાં આવ્યો હતો તેમાં બેસવાનું જણાવવામાં આવ્યું. પોતે મ્યાનામાં બેસી ગયો અને મ્યાના મુરશદ મહાત્માના તકિયા તરફ ચલાવવામાં આવ્યો.

આને મ્યાનામાં બેસાડવામાં આવ્યો એટલે આના પ્રથમના વિચારો પલાયન થયા, અને તે તો પાછો આનંદમય વિચારોમાં ગરક થઇ ગયો. તે વિચાર કરવા લાગ્યો કે 'આ બધા મુરશદના પ્રતાપ છે. હવે આપણે મરવાની દહેશત નથી. કાંઇક પણ પરિણામ સારૂં જણાય છે.' આમ વિચારમાં ને વિચારમાં મ્યાનો મુરશદ મહાત્માના તકિયા પાસે આવી પહોંચ્યો. એટલે મ્યાનો નીચે ઉતાર્યો. અંદરથી બાદશાહ ઉતર્યો અને પેલા માણસો સાથે તકિયામાં ગયો. તેણે દૂરથી જ્યારે મુરશદને જોયો એટલે તેને રાત્રિનો માર યાદ થઇ આવ્યો અને તેની આંખમાંથી અશ્રુઓ વહેવા લાગ્યાં.

તેને રોતો જોઈ મુરશદે તેને પૂછ્યું કે "કેમ રડે છે? શું તને કોઇએ માર્યો છે! બોલ તારા ઉપર જે જુલમ ગુજર્યો હોય તે તું મને કહી દે."

બાદશાહે રોતાં રોતાં કહ્યું કે: "બાવા મને રાત્રે દાસીઓએ બહુ માર માર્યો અને ઉપરાંત કેદ કરી રાખ્યો હતો."

પોતાના મુરીદનું કહેવું સાંભળી વીરરસનું સ્વરૂપ ધારણ કરી મુરશીદે રોમસોમના બાદશાહને કહ્યું કે: "તમે લોકો તો એમ કહેતા હતા કે મારા છોકરા ઉપર જુલમ કરવામાં આવ્યો નથી અને આ શું કહે છે? હું જરૂર હવે તારૂં આખું રાજ્ય ઉલટાવી નાંખીશ—ચાલો તમો બધા બહાર નીકળો."

બાદશાહે કરગરતાં કરગરતાં જણાવ્યું કે: "સાંઇબાવા! આપ તો ખુદાના વલી છો, માટે અમારાથી અજાણતામાં કરવામાં આવેલા ગુન્હાની આપે માફી બક્ષવી જોઇએ. અમો આપના પ્રતાપને જાણતા નહીં હોવાથી અજાણતાં આ ગુન્હો કરી નાંખ્યો છે, માટે માફી બક્ષો."

મુરશદે જણાવ્યું કે: "તેની સાધારણ રીતે માફી બક્ષવામાં આવશે નહીં, પરંતુ જો તું તારી તે શાહજાદીના આ મારા છોકરા સાથે નિકા પડાવવાની કબુલાત આપતો હોય તોજ તે ગુન્હાની માફી મળી શકશે. બાકી કોઇ પણ રીતે તને માફી હું નહીં આપી શકું."

બાદશાહે કેટલોક વિચાર કર્યા બાદ રાજ્યના અને પોતાના રક્ષણ સારૂ શાહજાદીના તે છોકરા સાથે નિક્કા પડાવી આપવાની હા કહી. સુરશદે તેને અત્યારે ને અત્યારે શાહજાદીને પોતાની રૂબરૂ હાજર કરી રૂબરૂજ નિક્કા કરાવી દેવાનો હુકમ ફરમાવ્યો. બાદશાહ ઉઠયો અને મુકામ ઉપર જઇ માને તથા બેગમને અને શાહજાદીને તમામ સમાચાર જાહેર કર્યા, અને લગ્નની પણ તૈયારી કરવા માંડી.

બાદશાહના ગયા બાદ સુરશદ મહાત્માએ છોકરાને એક ડબ્બી આપી અને કહ્યું, કે—"જે વખતે નિક્કા પડાવવા સારૂ તને બેસાડવામાં આવે તે વખતે આ ડબ્બી માંહેની વસ્તુથી શાહજાદીએ પહેરેલી ચુંદડી ઉપર તું તારૂં નામ લખી નાંખજે, એટલે તારી ઓળખ આપવામાં હરકત આવે નહીં.' પરંતુ નામ સાચેસાચુંજ લખજે," એમ સમજાવી રાખ્યો.

રોમસોમનો બાદશાહ પણ રાજભુવનમાં જઇ કાજીને તથા શાહજાદીને લઇને નિક્કા પડાવવા સારૂ આવ્યો. એકાંત જગ્યા સુરશિદે બતાવી ત્યાં તેમનાા નિક્કા પડાવવામાં આવ્યા. આ વખતે ચતુર ભિખારી બાદશાહે ગુપ્ત રીતે શાહજાદીની ચુંદડી ઉપર 'પરણનાર પુરૂષ બીજો કોઇ નહોતો, પરંતુ દિલ્હીનો શાહનશાહ હતો,' એટલા શબ્દો લખી નાંખ્યા.

નિક્કા કરવાનું કાર્ય પૂર્ણ થઇ રહ્યાના સમાચાર જ્યારે કાજી તરફથી જાહેર કરવામાં આવ્યા એટલે રોમસોમના બાદશાહને બોલાવી મુરશદે તેની શાહજાદીને લઇ જવાનું કહ્યું.

બાદશાહે પૂછયું: "બાવા! એને હવે આપનું જ્યાં કાયમ રહેઠાણ હોય ત્યાં ફરમાવો, એટલે હું મોકલી આપું."

મુરશદે જણાવ્યું કે: "એની ચિન્તા કરવાની તારે જરૂર નથી. અમને જ્યાં ઠીક લાગશે ત્યાં અમો એને પછીથી બોલાવી લઇશું. અત્યારે તો તું તેને લઇ જા."

બાદશાહ શાહજાદીને લઇને ચાલ્યો ગયો.

તકિયામાં માત્ર મુરશદ અને તેનો મુરિદ બે જણજ રહ્યા એટલે મુરશદે મુરિદને કહ્યું કે "કેમ બચ્ચા, તળાવમાં નહાવા આવીશ ?"

મુરિદે પણ પોતાને ત્રણ દિવસ ન્હાયે થયલા હોવાથી, હા કહી. મુરશદ અને મુરિદ બંને જણ તળાવ ઉપર ગયા. એટલે મુરશદે મુરિદનો હાથ પકડયો અને બંને જણ પાણીમાં ઉતરી ગળા સુધી પાણીમાં જઇ ઉભા રહ્યા. પછી મુરશદે ઝોળી માંથી કંઇક રખ્યા કાઢી તકિયા તરફ ફેંકી એટલે તકિયાનો દેખાવ બંધ થઇ ગયો. પછી ઝોળીમાંથી બે પાનની પટ્ટીઓ કહાડી તેમાંથી એક પેલા મુરિદને આપતાં જણાવ્યું કે: "લો, આ પટ્ટી તમારી બંને દાઢો વચ્ચે દબાવી રાખો." બાદશાહે પોતાની પટ્ટી દાઢમાં ઘાલી એટલે બીજી પટ્ટી પોતે મુરશદે પોતાની દાઢમાં દાબી, એણે દાઢમાં પટ્ટી દબાવી એટલે તેનું આ કૃત્રિમ દેખાતું વૃદ્ધ સ્વરૂપ ગુમ થયું. તે તો દિલ્હીમાં દરબારી બગીચામાં હોજમાં પોતાની સાથે ડુબનાર જાદુગર

પણ દેખાયો. બાદશાહ તો એક મહાન આશ્ચર્યમાં પડયો.

આ વિચારમાંજ તેને પેલા જાદુગરે કહ્યું કે: "ખુદાવિંદ ! હવે ડુબકી મારો."

બંને જણાઓએ સાથે ડુબકી મારી, પાણી માંથી બહાર નીકળ્યા ત્યારે તો બાદશાહે જોયું કે પોતે પોતાના પ્રથમના હોજમાં આવીને જાદુગર સાથે ઉભો છે. હોજના કિનારા ઉપર સરદાર, અમલદાર અને તમામ પ્રજાજનો બેસીજ રહ્યા છે. આથી તો તેના આશ્ચર્યનો કંઇજ પાર રહ્યો નહીં. તે તો ભ્રમિત થયલા ચેહરાથી માત્ર પેલા જાદુગરના સામુંજ જોઇ રહ્યો.

(૮)

આ વખતે બાદશાહને જાદુગરે પૂછ્યું કે: "કેમ ખુદાવિંદ ! જાદુ જોવો છે?"

બાદશાહે ઉત્તર આપ્યો કે: "ખુદા તોબા, હવે મારે ફરીને તમારો જાદુ જોવાનો પ્રસંગ ન આવે એટલુંજ માગું છું."

બાદશાહનો હાથ પેલા જાદુગરે છોડી દીધો, અને ચાલવા માંડયો.

બાદશાહે કહ્યું: "અરે, પણ જાદુગર, પેલો ઘરડો ફકીર કોણ હતો, એ તો તમેજ હતા."

જાદુગરે જવાબ આપ્યો: "ખુદાવિંદ ! એ આપનો આ નોકરજ હતો."

બાદશાહે પૂછ્યું: "પણ અરે જાદુગર ! તમે મને એ તો કહો કે આપણે કયા દેશમાં જઇ આવ્યા ?"

જાદુગરે ઉત્તર આપતાં જણાવ્યું કે: "ખુદાવિંદનું જે દેશમાં પધારવું થયું હતું તે દેશ રોમસોમ હતો અને ખુદાવિંદ રોમસોમના પાટનગરમાંજ પધાર્યા હતા."

બાદશાહે કહ્યું: "અને ત્યાં તમે મારા નિક્કા કરાવ્યા તે વાત ખરી કે ખોટી?"

જાદુગરે ઉત્તર આપ્યો: "ખુદાવિંદ ! તે વાત પણ સાચીજ છે. તેમાં કાંઇ ખોટું નથી."

બાદશાહે પૂછ્યું: "ત્યારે શું આપણે તે શાહજાદીને બોલાવીએ તો આપણી પાસે આવે ખરી કે?"

જાદુગરે જવાબ આપ્યો; "કેમ ન આવે? અને જો ન આવે અને બાદશાહ ન મોકલે તો ખુદાવિંદનો નોકર સેવામાં ફરીને હાજરજ છે."

એટલે બાદશાહે એક દિવાનને પૂછ્યું કે: "શું તમો બધા અહીં ત્રણ દિવસ બેશીજ રહ્યા ?"

વજીરે જવાબ આપ્યો કે: "માલિક ! ત્રણ દિવસ શાના માત્ર પા કલાક પણ નહીં થયો હોય !!"

બાદશાહને તો આથી વધુ આશ્ચર્ય લાગ્યું. પેલા જાદુગરને પૂછવા લાગ્યો કે: "અરે, જાદુગર ! આપણે રોમસોમમાં રહ્યા એ વાત ખરી કે ખોટી?"

જાદુગરે જવાબ આપ્યો કે: "ખુદાવિંદ ! મારા જાદુના પ્રતાપે તે વાત પણ સાચીજ સમજવી."

બાદશાહનું અને જાદુગરનું કહેલું સાંભળી જોવા આવેલા તમામ માણસોને એક મોટું આશ્ચર્ય થયું. પેલા જાદુગરો પણ વિચાર માંજ પડી ગયા અને તમામ સભા આ જાદુગરના સામુંજ જોઇ રહી.

પછી જાદુગરે બાદશાહને હોજમાંથી બહાર કહાડી, પોતે પણ બહાર નીકળ્યો. બાદશાહે અને જાદુગરે પોતપોતાનાં કપડાં પહેર્યાં અને બાદશાહ આસને બેઠો; એટલે જાદુગરે આવી બાદશાહના પગોનો સ્પર્શ કરી સલામ કરી. બાદશાહે તેની પીઠ થાબડી, ધન્યવાદ આપ્યો. પોતાની ડોકમાં પહેરેલો એક ઉંચા નિલમોનો ગંઠો તેણે તેની ડોકમાં પહેરાવ્યો. તેજ વખતે બાદશાહે જાદુગરોની જાગીરો દુગણી વધારી દેવાનો દીવાનને હુકમ ફરમાવ્યો.

ત્યારબાદ રોમસોમના બાદશાહને ત્યાંથી પ્રિયતમાને તેડી લાવવા સારૂ પોતે ચુંદડી ઉપર લખેલ નામનો હવાલો આપી પત્ર લખી એક રસાલો મોકલ્યો. વિશેષમાં એમ પણ જણાવવામાં આવ્યું કે "જો આ બાબદમાં કોઇ પણ પ્રકારની આળસ કરવામાં આવશે તો પછી. અમારા મુરશદ સાહેબને પોતાનો પ્રતાપ આપને બતાવવાનો પ્રસંગ પડશે."

રોમસોમના બાદશાહે પત્ર પોંહોચતાંજ શાહજાદીને તે રસાલાનો સારી રીતે સત્કાર કરી મોકલાવી આપી. તેણે રસાલા સાથે બાદશાહને એમ પણ જણાવ્યું કે "અમો અમને મહાભાગ્યશાળી માનીએ છઇએ કે જેને અમો સહુ એક સાધારણ ભિખારી માનતા હતા તે મનુષ્ય દિલ્હીનો શાહનશાહ નિકળ્યો. અમારા આનંદનો આપ નામવર આટલેથીજ વિચાર કરી લેશો."

કેટલાક દિવસે બાદશાહ નવીન પ્રિયતમાને ભેટવા ભાગ્યશાળી બન્યો. અને તેની સાથે અનેક રીતના આનંદો ભોગવવા લાગ્યો.



પણ દેખાયો. બાદશાહ તો એક મહાન આશ્ચર્યમાં પડયો.

આ વિચારમાંજ તેને પેલા જાદુગરે કહ્યું કે: "ખુદાવિંદ ! હવે ડુબકી મારો."

બંને જણાઓએ સાથે ડુબકી મારી, પાણી માંથી બહાર નીકળ્યા ત્યારે તો બાદશાહે જોયું કે પોતે પોતાના પ્રથમના હોજમાં આવીને જાદુગર સાથે ઉભો છે. હોજના કિનારા ઉપર સરદાર, અમલદાર અને તમામ પ્રજાજનો બેસીજ રહ્યા છે. આથી તો તેના આશ્ચર્યનો કંઇજ પાર રહ્યો નહીં. તે તો ભ્રમિત થયલા ચેહરાથી માત્ર પેલા જાદુગરના સામુંજ જોઇ રહ્યો.

(૮)

આ વખતે બાદશાહને જાદુગરે પૂછ્યું કે: "કેમ ખુદાવિંદ ! જાદુ જોવો છે?"

બાદશાહે ઉત્તર આપ્યો કે: "ખુદા તોબા, હવે મારે ફરીને તમારો જાદુ જોવાનો પ્રસંગ ન આવે એટલુંજ માગું છું."

બાદશાહનો હાથ પેલા જાદુગરે છોડી દીધો, અને ચાલવા માંડયો.

બાદશાહે કહ્યું: "અરે, પણ જાદુગર, પેલો ઘરડો ફકીર કોણ હતો, એ તો તમોજ હતા."

જાદુગરે જવાબ આપ્યો: "ખુદાવિંદ ! એ આપનો આ નોકરજ હતો."

બાદશાહે પૂછ્યું: "પણ અરે જાદુગર ! તમે મને એ તો કહો કે આપણે કયા દેશમાં જઇ આવ્યા?"

જાદુગરે ઉત્તર આપતાં જણાવ્યું કે: "ખુદા વિંદનું જે દેશમાં પધારવું થયું હતું તે દેશ રોમસોમ હતો અને ખુદાવિંદ રોમ સોમના પાટનગરમાંજ પધાર્યા હતા."

બાદશાહે કહ્યું: "અને ત્યાં તમે મારા નિક્કા કરાવ્યા તે વાત ખરી કે ખોટી?"

જાદુગરે ઉત્તર આપ્યો: "ખુદાવિંદ ! તે વાત પણ સાચીજ છે. તેમાં કાંઇ ખોટું નથી."

બાદશાહે પૂછ્યું: "ત્યારે શું આપણે તે શાહજાદીને બોલાવીએ તો આપણી પાસે આવે ખરી કે?"

જાદુગરે જવાબ આપ્યો; "કેમ ન આવે? અને જો ન આવે અને બાદશાહ ન મોકલે તો ખુદાવિંદનો નોકર સેવામાં ફરીને હાજરજ છે."

એટલે બાદશાહે એક દિવાનને પૂછ્યું કે: "શું તમો બધા અહીં ત્રણ દિવસ બેશીજ રહ્યા?"

વજીરે જવાબ આપ્યો કે: "માલિક ! ત્રણ દિવસ શાના માત્ર પા કલાક પણ નહીં થયો હોય !!"

બાદશાહને તો આથી વધુ આશ્ચર્ય લાગ્યું. પેલા જાદુગરને પૂછવા લાગ્યો કે: "અરે, જાદુગર ! આપણે રોમસોમમાં રહ્યા એ વાત ખરી કે ખોટી?"

જાદુગરે જવાબ આપ્યો કે: "ખુદાવિંદ ! મારા જાદુના પ્રતાપે તે વાત પણ સાચીજ સમજવી."

બાદશાહનું અને જાદુગરનું કહેલું સાંભળી જોવા આવેલા તમામ માણસોને એક મોટું આશ્ચર્ય થયું. પેલા જાદુગરો પણ વિચાર માંજ પડી ગયા અને તમામ સભા આ જાદુગરના સામુંજ જોઇ રહી.

આવકમાંથીજ દુર્ગના રક્ષણ માટે આવશ્યકીય વ્યય કરતા હતા. એ લોકો સો, બસો, પાંચસો, હજાર અથવા તેથી પણ અધિક સ્વારસેના રાખી શકતા હતા અને બાદશાહની આજ્ઞાનુસાર પોતપોતાની સેના લઇને યુદ્ધને સમયે સહાયતા આપતા અને સેનાના પગાર અને જરૂરી ખર્ચને માટે એકાદ જાગીર ભોગવતા હતા.

મહારાષ્ટ્રોની અશ્વસેના દોડવામાં અદ્વિતીય હતી અને યુદ્ધમાં પણ તે સર્વથી અધિક લડાયક ગણાતી હતી. વિજયપુરના સુલતાનના આધિપત્યમાં ચન્દ્રરાવ નામક એક બાર હજાર પાયદળ સેનાનો સેનાપતિ હતો અને તેણે સુલતાનની આજ્ઞાથી નીરા અને વારણા નદીની આસપાસના સઘળા દેશોને જિતી લીધા હતા. તેના એ મહત્ કાર્યને જોઇને સુલતાને અતિ પ્રસન્ન થઇને તે દેશ ચન્દ્રરાવને જાગીર તરીકે અર્પણ કર્યો અને ત્યારપછી ચન્દ્રરાવનાં સંતાનોએ પોતાની સાત પેઢીપર્યન્ત રાજાની ઉપાધિ ધારણ કરીને તે દેશનું રાજ્ય સ્વચ્છન્દતાથી ભોગવ્યું હતું. આ પ્રમાણે અનેક રાજાઓએ રાજ્ય કર્યું. રાજા ચન્દ્રરાવ આંતરિક હૃદયથી સુલતાનને સહાયતા કર્યા કરતો હતો. દુનિયામાં જાતિવિરોધના સમાન અન્ય કોઈ પણ વિરોધ નથી. એ વિરોધથીજ અનેક અનિષ્ટ પરિણામો ઉપજે છે અને તેનાં પ્રત્યક્ષ પ્રમાણો આપણને એક નહિ, પણ અનેક મળે છે. કુરૂક્ષેત્રમાં પાંડવ અને કૌરવોની વચ્ચે ભયંકર સમરાનલ પ્રકટ થયો અને તેને પરિણામે ઉભય પક્ષનાં અનંત મનુષ્યો, અશ્વો આદિ પ્રાણીઓનો સંહાર થયો અને ત્યારથીજ તે નિંદાપાત્ર યુદ્ધે ભયંકર હાહાકાર ફેલાવ્યો. એવીજ રીતે અનેક જાતિઓ પરસ્પરના વિરોધને લીધે નષ્ટ થઇ છે. અસ્તુ.

પર્વતમય કોંકણ અને મહારાષ્ટ્ર દેશનાં સર્વ સ્થાનોમાં એવાજ પ્રકારના જાતિવિરોધથી અનેક વાર ઝગડા થયા કરતા, અને પર્વતની ગુહાઓ તથા ગાઢ જંગલોમાં સર્વદા મહાયુદ્ધો સંઘટિત થયાં કરતાં. અતિ રક્તપાત અને ખુનની નદીઓ વહે, એ તેમને માટે અનહદ આનંદનો વિષય ગણાતો હતો. અને મહારાષ્ટ્ર નિવાસીઓના જીવન-ઉષાની રક્તિમાની છટાએ મહારાજ શિવાજીના આગમનની પૂર્વેજ ભારતાકાશને રંગી દીધું.

અહમદનગરના સુલતાનના અધિકારમાં યાદવરાવ અને અનશલા નામક બે વંશો હતા. સોળમી શતાબ્દિમાં લક્ષજી યાદવરાવ અહમદનગરના સુલતાનને ત્યાં એક મુખ્ય સેનાપતિના પદપર નિયુક્ત હતો. એ દશ હજાર સ્વારોનો સેનાપતિ હોઇને એક મોટી જાગીરને ભોગવતો હતો. એજ પવિત્ર યાદવરાવના વંશમાં ભારતકુલરવિ મહારાજ શિવાજીની માતાનો અને અનશલાવંશમાં તેમના પિતાનો જન્મ થયો હતો. યાદવરાવે સન ૧૬૦૪ માં ઘણી ધામધુમથી શાહજીની સાથે જીજીબાઇનાં લગ્ન કર્યાં અને સ્વયં અહમદનગરના સુલ્તાને પધારીને તે લગ્નના મહોત્સવમાં વૃદ્ધિ કરી હતી. કેટલાક સમય પછી જીજી

# સ્વામીભક્ત બાજીપ્રભુ

લેખકઃ—રા. નારાયણ વિસનજી ઠક્કુર

## ૧.

મહારાષ્ટ્ર દેશના પ્રાયઃ સર્વ રાજા મહા રાજાઓ મુસલમાનોના પ્રબળ પ્રતાપને લીધે તેમની આધીનતામાં આવી ચૂકયા હતા. બ્રાહ્મણીવંશ અને દોલતાબાદનાં રાજ્યો પણ નિર્મૂળ થઇ ગયાં હતાં. તે સમયે આર્યપ્રજા અનાથ—નિરાધારની પેઠે કોઇનું શરણ શોધતી હતી, પરંતુ તેનાં સૂકાયલાં મુખકમળને પ્રફુલ્લિત કરનારો કોઇ પણ વીર તે વખતે અસ્તિત્વ ધરાવતો નહોતો. કર્ણાટક અને દ્રવિડ આદિ દેશોમાં જે કોઇ રક્ષિત રાજાઓ હતા, તેમની રાજ્યલક્ષ્મીને પણ ધર્માંધ ઔરંગજેબે પોતાના અત્યાચારરૂપી અસ્ત્રદ્વારા છીનવી લીધી. યદ્યપિ દક્ષિણ દેશમાં વિજયપુર અને ગોવલકુણ્ડાના રાજાઓ અકબરશા હના રાજનૈતિક ચક્રમાં સપડાયા ન હોતા, છતાં પણ તેઓએ ઇસ્લામી ધર્મ ન સ્વી કાર્યો તેથી હિંદુઓનું દુઃખ જેવું ને તેવુંજ વિદ્યમાન રહ્યું. સારાંશ કે, તેઓ આર્યધર્માવલંબીઓ હોવા છતાં, પોતાના આર્યબંધુઓનું કાંઇ પણ કલ્યાણ કરી શ

કયા નહિ. તે સમયે એ પ્રબળ પ્રતાપા ન્વિત મુસલમાનોના પંજામાં સપડાઇને હિંદુઓ દિનપ્રતિદિન ક્ષીણ ને ક્ષીણજ થતા ગયા.

આવા ઘોરતમ અનાચારના વિકટ સમયે મહારાષ્ટ્ર દેશની સ્થિતિ કેવી રહી હશે, તેનું અનુમાન કરવાનું અમે સ્વયં પાઠકોના પરજ અવલંબિત રાખીએ છીએ. પણ હા ! દોલ તાબાદ, અહમદનગર, વિજયપુર અને ગોવ ળકુણ્ડાના આધીન હિંદુઓની અવસ્થા છેક શોચનીય તો નહોતીજ. કારણ કે, તેનું શાસન વિશેષે મહારાષ્ટ્રનિવાસીઓના હસ્ત માંજ હતું અને વળી મહારાષ્ટ્ર દેશ ઘણે ખરો પર્વતવ્યાપી છે તથા તે સમયે એ પર્વતોપર અગણિત કિલ્લાઓ બંધાવવામાં આવ્યા હતા. મુસલમાન બાદશાહોએ તે સર્વ પહાડી દુર્ગોને મહારાષ્ટ્રીઓના હાથ માંજ સોંપી દીધા હતા. તે દુર્ગના રક્ષકો કયારેક કયારેક રાજકોષમાંથી દ્રવ્ય મેળવતા, અને કયારેક કિલ્લાની ભૂમિ કે જે, તેમને જાગીર તરીકે મળતી હતી, તેની

આવકમાંથીજ દુર્ગના રક્ષણ માટે આવશ્યકીય વ્યય કરતા હતા. એ લોકો સો, બસો, પાંચસો, હજાર અથવા તેથી પણ અધિક સ્વારસેના રાખી શકતા હતા અને બાદશાહની આજ્ઞાનુસાર પોતપોતાની સેના લઇને યુદ્ધને સમયે સહાયતા આપતા અને સેનાના પગાર અને જરૂરી ખર્ચને માટે એકાદ જાગીર ભોગવતા હતા.

મહારાષ્ટ્રોની અશ્વસેના દોડવામાં અદ્વિતીય હતી અને યુદ્ધમાં પણ તે સર્વથી અધિક લડાયક ગણાતી હતી. વિજયપુરના સુલતાનના આધિપત્યમાં ચન્દ્રરાવ નામક એક બાર હજાર પાયદળ સેનાનો સેનાપતિ હતો અને તેણે સુલતાનની આજ્ઞાથી નીરા અને વારણા નદીની આસપાસના સઘળા દેશોને જિતી લીધા હતા. તેના એ મહત્ કાર્યને જોઇને સુલતાને અતિ પ્રસન્ન થઇને તે દેશ ચન્દ્રરાવને જાગીર તરીકે અર્પણ કર્યો અને ત્યારપછી ચન્દ્રરાવનાં સંતાનોએ પોતાની સાત પેઢીપર્યન્ત રાજાની ઉપાધિ ધારણ કરીને તે દેશનું રાજ્ય સ્વચ્છન્દતાથી ભોગવ્યું હતું. આ પ્રમાણે અનેક રાજાઓએ રાજ્ય કર્યું. રાજા ચન્દ્રરાવ આંતરિક હૃદયથી સુલતાનને સહાયતા કર્યાં કરતો હતો. દુનિયામાં જાતિવિરોધના સમાન અન્ય કોઈ પણ વિરોધ નથી. એ વિરોધથીજ અનેક અનિષ્ટ પરિણામો ઉપજે છે અને તેનાં પ્રત્યક્ષ પ્રમાણો આપણને એક નહિ, પણ અનેક મળે છે. કુરૂક્ષેત્રમાં પાંડવ અને કૌરવોની વચ્ચે ભયંકર સમરાનલ પ્રકટ થયો અને તેને પરિણામે ઉભય પક્ષનાં અનંત મનુષ્યો, અશ્વો આદિ પ્રાણીઓનો સંહાર થયો અને ત્યારથીજ તે નિંદાપાત્ર યુદ્ધે ભયંકર હાહાકાર ફેલાવ્યો. એવીજ રીતે અનેક જાતિઓ પરસ્પરના વિરોધને લીધે નષ્ટ થઇ છે. અસ્તુ.

પર્વતમય કોંકણ અને મહારાષ્ટ્ર દેશનાં સર્વ સ્થાનોમાં એવાજ પ્રકારના જાતિવિરોધથી અનેક વાર ઝગડા થયા કરતા, અને પર્વતની ગુહાઓ તથા ગાઢ જંગલોમાં સર્વદા મહાયુદ્ધો સંઘટિત થયાં કરતાં. અતિ રક્તપાત અને ખુનની નદીઓ વહે, એ તેમને માટે અનહદ આનંદનો વિષય ગણાતો હતો. અને મહારાષ્ટ્ર નિવાસીઓના જીવન-ઉષાની રક્તિમાની છટાએ મહારાજ શિવાજીના આગમનની પૂર્વેજ ભારતાકાશને રંગી દીધું.

અહમદનગરના સુલતાનના અધિકારમાં યાદવરાવ અને અનશલા નામક બે વંશો હતા. સોળમી શતાબ્દિમાં લક્ષજી યાદવરાવ અહમદનગરના સુલતાનને ત્યાં એક મુખ્ય સેનાપતિના પદપર નિયુક્ત હતો. એ દશ હજાર સ્વારોનો સેનાપતિ હોઇને એક મોટી જાગીરને ભોગવતો હતો. એજ પવિત્ર યાદવરાવના વંશમાં ભારતકુલરવિ મહારાજ શિવાજીની માતાનો અને અનશલાવંશમાં તેમના પિતાનો જન્મ થયો હતો. યાદવરાવે સન ૧૬૦૪ માં ઘણી ધામધુમથી શાહજીની સાથે જીજીબાઇનાં લગ્ન કર્યાં અને સ્વયં અહમદનગરના સુલતાને પધારીને તે લગ્નના મહોત્સવમાં વૃદ્ધિ કરી હતી. કેટલાક સમય પછી જીજી

બાઇના પવિત્ર ગર્ભથી સંભાજી અને શિવાજી નામક બે પુત્રરત્નોનો જન્મ થયો. શિવાજીના નિવાસસ્થાન માટે તેના પિતાએ પુનામાં તેને એક સુંદર અને ભવ્ય મહાલય બંધાવી આપ્યો હતો. બાલ્યાવસ્થામાં શૂરા શિવાજી પોતાના દાદાજી પાસેથી શિક્ષણ મેળવવા લાગ્યો. અલ્પ સમયમાંજ તે ધનુષ્યબાણ ચલાવતાં, બરછી ચલાવતાં, કુસ્તી લડતાં, પટ્ટા ખેલતાં અને તેવાજ પ્રકારની અન્ય અનેક વિદ્યાઓ શિખી ગયો. અશ્વારોહણ કરવાનું પણ તે થોડા દિવસમાં શિખી ગયો. મહારાષ્ટ્રવાસી લોકો સ્વાભાવિક રીતેજ અશ્વારોહણમાં કુશળ હોય છે. પરંતુ શિવાજી તેઓ સર્વેના કરતાં પણ અધિક વિખ્યાત અને ચતુર હતો. આ પ્રમાણે વ્યાયામ અને યુદ્ધશિક્ષણથી બાલક શિવાજીનું શરીર સત્વર સુડોલ અને બળવાન્ બની ગયું.

શિવાજી પોતાનો અમૂલ્ય સમય કેવળ વ્યાયામ અને અસ્ત્રવિદ્યામાંજ વ્યતીત કરતો હતો. પરંતુ જ્યારે અવસર મળે, ત્યારે દાદાજીની ગોદમાં બેસીને મહાભારત અને રામાયણના વીરરસપૂરિત ઇતિહાસોનું શ્રવણ કરતો હતો. વીરરસનો પ્રબળ પ્રભાવ એ ચંચલ બાળકના હૃદયમાં એવો તો સંચરિત થયો કે, ચિરકાલને માટે તેણે પોતાના નામને પોતાના ધર્મ–સાહસથી, આ સંસારમાં સ્વર્ણાક્ષરથી અંકિત કરી દીધું. ધર્મ પુસ્તકોનું શ્રવણ કરતાં કરતાં તેના હૃદયમાં સાહસનો અતિ પ્રાદુર્ભાવ થયો, હિંદ ધર્મના મૂળ સારી રીતે દૃઢ થયાં. પ્રથમના વીરોની પેઠે વીરતા પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રબળ થવા લાગી, અને તે સાથેજ તેને મુસલમાન સાથે વૈરભાવ ઉત્પન્ન થવા લાગ્યો. શિવાજીએ અલ્પાવકાશમાં શાસ્ત્રાનુસાર સર્વ ક્રિયાકર્મ શિખી લીધાં.

આ પ્રમાણે દાદાજીના યત્નથી શિવાજી અલ્પ સમયમાંજ સ્વધર્માનુરકત થઇ ગયો. પોતાના પ્રાચીન આર્યધર્મની સ્થાપના માટે શિવાજી હવે પૂરી રીતે યત્ન કરવા લાગ્યો. વીરરસથી પરિપૂરિત કથાઓ સાંભળતાં સાંભળતાં તે અત્યંત ધીરવીર બની ગયો. તેણે સોળ વર્ષની અલ્પ વયમાંજ સ્વાધીન જાગીરદાર થવા માટેનો સંકલ્પ કર્યો. તે પોતાના જેવા ઉત્સાહી અને વીર યુવકોને ચારે બાજુએથી એકત્ર કરવા લાગ્યો. પર્વતપરિપૂર્ણ કોંકણ દેશમાં અનેક સાહસિક વીરોને લઇને કયારેક કયારેક નાના નાના દુર્ગોપર ઘણીજ ચતુરાઇની સાથે તે હલ્લા પણ કર્યાં કરતો. પર્વતોને કેવી રીતે ઓળંગી શકાય છે? આ માર્ગ કયાંથી નીકળીને કયાં જાય છે? આ પહાડી પ્રદેશમાં કયાં આગળ છુપાઇને આક્રમણ કરી શકાય તેમ છે? કયા માર્ગપરથી કયા દુર્ગોમાં પહોંચાશે અને કયા કયા દુર્ગો અતિ દુર્ગમ છે? કેવી રીતે રક્ષા કરી શકાય તેમ છે? આ પ્રકારની અનેક ચિંતાઓમાં બાળક શિવાજીના સર્વ દિવસો વ્યતીત થતા હતા. કયારેક કયારેક તે દિવસોના દિવસો સુધી આવી વિકટ કન્દરાઓમાં હિંસક પશુઓથી અતિ ત્રાસ થયેલાં અર

ઘ્યોમાં રહેતો હતો. મહારાષ્ટ્રદેશાંતર્ગત આવેલા કોઇ પણ માર્ગ, દુર્ગ, ગિરિકન્દરાઓ, જંગલો અને તેવાજ પ્રકારનાં અન્યાન્ય ગુપ્ત સ્થાનો વીર બાળક શિવાજીથી અપરિચિત રહ્યાં નહોતાં. આ પ્રમાણે સર્વ સ્થાનોનું નિરીક્ષણ કર્યા પછી વીર શિવાજીના હૃદયમાં એકાદ બે દુર્ગ પ્રાપ્ત કરવાની પ્રબળ આકાંક્ષા ઉદ્ભવી. રાત્રિ દિવસ તે તેને પ્રાપ્ત કરવાની ચિન્તામાં નિમગ્ન રહેવા લાગ્યો. વખતો વખત તેના મુખમાંથી દુર્ગ પ્રાપ્ત કરવાની વાતોજ બહાર નીકળવા લાગી. તેણે પોતાના સહચર વીરોને પણ પોતાની એ આંતરિક આકાંક્ષાને વિદિત કરી દીધી; એટલુંજ નહિ પરંતુ તેમને પણ એ મહામંત્રના ઘોષિત શબ્દવડે ઉત્કંઠિત બનાવી દીધા અને તે દુર્ગને પ્રાપ્ત કરવાના કાર્યમાં પ્રવૃત્ત કરી દીધા.

બાળક શિવાજીનું આવું આચરણ જોઇને તેના વૃદ્ધ દાદાજી ડરી ગયા. તેમણે અનેક પ્રકારે તેને સમજાવ્યો તથા તે પંથથી પતિત કરીને પોતાની જાગીર સંભાળવાના કાર્યમાં તેને જોડી દેવાના અનેક યત્નો કર્યા, પરંતુ તેમાં તેઓ ફળીભૂત થયા નહિ અને શિવાજીના હૃદયમાં વીરતાના જે અંકુરો જામી ગયા હતા તેને લેશ માત્ર પણ ઉખેડી શકયા નહિ.

શિવાજીનો ઉત્સાહ દિન પ્રતિદિન વૃદ્ધિંગત થવા લાગ્યો. માવલજાતિને કષ્ટ સહિષ્ણુ અને વિશ્વાસપાત્ર ધારીને શિવાજી તેની સાથે અતિ સ્નેહ રાખવા લાગ્યો. માવલ જાતિના ત્રણ મુખ્ય નાયકો શિવાજીના ખાસ વિશ્વાસપાત્ર બની ગયા. છેવટે તેમની સહાયતાથીજ સન ૧૬૪૬ માં તોરણ દુર્ગના કિલ્લેદારને કોઇ પણ પ્રકારે પરાજિત કરીને તે દુર્ગને પોતાને હસ્તગત કર્યો.

વિજયપુરના સુલતાને આ સર્વ સંવાદ સાંભળીને શિવાજીના પિતા શાહજીનો નિરાદર કર્યો અને શિવાજીના સર્વ ઉપદ્રવોનું કારણ પૂછ્યું. વિજયપુરના વિશ્વાસુ કર્મચારી શાહજી, આ સર્વ બાબતોથી અજ્ઞાત હોવાને લીધે, તેણે દાદાજીને તેનું કારણ પૂછ્યું.

દાદાજીએ પુનઃ શિવાજીને બોલાવ્યો અને સમજાવીને કહ્યું કે;—

"બેટા ! તારા આ પ્રકારના ઉચ્છૃંખલ વર્તનથી આપણો સર્વનાશ થશે. જળમાં રહીને મગર સાથે વૈર કરવું ઉચિત નથી. મુસલમાનોના પ્રબળ સૈન્યની આગળ તારી નાની જેવી સેના કાંઈ પણ કરી શકશે નહિ. મદમાતા કુંજની પેઠે ઉન્મત્ત બનેલા યવનો આગળ તારૂં કીડી જેવા નિર્બળ જંતુના સમાન સૈનિક બળ, માત્ર ઉપહાસ કારકજ ગણાશે. પ્રબળ શત્રુની સ્હામે યુદ્ધ કરતી વેળાએ અનેક સાધનો અને વિશાળ સૈન્યની આવશ્યકતા હોય છે. તેનો શતાંશ ભાગ તો તારી પાસે છે પણ નહિ, તો પછી તું તેવા સાધનસમ્પન્ન શત્રુઓની સ્હામે શી રીતે પહોંચી શકીશ ? મારૂં કહેલું માનીને વિજયપુરના સુલ્તાનના આધિપત્યનો સ્વીકાર કર. જરા વિચાર કરી જો કે, તારા પિતાએ વિજયપુરના સુલ્તાનને આધીન રહીને કેટલું વિપુલ

દ્રવ્ય, જાગીર, સામર્થ્ય અને સન્માન મેળવ્યું છે.”

વીરવર શિવાજીએ આ સમયે તેનું કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ, પરંતુ કેટલીક વાર પર્યંત તે કોઇક ગહન વિચારસાગરમાં નિમગ્ન થઇ રહ્યો. કેટલાક દિવસ પછી દાદાજીએ પોતાના મૃત્યુ પહેલાં એક દિવસે પુનઃ શિવાજીને બોલાવ્યો. આ સમયે શિવાજીને એવો ભય હતો કે, કદાચિત્ વૃદ્ધ ગુરૂ મને બોલાવીને ઠપકો આપશે, પરંતુ ત્યાં ગયા પછી તેનો તે ભય દૂર થયો અને હૃદયમાં એક પ્રકારના નવીન ઉત્સાહની ધારાઓ વહેવા લાગી. મૃત્યુશય્યા પર શાયિત થયેલા વૃદ્ધ દાદાજીએ પોતાનાં નયનો ઉઘાડીને અતિ પ્રેમપૂર્વક તેના તરફ દૃષ્ટિ કરી અને પછી પરમસ્નેહપૂર્વક પોતાની પાસે બેસાડીને ઘણાજ મધુર સ્વરથી આ પ્રમાણે અન્તિમ ઉપદેશ આપ્યો કે;—

“બેટા! તેં જે કાર્યનો આરંભ કર્યો છે, તેના જેવું ઉત્તમ કાર્ય આ અખિલ અવનિમાં બીજું કોઇ પણ નથી. આ અતિ ઉચ્ચ અને પવિત્ર માર્ગનું અવલંબન કરીને દેશની સ્વાધીનતાનું પાલન કરીને, બ્રાહ્મણ, ગોવત્સાદિક અને કૃષિકારોનું રક્ષણ કરવામાં લક્ષ્ય આપજે. દુઃખથી પીડાતાં, ધર્મથી ભ્રષ્ટ થતાં અને યવનોના અત્યાચારથી દગ્ધ થતાં ભારતસંતાનોનાં દુઃખ ભંગાવવામાં સર્વદા યત્નશીલ રહેજે. આજે કરણ રૂદન કરીને આંસુ સારતી આર્યપ્રજાનો કોઇ રક્ષક નથી, માટે તેના રક્ષકનું કાર્ય તું સારી રીતે બજાવજે. ઇસ્લામીઓના અનાચારથી ભ્રષ્ટ થતી ભારતીય ભામિનીઓના ધર્મને નિભાવવા માટે તું નિરંતર તત્પર રહેજે; આર્યધર્મને કલુષિત કરનારા, મૂર્તિમંદિરોનું ખંડન કરનારા, પાપનો પ્રચાર કરનારા અને ધર્મને ધૂળમાં મેળવનારા લોકોને ઉચિત દણ્ડ આપીને જે માર્ગનું આપણા પૂર્વજ રાજાઓએ અવલંબન કર્યું છે અને તેનું અનુકરણ કરવાનો તેં જે માર્ગ ગ્રહણ કર્યો છે, તે માર્ગપરથી તું અસંખ્ય સંકટો આવે તોપણ પતિત કે ભ્રષ્ટ થતો નહિ. રાજ્યલોભની મહત્વાકાંક્ષામાં લુબ્ધ બનીને યાવનિક ધર્મનો કદિ પણ સ્વીકાર ન કરતો. બસ, એજ મારો અંતિમ અનુરોધ છે.”

વૃદ્ધ પિતામહે આ પ્રમાણે શિખામણ આપીને આ દુઃખમય દુનિયાનો ત્યાગ કરીને પરલોકપ્રયાણ કર્યું. શિવાજી તે સમયનાં ઉત્સાહવર્ધક વાક્યો સાંભળીને અતિ આનંદિત થયો. તેના હર્ષનો અવધિજ ન રહ્યો. ગુરૂના અંતિમ ધર્મોપદેશથી તેનું હૃદય આશા, ઉત્સાહ અને સાહસથી છલકાઈ ગયું. આ સમયે તે વીર પુરૂષનું વય કેવળ વીશ વર્ષનુંજ હતું.

(૨)

આ સમયે ચાવણ અને કોન્દાણા દુર્ગના દુર્ગરક્ષકોને પરાજિત કરીને શિવાજીએ પોતાના અધિકારમાં લઇને ઉભય દુર્ગોનાં નામ બદલીને તેનું નામ માત્ર સિંહગઢજ રાખ્યું. આ પ્રમાણે વીર શિવાજીએ અનેક દુર્ગોને હસ્તગત કરીને, પો

તાના તાબામાં કરી લીધા. આ સમયે મરાઠાઓની વિજયપતાકા મહારાષ્ટ્ર દેશની ચારે બાજુએ ફરકવા લાગી. તેમનો આવો પ્રબળ પ્રતાપ જોઇને વિજયપુરના સુલતાનના ક્રોધનો પાર રહ્યો નહિ. તેથી તેણે એક વાર શિવાજીનો ધ્વંસ કરવાનો સંકલ્પ કર્યો. તેણે પોતાના અફજલખાં નામક એક પ્રસિદ્ધ વીર સેનાપતિને ૫૦૦ સવાર, ૭૦૦ પાયદળ અને કેટલીક તોપો લઇને શિવાજીના ઉપર આક્રમણ કરવાની આજ્ઞા આપી.

અફજલખાંએ કૂચ કરતી વેળાએ ઘણાજ ગર્વસહિત જણાવ્યું હતું કે; "શિવાજી જેવા એક ક્ષુદ્ર અને કંગાલ મરાઠાને હું સત્વર જંજીરમાં જકડીને સુલતાન સલામતના પાક કદમોની સન્મુખ રજુ કરીશ."

ઇ. સન ૧૬૫૮માં અફજલખાં અતિ ઉત્સાહસહિત શિવાજીના પર આક્રમણ કરવાને બહાર નીકળ્યો. પરંતુ શિવાજી તેની આવી વિપુલ સેના સમક્ષ યુદ્ધ કરવાનું અસંભવિત જાણીને, કોઇ અન્ય પ્રકારનો ઉપાય શોધવા લાગ્યો. છેવટે તેણે એક વિચિત્ર જાળ રચીને, તેને પરાજિત કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

શિવાજીએ અફજલખાંને કહેવડાવી મોકલ્યું કે; "બાદશાહની આવી વિપુલ સેનાની સ્હામે અમારૂં ક્ષુદ્ર સૈન્ય લડી શકે તેમ નથી, માટે હું તે નામદારની સાથે સંધિ કરવા ઇચ્છું છું. સંધિને માટે હું તમને એકાંતમાં મળવા ધારૂં છું."

શિવાજીનું આવું કથન સાંભળીને અફજલખાં અતિ પ્રસન્ન થયો અને વિચારવા લાગ્યો કે; "મેં સુલતાન સમક્ષ જે પ્રતિજ્ઞા કરી છે, તે અવશ્ય પૂર્ણજ થશે."

આ પ્રમાણે વિચાર કરીને તેણે શિવાજીને કહેવડાવી મોકલ્યું કે;—"હવે તમને જ્યારે અનુકૂળતા હોય, ત્યારે મળવાને હું તત્પર છું."

મુલાકાત માટે બીજો દિવસ નિર્માણ થયો.

શિવાજીએ તે દિવસે સ્નાનપૂજાદિ ક્રિયાઓથી નિવૃત્ત થઇને પ્રભાતમાંજ સ્નેહમયી જનનીનાં ચરણોમાં મસ્તક નમાવીને તેની પાસેથી આશીર્વાદ ગ્રહણ કર્યો. ચાલતી વેળાએ તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે, "યવનો સદા કપટતંત્રનુંજ અવલંબન કરનારા હોય છે, માટે તેમની તરફથી ચેતીને ચાલવું, એ સર્વથા લાભકારક છે." આમ વિચારીને તેણે પોતાનાં સાદાં વસ્ત્રોની નીચે લોઢાનું બખ્તર પહેરી લીધું અને ત્યાર પછી દુર્ગમાં જઇને ત્યાંથી પોતાના બાળમિત્ર તાનાજી માલુસરાને સાથે લઇને તેણે અફજલખાંની મુલાકાત કરવા માટે પ્રયાણ કર્યું. અફજલખાંની નિકટ પહોંચ્યા પછી દૂરદર્શી શિવાજીએ જે પ્રમાણે ધાર્યું હતું તેમજ થયું. હજુ શિવાજી તેની પાસે પહોંચ્યો પણ નહોતો એવામાં તે વિશ્વાસઘાતક, નરાધમ, અફજલખાંનાં કેટલાંક અસ્ત્રો વડે તેના દેહપર તૂટી પડયો. પરંતુ જેને અખિલ વિશ્વનો રક્ષક બચાવે છે, તેનો વાળ પણ વાંકો કરવાને આ અવનિમાં કોણ શકિતમાન હોઇ શકે વારૂ? શિવાજીએ તો પ્રથમથીજ બખ્તર ધારણ કરી લીધું હતું તેથી તેનું શરીર તે પાપા-

ત્માના આઘાતથી અખંડિત રહ્યું. પરંતુ આ વખતે તે વીર શિવાજીનાં નેત્રો ક્રોધના પ્રબળ દાવાગ્નિથી પ્રજળી ઊઠયાં. અફ્જલખાંની વિશ્વાસઘાતકતા પર લક્ષ્યપૂર્વક અવલોકન કરીને શિવાજી ક્રોધને લીધે કમ્પિત થઇ ગયો. તેણે અફ્જલની વિશ્વાસઘાતકતાનું ફળ આપવાનો નિશ્ચય કરીને, એક ક્ષણ પણ વ્યર્થ નષ્ટ ન કરતાં સિંહની પેઠે ઉછાળો મારીને અફ્જલખાંની છાતીમાં પોતાની તીક્ષ્ણ છૂરી ભોંકી દીધી અને તરતજ તેને પૃથ્વીપર પછાડી દીધો. શિવાજીનું કાર્ય સિદ્ધ થઇ ગયું.

આ સમયે યોગ્ય સુઅવસર પ્રાપ્ત થયેલો જોઇને શિવાજીની ગુપ્ત સેનાએ આવીને અફ્જલખાંની સેનાની ધૂળધાણી કરી નાંખી ને તેનો પરાજય કર્યો. આ પ્રમાણે એક પ્રચંડ શત્રુનો પરાજય કરીને વીરવર ભારત ગૌરવરૂપી શિવાજીએ વસન્તગઢ, વર્દ્ધન અને વિશાલગઢપર પોતાનો અધિકાર જમાવી દીધો અને વિજયપુરના બીજા સેનાપતિ રૂસ્તમ ઝખાંને સન્મુખ સમરમાં પરાજિત કરીને વિજયપુરના દ્વાર પર્યંત જઇને પુષ્કળ દ્રવ્ય લૂટી લીધું.

શિવાજીએ પછી આ પ્રમાણે પોતાની દૂરદર્શિતા અને અનુપમ વીરતાથી સમસ્ત કોંકણ દેશને પોતાના આધિપત્યમાં લઇ લીધો. આ સમયે તેની પાસે સાત હજાર સ્વાર અને પચાસ હજાર પાયદળ સેના એકત્ર થઈ ગઇ હતી. ઇ. સન ૧૬૬૦ નો અર્ધ ઉપરાંત કાળ વ્યતીત થઇ ચૂકયો હતો. હિંદુ રાજાઓની સત્તા હજુ સારી રીતે જામી નહોતી, પરંતુ ક્યાંક ક્યાંક યવન લોકો સહસા આક્રમણ કરીને હિંદુ રાજાઓને પ્રાયઃ દુઃખજ દીધા કરતા હતા. મહારાષ્ટ્રના રાજકીય નભોમંડળની ક્ષિતિજ પર મરાઠાઓની સ્વાતંત્ર્યરવિ-પ્રભા પોતાનાં આરક્ત બાળકિરણોથી પ્રકાશમાન્ થવા લાગી હતી; અને અફ્જલખાં રૂપી કેતુનો નાશ થવાથી મહારાષ્ટ્રભૂમિ પર સ્વતંત્રતાનો આનંદજનક ધૂપ ફેલાવાનો સમય આવવાની તૈયારી હતી. એવામાં એક પ્રચંડ મેઘ ઉછળી આવીને મહારાષ્ટ્રના સ્વાતંત્ર્યરવિને આચ્છન્ન કરવા માટે તત્પર થઇ ગયો. મહારાષ્ટ્રભૂમિને પુનઃ પારતંત્ર્યરૂપી અગ્નિથી દગ્ધ થવાનો ભય ઉત્પન્ન થવા લાગ્યો. અફ્જલખાંના મૃત્યુ અને રૂસ્તમખાંના પરાજિત થવા પછી મરાઠાઓનો "ભગવો" ઝુંડો સમગ્ર મહારાષ્ટ્રમાં ફરકવા લાગ્યો.

મરાઠાઓની આવી ઉન્નતિ સાંભળીને હવે વિજાપુરના અલી આદિલશાહને પોતાના રાજ્યનો નાશ થવાની ઘોર આશંકા થવા લાગી. "મહારાષ્ટ્ર વીર શિવાજી અનેક મુસલમાન રાજ્યોને માટીમાં મેળવીને હિંદુ ધર્મના રાજ્યનો વિસ્તાર કરી રહ્યો છે." આ પ્રકારના વિચારોએ તેના હૃદયને કમ્પિત કરી દીધું અને તેનાં નેત્રોમાંથી ઉષ્ણ અશ્રધારા વહેવા લાગી. 'શિવાજીને દણ્ડ આપવાની શક્તિ શું મારા કોઇ પણ સરદારમાં રહી નથી?' આમ વિચારીને તેનું મન હવે અતિ વિહ્વલ થઇ ગયું; અને બેઠો બેઠો મનમાંજ બબડવા લાગ્યો કે; "હાય? શું

હવે હિન્દુસ્તાનની બાદશાહત મુસલમાનોના તાબામાંથી તદ્દન ચાલીજ જશે? કરોડો મુસલમાનોના જાન ગુમાવીને આ ધનાઢ્ય હિંદને પ્રાપ્ત કર્યો છે, તે સર્વ પરિશ્રમો અને અર્થવ્યય વ્યર્થજ થશે?" આ પ્રમાણે અનેકાનેક તર્કવિતર્ક કર્યા પછી, સહસા તેનો ચ્હેરો પ્રફુલ્લિત થઇ આવ્યો. નેત્રો પર આનંદનું અપૂર્વ તેજ ચમકવા લાગ્યું. તેણે અતિ ગંભીર સ્વરે કહ્યું કે:—"હા! મારે આ પ્રમાણે ભયભીત બનવાનું શું પ્રયોજન છે? મારા સેનાપતિ સિદ્દી જોહાર ઘણોજ બહાદુર અને વીર પુરૂષ છે. તેણે અનેક મહાન્ મહાન્ યોદ્ધાઓને પરાસ્ત કર્યા છે, અને તેજ શિવાજીને સત્વર પરાજિત કરી શકશે, માટે તેનેજ તે કાર્ય માટે નિયુક્ત કરવો યોગ્ય છે."

આ પ્રમાણે વિચાર કરીને તે અત્યંત હર્ષિત થયો અને તરતજ તેણે સિદ્દી જોહારને બોલાવી મંગાવ્યો.

તેના આગમન પછી તેણે અતિ ભારે સ્વરે કહ્યું કે:—"પ્રિય સિદ્દી જોહાર! આજે તમને એક મહત્ કાર્યને માટે બોલાવ્યા છે. કહો, તે તમારાથી પૂર્ણ થઇ શકશે ખરૂં કે?"

"સિદ્દી જોહારે વિનીત અને નમ્ર સ્વરથી ઉત્તર આપ્યું કે;—"હા, જહાંપનાહ! આપનો આ તાબેદાર સેવક, જે કાર્ય બતાવશો તે ઘણીજ ખુશીથી પાર પાડી શકશે. કહો, નામદાર! સેવકને કયી આજ્ઞાનું પાલન કરવાનું છે વારુ?"

આદિલશાહે આનંદિત થઇને કહ્યું કે:— "મુસલમાની રાજ્યનો ધ્વંસ કરવાની ધારણા રાખનાર શૂરા શિવાજીને સત્વર પરાજિત કરીને, મારી સન્મુખ લાવવાનું કાર્ય તમને સોંપવાની મારી ઇચ્છા છે. કારણ કે, તમારા જેવા વીર અને ધીર પુરૂષથી તે શીઘ્ર સપડાઇ જશે અને તેમ થવાથી આપણી ભાવિ આશંકા તદ્દન નિર્મૂળ થશે. જ્યાં સુધી મનુષ્યને માથે શત્રુનો ભય છે, ત્યાં સુધી મનુષ્ય માત્ર એક પ્રકારની ભયંકર વિપત્તિમાંજ છે, એમજ માની લેવું જોઇએ. માટે આ મહાન્ શત્રુનો પરાજય કરવાનું કાર્ય તમને સોંપવાની મારી તીવ્ર ઇચ્છા છે. કહો જોઇએ તે કાર્ય તમે કરી શકશો ખરા કે?"

સિદ્દી જોહારે ગર્વસહિત ઉત્તર આપ્યું કે: "હજુરાલિ! ઘણીજ ખુશીથી! હું તે કાર્ય અતિ અલ્પ સમયમાં નિર્વિઘ્ને પૂર્ણ કરીશ અને તે સાથેજ આપની બલવતી આશંકાને પણ નાબૂદ કરીશ."

સિદ્દી જોહારે પોતાની આજ્ઞાનો સ્વીકાર કરવાથી બાદશાહ અતિ પ્રસન્ન થયો અને તેના અધિકારમાં દસ હજાર સ્વાર અને ચૌદ હજાર પાયદળ સૈન્ય આપીને પન્હાલ ગઢ તરફ કૂચ કરવાની ભલામણ આપી. તરતજ તેણે ઉપર્યુક્ત સેનાને પોતાની સાથે લઇને પન્હાલ ગઢ તરફ પ્રયાણ કર્યું. આ સમાચાર અફજલખાંના પુત્ર અબ્દુલ ફજલને મળતાંની સાથેજ તે પણ પોતાના બાપના વૈરનો બદલો લેવા માટે સિદ્દી જોહારની સાથે જઇ મળ્યો.

જ્યારે અબ્દુલ ફજલની સેના શિવાજીનો નાશ કરવાના ઉદ્દેશથી પન્હાલગઢ તરફ રવાના થઇ, ત્યારે શિવાજીને પણ એ સર્વ સંવાદ પોતાના દૂતદ્વારા પહોંચી ગયા. તેણે પણ પોતાના દુર્ગની રક્ષાનો સારો બંદોબસ્ત કર્યો. એવામાં સિદ્દી જોહાર અતિ વેગપૂર્વક પોતાની સેનાસહિત પન્હાલગઢ પાસે આવી પહોંચ્યો. જો કે, આ સમયે આકાશ જળપૂર્ણ મેઘોથી આચ્છાદિત હતું અને વર્ષાદને લીધે માર્ગ પણ, અતિ કઠિન અને વિકટ થઇ ગયો હતો, તેમ છતાં પણ તેણે દુર્ગને ચારે બાજુએથી ઘેરી લીધો. હવે સિદ્દી જોહારની સેના દુર્ગની દિવાલ પાસે આવી ગઇ. સિપાહીઓ ચમકતાં અસ્ત્રશસ્ત્રોથી સુસજ્જિત હતા અને તેના મુખ્ય મુખ્ય સરદારોના પોશાકોપર પણ સૈનિકસાજ જણાતો હતો. અસ્ત્રશસ્ત્ર ધારણ કરેલી સેનાના મધ્ય વિભાગમાં આદિલશાહ નો અર્ધચન્દ્રાકાર ઝુંડો ફરકી રહ્યો હતો. શિવાજીએ ધાર્યું કે, “સિદ્દી જોહાર આક્રમણ કરીને પોતાના સિપાહીઓને વૃથા નષ્ટ કરવા ધારતો નથી. પરંતુ તે એમ ધારે છે કે, થોડાક દિવસ પછી જ્યારે અમે અન્ન જળ આદિ વસ્તુઓથી પીડિત બનીશું ત્યારે અમારી મેળેજ આત્મસમર્પણ કરી દઇશું.”

પરંતુ તે તરફ લક્ષ્ય ન આપતાં શિવાજી અને તેના સેનાનાયકોએ કેટલાક દિવસ પછી મરાઠી સેનાએ તેને જે સહાયતા આપવાનું વચન આપ્યું હતું, તેની પ્રતીક્ષા કરવાનોજ નિશ્ચય કર્યો. પરંતુ તેમની સહાયતાનાં કાંઇ પણ લક્ષણ દૃષ્ટિગોચર થયાં નહિ અને બીજી બાજુએ સિદ્દી જોહાર મોરચા ઉપર પોતાની તોપો ચઢાવી દીધી એ સર્વ કાર્ય તેણે એટલી સાવધાનીથ કર્યું કે તેથી દુર્ગની અંદરના લોકોને હરવ ફરવાનું અને હળવામળવાનું કાર્ય બંધ થઇ ગયું. યવનોની વિશાળ સેનાએ પોતાના દુર્ગને ઘેરેલો જોઇને મરાઠાઓને એવું પ્રતીત થવા લાગ્યું કે, હવે અલ્પ સમયમાંજ મરાઠાઓના “ભગવા” ઝુંડાને બદલે દુર્ગ પર મુસલમાનોનો ચન્દ્રધ્વજ ચમકવા લાગશે. આ પ્રમાણે સર્વ શોચ વિચાર કરીને દુર્ગના મરાઠાઓનું સાહસ અને ધૈર્ય જતું રહ્યું. “યવનોદ્વારા પરાજિત થયા પછી અ મારી શી દશા થશે?” આવા વિચારથી તેમનાં હૃદય કમ્પિત થવા લાગ્યાં અને તેઓ પરસ્પર કહેવા લાગ્યા કે;—“અનેક કષ્ટ સહન કરીને એક સ્વરાજ્ય સ્થાપિત કર્યું અને તે પણ આજે ક્ષણવારમાં યવનો દ્વારા પદદલિત થઇને નષ્ટ થઇ જશે. અને મરાઠાઓનાં સ્વાતંત્ર્યનો પુનઃ લોપ થઇ જશે. દેશમાં વ્યાપેલી કિંચિન્માત્ર શાન્તિને સ્થળે પુનઃ હાહાકારનો ધ્વનિ સંભળાશે.” આ પ્રકારની વિકટ ચિન્તાથી મરાઠાઓનાં હૃદય, નિરાશાથી વ્યાપ્ત થઇ ગયાં અને દશે દિશાઓ ભયાનક જણાવા લાગી. ચારે બાજુએ ભયસૂચક ચિહ્નો દૃષ્ટિગોચર થવા લાગ્યાં. પરંતુ તે સમયે તેમની નિરાશા અને ઉત્સાહરૂપી અન્ધકારને નાબૂદ કર નાર એક બાલઅરૂણ ત્યાં આગળ ઉપસ્થિત હતો. તે દુર્ગ પર ધૈર્યનો સુમેરૂ અને શૌર્યનો હિમાલય શ્રી છત્રપતિ મહારાજ

શિવાજી વર્તમાન હતો. તેણે પોતાની વીરતાયુક્ત વક્તૃતાથી પોતાના ધૈર્ય ગલિત મહારાષ્ટ્રવાસી બંધુઓને નવીન આશા આપી અને તેમના હૃદયમાંથી ન્યૂન થયેલા ઉત્સાહને પુનઃ જાગૃત કર્યો. આ પ્રમાણે શિવાજીના સાહસમય વક્તવ્યથી સર્વ મહારાષ્ટ્રીય વીરો ઉત્તેજિત થયા. તેમની ભીરૂતા નિર્બળતા અને કાયરતાનો સર્વથા લોપ થયો.

ચાર પાંચ દિવસ વીત્યા પછી શિવાજીએ પુનઃ વિચાર્યું કે, "યવનોની અતુલ સેના સમક્ષ ખુલ્લા મેદાનમાં અવતીર્ણ થઇને યુદ્ધ કરવું, એ માત્ર મૂર્ખતાજ છે. માટે કોઇ પણ પ્રકારે યવનો સાથે પ્રતારણા કરીને દુર્ગમાંથી છટકીને અન્યત્ર ચાલ્યા જવું એજ પોતાના માટે હિતાવહ છે."

આ પ્રમાણે નિશ્ચય કરીને તેણે પોતાનો ઉક્ત અભિપ્રાય દુર્ગાન્તર્ગત રહેલા અન્યાન્ય મહારાષ્ટ્રોને વિદિત કર્યો. તેમણે પણ તેના મતને પસંદ કરીને તેમ કરવાનું અનુમોદન આપ્યું. અને સર્વેએ ત્યાંથી પલાયન કરવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ સૂર્યાસ્ત થયા પછી સંધ્યા પોતાના નૈસર્ગિક સ્વભાવથી વિહંગાદિક મધુર ગુંજન કરનારાં પક્ષિઓને પોતપોતાના માળાઓમાં બોલાવી રહી હતી, રજનીદેવી પણ ક્રમશઃ પોતાનો પ્રભાવ જમાવતી જતી હતી અને છેવટે તેજ રજનીએ પૂર્ણ રીતે પોતાનું વિકટ રૂપ ધારણ કરી લીધું. સર્વ સ્થળે નિબિડ અંધકાર વ્યાપ્ત થઇ ગયો.

રાત્રિના આવા અંધકારમય સમયે શિવાજીએ પોતાના સર્વ સિપાહીઓ અને સેનાનાયકોને એકત્રિત કર્યા. અને પછી તે અંધકારમય રજનીમાં જનનીને અનેક વાર પ્રણામ કરીને તે દુર્ગનાં દ્વારમાંથી બહાર નીકળ્યો. આ વખતે તેની પાસે મસાલ ઇત્યાદિ પ્રકાશિત પદાર્થ ન હોવાથી યવન લોકોએ તેના તરફ કાંઇ પણ ધ્યાન આપ્યું નહિ. મરાઠા લોકો તે કંકર-મય પર્વત ભૂમિથી એટલા બધા પરિચિત હતા, કે ઘોર અંધકારમાં પણ તેમને કોઇ પણ કષ્ટ સ્હેવું પડયું નહિ. મધ્યરાત્રે શિવાજીએ યવન ચોકીઓ પરના પોતાના સૈનિકોને આજ્ઞા આપીને કહ્યું કે, "યવનોના દરેક તંબૂ અને ચોકી પર આગ લગાડતા જાવ." શિવાજીની આજ્ઞા સાંભળીને મરાઠાઓએ સૂતેલા યવનો પર અકસ્માત્ આક્રમણ કર્યું. આ વખતે માત્ર ત્રણસો સૈનિકોજ શિવાજી પાસે હાજર હતા. તેથી તેણે એક એક સોના ત્રણ વિભાગ કરીને ત્રણ બાજુએ મોકલ્યા. મરાઠાઓએ નિદ્રિત યવનોના પર અતિ વેગપૂર્વક આક્રમણ કર્યું. વારંવાર મહારાષ્ટ્રવાસી વીર પુરૂષો સિંહનાદ કરીને મુસલમાનો પર આક્રમણ કરતા હતા. મહા અંધકારમાં શત્રુ કે મિત્રનો પરિચય મળતો નહોતો. વિશેષ તો શું પરંતુ પોતાના હાથમાંની તલવારો પણ દૃષ્ટિગોચર થતી નહોતી. મૃતક દેહોથી પ્રાયઃ પ્રત્યેક તંબુ અને ચોકી પરિપૂર્ણ થઇ ગઇ અને રક્ત પણ જળધારાની પેઠે વેગ સહિત વહેવા લાગ્યું. યુદ્ધનાદથી અંધકાર

મય રજની પરિપૂર્ણ થઇ ગઇ. આ વખતે એમજ ભાસવા લાગ્યું કે, આ યુદ્ધ મનુષ્યોનું નહિ, કિન્તુ સેંકડો રક્તપિપાસુ પિશાચોનુંજ યુદ્ધ છે.

મરાઠા લોકો માત્ર એક સ્થળે ઉભા ઉભા રહીનેજ યુદ્ધ કરતા નહોતા. કિન્તુ સમય પ્રમાણે આમ તેમ નહાસતા પણ હતા. શિવાજી શત્રુ સૈન્યને કાપતો કાપતો આગળ વધતો જતો હતો. 'શત્રુનો હવે સારી રીતે અટકાવ થઇ ગયો છે.' એમ સાંભળીને શિવાજીએ રાંગણા દુર્ગના માર્ગ તરફ પ્રયાણ કર્યું.

કેટલીક વાર પર્યન્ત સિદ્દી જોહારને આ સંવાદ મળ્યા નહિ, પરંતુ અમુક સમય પછી સંવાદ મળતાંની સાથેજ સિદ્દી જોહાર, ફાજિલ અને સિદ્દી જોહારના પુત્ર સિદ્દી અજીજે તરતજ અશ્વ પર સ્વાર થઇને એક સહસ્ર સેના સાથે અતિ વેગ સહિત શિવાજીની પૂંઠ પકડી. આ તરફ અંધકારાચ્છન્ન કાળરજની યુદ્ધ અને માર કાપમાં વ્યતીત થઇ ગઇ. બાલઅરૂણનો ઉદય થવાથી ગગનમંડળ રક્ત થવા લાગ્યું અને આકાશસ્થિત તિમિરરૂપી ધૂલિ, સૂર્યનાં કિરણરૂપી ઝાડોથી પરિષ્કૃત થવા લાગી. ક્રમશઃ પૂર્વ દિશામાં સૂર્ય દેવે પોતાના સ્વાભાવિક રૂપને ધારણ કરવાનો પ્રારંભ કર્યો. લગભગ આઠ બજી ગયા હતા છતાં યવનોને શિવાજીનો પત્તો મળ્યો નહિ.

કેટલાક સમય પછી રાંગણા દુર્ગની પાવનઘાટી પાસે યવનસેનાને શિવાજી મહારાજ દૃષ્ટિગોચર થયા. મહારાજને જોતાંની સાથેજ સિદ્દી જોહારે તથા ફાજિલખાંએ પોતાના અશ્વની લગામ ઢીલી કરી. મહારાજ અને તેના સરદારો આગળ આગળ ન્હાસતા જતા હતા અને સિદ્દી જોહાર તથા તેની સેના તેની પાછળ પાછળ દોડી જતી હતી. ઉભય પક્ષનાં સૈન્યો આ સમયે દોડવામાં પોતાની દક્ષતા અને પ્રવીણતાનો પરિચય આપી રહ્યાં હતાં. કેટલીક વાર પછી બંને સેના લગભગ છેક ભેળી થઇ જવા આવી. ધીમે ધીમે અંતર ઘટવા લાગ્યું અને હવે મહારાજ શિવાજીના સૈન્યને યવનો દ્વારા પરાજિત થવાનો અને કેદ પકડાવાનો કેવળ વીશ મિનિટનોજ વિલંબ શેષ રહ્યો હતો. એવામાં મહારાજની સેના પાવનઘાટીને ઓળંગીને પેલે પાર પહોંચી ગઈ. ઘાટીને પેલે પાર પહોંચતાંની સાથેજ મરાઠાઓના મુખપર આનંદની અપૂર્વ છટા દૃશ્યમાન થવા લાગી. મહારાજના શૂર વીર સૈનિકોએ હવે સુઅવસર પ્રાપ્ત થયેલો જોઇને પોતાનાં મુખ શત્રુઓ તરફ ફેરવ્યાં અને પોતાનાં ચળકતાં ભાલાઓ તથા તીક્ષ્ણ તલવારો દ્વારા યવનોપર સખ્ત આક્રમણ કરવાનો પ્રારંભ કર્યો. આ જોઇને શિવાજી મહારાજને પણ અતિ આનંદ થયો. તેમના વદનમંડળપર દિવ્ય તેજ ચમકવા લાગ્યું. સર્વ અંગોપર વિલક્ષણ પ્રભા ઝળકવા લાગી; આનંદથી પરિપૂર્ણ થઇને ઘાટીનું રક્ષણ કરવા માટે મહારાજ સેનાની વ્યવસ્થા કરવા લાગ્યા. એવામાં યવન સેના છેક નજીકમાં આવી લાગી. "દીન દીન"નો ગંભીર નાદ કરીને તેણે ઘાટીનું

રક્ષણ કરનારા સિપાહીઓપર ભૂખ્યા વ્યાઘ્રની પેઠે ટૂટી પડવાની તૈયારી કરી લીધી હતી.

એવામાં મહારાષ્ટ્રના એક સેનાનાયકે શિવાજી પાસે આવીને વિનતિ કરીને કહ્યું કે;—"મહારાજ ! હિંદુ ધર્મના સાચા રક્ષક ! મુસલમાનોનું સૈન્ય પ્રકાણ્ડ સેનાથી સુસજ્જિત છે અને આપણા સૈનિકોની સંખ્યા અતિ અલ્પ છે. શત્રુની અતુલ સેના સન્મુખ આપણે ટકી શકીએ તેમ સંભવતું નથી. આજે આ ઘાટી અવશ્ય શત્રુના હાથમાં જશેજ અને ઘોર યુદ્ધમાં કોઇપણ વીર મહારાષ્ટ્રીય જીવિત રહી શકશે નહિ. માટે આપને અહિંયાં ઉપસ્થિત રહેવા દેવા, એ મને કોઇ પણ પ્રકારે ઉચિત લાગતું નથી. આપ અમારી ભાવિ આશા છો, આપના ઉપરજ સમગ્ર હિંદુઓના ધર્મના રક્ષણનું અવલંબન રહેલું છે. માટે આપ અત્રેથી સત્વર પલાયન કરી જાવ. ન કરે નારાયણ ને કદાચિત્ આપના ઉપર ઘોર સંકટ આવી પડે, તો પછી મહારાષ્ટ્રભૂમિની રક્ષા કરનારો કોઇ પણ વીર પુરૂષ આ ધરણીપર રહેશે નહિ. માટે આપ રાંગણા દુર્ગ તરફ ચાલ્યા જાવ અને ઘાટીના રક્ષણનો ભાર મને સોંપો. મારાં અહોભાગ્ય છે કે, જેથી મને આવો શુભ દિન પ્રાપ્ત થયો છે. આજે હું આપના ઋણમાંથી મુક્ત થઇ શકીશ અને આપના નિમકનો બદલો પણ ચુકાવીશ. તે સાથેજ મારી જનની માતૃભૂમિના ઋણમાંથી પણ અઋણી થઇ શકીશ. આજે હું મારા આ ક્ષણભંગુર દેહને આપની પવિત્ર સેવામાં સમર્પણ કરીને અનેક જન્મને માટે કૃતાર્થ થઇશ. પ્રભુ ! મને આશા છે કે, આપ આ હતભાગીના નમ્ર નિવેદનનો અનાદર નહિજ કરો. આપદ્ધર્મ બજાવવો, એ માનવ માત્રનું મુખ્ય કર્તવ્ય છે. માટે આપ ખુશીથી આપના દેહનું રક્ષણ કરો અને આ ક્ષુદ્ર દાસને આપની અનુપમ સેવાનો અધિકારી બનાવો."

તે વીર પુરૂષનાં ઉપર્યુક્ત વાક્યો સાંભળીને શિવાજી મહારાજના તથા તેના અન્ય વીર સહચરોનાં શરીર ઉત્સાહથી પરિપૂરિત થઇ ગયાં. એ વીરનું નામ બાજીપ્રભુ હતું. તેણે 'શિવાજી આ ઘાટીમાંથી લડયા સિવાય દૂર થશે નહિ,' એમ ધારીને અત્યંત શોક કર્યો.

છેવટે તેણે પુનઃ શિવાજી મહારાજનાં ચરણ પકડીને ગળગળા થઇને કહ્યું કે;—"મહારાજ ! જો આપ આજે આ ઘાટીમાંથી પલાયન નહિ કરો, તો પછી, મહારાષ્ટ્રોની 'ભગવી' પતાકા ચિરકાળને માટે નષ્ટ થશે. દુઃખ અને પરિતાપથી સંતપ્ત થયેલી આર્ય પ્રજા તદ્દન રક્ષકહીન બની જશે અને હિન્દુ કુળના સૂર્યનો અસ્ત થતાં દુર્દશાની ભયંકર રાત્રિ આવી લાગશે. તે રાત્રિમાં નિશાચર યવનો યથેચ્છ વિહાર કરીને હિન્દુઓનો સર્વનાશ કરવામાં કાંઇ પણ ન્યૂનતા રાખશે નહિ. પ્રભુ ! આર્ય પ્રજાનાં કરમાયલાં કમળવત્ વદનોને પ્રફુલ્લિત કરનાર સૂર્યરૂપી પુરૂષ કોઇ પણ રહેશે નહિ અને તેથી મહાન્ અનર્થ થશે. આર્યપ્રજાનાં દુઃખનો અવધિ થશે, માટે આપનું જીવન બચાવો."

પોતાના માવલી વીરગણોની અચલ પ્રીતિ અને અલૌકિક ભક્તિ જોઇને શિવાજી મહારાજ ગદ્ગદિત થઇ ગયા. તેમનાં નેત્રો માંથી અશ્રુધારા વ્હેવા લાગી, ઓઠ કમ્પી ઊઠ્યા અને તેમના હૃદયમાં દુઃખ અને આનંદનો એક સાથેજ સંચાર થયો તથા ક્ષણવારને માટે તેમની ચિત્તવૃત્તિ ચિત્રની પેઠે સ્તબ્ધ થઇ ગઇ. એવામાં બાજી પ્રભુ અને અન્ય મહારાષ્ટ્રવાસી સરદારોએ તેમ ને શીઘ્ર રાંગણા દુર્ગ તરફ જવાનો આગ્રહ કર્યો. કેમકે, ઘાટીની એક બીજી બાજુએ યવન અને માવલી લોકો વચ્ચે ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું. ઉભય પક્ષનાં સૈન્યો એક બીજાના લશ્કરીઓને ભૂખ્યા માંસાહારી પશુ ઓની પેઠે ખડ્ગરૂપી નખદ્વારા વિદીર્ણ કરી રહ્યાં હતાં. ક્ષણવારમાં મહારાષ્ટ્રોના દળ નો સંહાર કરીને શત્રુઓનો મહારાજની છેક સમીપમાં આવી લાગવાનો ભય થવા લાગ્યો. પરંતુ યવનોનું એવું ઘોર કૃત્ય જોઇને શૂરા શિવાજીના ઉત્સાહમાં લેશ માત્ર પણ ન્યૂનતા ન થઇ, કિન્તુ ઉલટી તેની ભુજાઓ ફરકવા લાગી. શરીરમાં વીર રસની નદીઓ ઉછળવા લાગી. ક્રોધને લીધે તેનું સર્વ શરીર રક્તવર્ણ થઇ ગયું અને લોચન પણ રક્તમય જણાવા લાગ્યાં. યવ નોના દળને વિદીર્ણ કરવાનું નિમિત્ત બતા વીને તેણે પોતાની પ્યાસી તલવારને યવન– શત્રુના શોણિતથી રંગીને તૃપ્ત કરવાનું ઉચિત ધાર્યું. અને ત્યાર પછી પોતાની "ભવાની" તલવારને કમ્મર પર કોષમાંથી મુક્ત કરીને યવનોની સાથે યુદ્ધ કરવા માટે તેણે ઘાટી તરફ પ્રયાણ કર્યું. એવામાં બાજી પ્રભુએ મહારાજના ચરણ પકડી લીધા અને તેમને રાંગણા દુર્ગ તરફ ચાલ્યા જવા માટે અતિ કરુણ સ્વરે વિનતિ કરી.

પોતાના પ્રિય ભક્તના પરમ હિતકારી પરામર્શને ઉચિત ધારીને મહારાજનો ક્રોધ કાંઇક શાન્ત થયો અને બાજી પ્રભુના કાનમાં કાંઇક કહીને તેમણે રાંગણા દુર્ગ તરફ પ્રયાણ કર્યું. મહારાજને રાંગણા દુર્ગ તરફ જતા જોઇને બાજી પ્રભુને અતિ આનંદ થયો. તેની આંખોમાંથી અતિ આનંદનાં અશ્રુ વહેવા લાગ્યાં અને સતૃષ્ણ નયને મહારાજની તરફ જોતો રહ્યો. ત્યાર પછી તે પાછો ફર્યો અને ઘાટીના મોરચા આગળ યુદ્ધમાં વ્યસ્ત થયેલા પોતાના વીર માવલીઓના સૈન્યમાં આવી મળ્યો.

(૩)

પોતાના સેનાનાયકોનું આગમન સાંભળી ને વીર માવલ લોકો અતિ સાહસપૂર્વક શત્રુઓ પર આક્રમણ કરવા લાગ્યા. શિવાજી ના પલાયન થવાના સમાચાર યવનોને વિદિત થયા. તે સાંભળીને તેઓ અત્યંત ઉત્તેજિત થયા. ઘાટીના માવલોને હટાવીને શિવાજી ની પૂંઠ પકડીને તેને પકડી પાડવાનો તે લોકો એ પ્રયત્ન કરવાનો પ્રારંભ કર્યો. ઉભય સેના ઓમાં મહા કોલાહલ મચી ગયો. "દીન દીન" અને "હર હર મહાદેવ" "જય ભવાની"ના ગંભીર શબ્દોના ધ્વનિથી દશે દિશાઓ ગુંજાયમાન થઇ ઉઠી અને સર્વ સ્થળે તલવારનો ઝણઝણાટ સંભળાવા લા ગ્યો. યવનોની શમશીરો અને મરાઠાઓના તીક્ષ્ણ ભાલાઓ એક બીજા સાથે અથડા

વાથી આગની ચિનગારીઓ ઝરવા લાગી. હજારો માનવીઓનાં મસ્તકો તલ્વાર, બંદુક, ભાલા અને કૃપાણોના આઘાતથી ઉછળી ઉછળીને ધરણી પર ઢળવા લાગ્યાં. મૃત્યુની અસહ્ય યાતનાથી કેટલાક કાયર વીરોના મુખમાંથી ભયંકર ચીત્કારના ધ્વનિઓ સંભળાવા લાગ્યા.

આ સમયે સ્વામીભક્ત બાજી પ્રભુ યવન લોકોને યમરાજની ભીષણમૂર્તિસમાન ભાસવા લાગ્યો. તેનાં નયનોમાંથી નીકળતી અપૂર્વ જ્યોતિ યવનોના હૃદયને બાળીને ભસ્મીભૂત કરવા લાગી. તેની ચપળતાયુક્ત તલવાર ચલાવવાની અપૂર્વ છટા જોઇને યવનોના છક્કા છૂટવા લાગ્યા. ભગવાન્ ભાસ્કર ગગનમંડળના મધ્યવિભાગમાં આરૂઢ થઇને જાણે પોતાનાજ તેજ:પુંજ નેત્રો વડે ભારતભૂમિના ભૂષણસમાન વીર મહારાષ્ટ્રવાસીઓના અદ્વિતીય પરાક્રમ—શૌર્યનું કૌતુકસહિત અવલોકન કરવા લાગ્યા.

સન્ધ્યાકાળનો સુખમય સમય સ્વાભાવિક રીતેજ મધુર અને મનોહર હોવો જોઇએ, પરંતુ આ ઘાટીમાં તો પ્રકૃતિ દેવીએ તેનાથી વિપરીત પ્રકારની વિચિત્ર છટા ધારણ કરી હતી. આજની સન્ધ્યાનો સમય એવો પ્રતીત થતો હતો કે, જાણે સંસારરૂપી સામ્રાજ્ય પર દારૂણ અશાન્તિએ આ સ્થળે પોતાનું કેન્દ્રસ્થળજ બનાવ્યું છે? આ સમયે બાજી પ્રભુ લડતાં લડતાં ક્લાંત થઇ ગયો; તેનાં અંગ શિથિલ થઇ ગયાં. કેટલીક વાર પછી તેણે રાંગણાં દુર્ગ તરફ દૃષ્ટિ કરી અને તે અત્યારે પ્રથમના કરતાં અધિક ચિન્તાગ્રસ્ત જણાવા લાગ્યો. શત્રુઓને પરાજિત કરવા છતાં તેનું મુખ મલિન શા માટે થયું હશે? શું મહારાષ્ટ્રગણો સમર ભૂમિમાંથી પાછા હઠવા લાગ્યા હશે? બાજીપ્રભુને પોતાના મરણનો ભય લાગ્યો હતો? નહિ! નહિ!! તેમાનું કાંઇ પણ નહોતું. પરન્તુ તેને એક વિલક્ષણ પ્રકારનીજ ચિન્તા થયાં કરતી હતી. રણસ્થળમાં શત્રુસેનાથી ભયભીત થવું અને મૃત્યુથી ભય પામીને કર્તવ્યથી પરાઙ્મુખ થવું, એ બે વાતો સત્તરમી શતાબ્દીના લોકોને બિલ્કુલ જ્ઞાતજ નહોતી, એટલે ભાગી જવું તે શું, એથી તેઓ સર્વથા અનભિજ્ઞ જ હતા. બાજી પ્રભુની મલિનતાનુંજ કારણ કોઇક જૂદાજ પ્રકારનું હતું, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. તે રાંગણા દુર્ગના તરફ એકી નજરે જોઇ રહ્યો હતો. ક્ષણે ક્ષણે તેની ચિન્તા વધતી જતી હતી. તેનું વીર હૃદય આ સમય એક અબળાની પેઠે ચિન્તાસાગરની મધ્ય ધારામાં વિહ્વલ થઇને ગોથાં ખાઇ રહ્યું હતું. એવામાં દુષ્ટ ફાજિલખાં પોતાની નવીન સેના લઇને બાજી પ્રભુના પર તૂટી પડયો અને તે સાથેજ બાજી પ્રભુ પણ સિંહની પેઠે ઉછળીને પોતાના કરાલ કૃપાણ દ્વારા યવનોનું ખૂન ન્હેવડાવવા લાગ્યો. આ સમયે બાજી પ્રભુના અનેક વીર સહચરોએ તેના જીવનની રક્ષા માટે પોતાના મહામૂલ્ય પ્રાણને તિલની પેઠે ન્યોછાવર કરી દીધા હતા. અવશિષ્ટ રહેલા મરાઠાઓ પણ પોતાના પ્રાણનું બલિદાન આપવાનું યોગ્ય ધારીને ક્ષુધાર્ત વ્યાઘ્રના સમાન ઉછાળા

મારીને યવનો પર તૂટી પડ્યા. ઉભય પક્ષના વીર પુરૂષોએ યુદ્ધમાં અતિ સફળતા બતાવી. બાજી પ્રભુના રક્તપિપાસુ ભાલાએ સહસ્ર યવનોને યમસદનમાં મોકલી આપ્યા. આ પ્રમાણે તે કૃતાન્તસહોદરની પેઠે તે શત્રુઓનો નાશ કરી રહ્યો હતો. એવામાં શત્રુપક્ષ તરફથી બન્દુકની એક ગોળી આવીને તેની છાતીમાં ચોંટી ગઈ. સ્વામીભક્ત વીર બાજી પ્રભુ સમરક્ષેત્રમાં ઢળી પડયો. પોતાના સેનાનાયકને ભૂતલશાયી થયેલો જોઇને મરાઠા લોકો યુદ્ધભૂમિમાંથી પલાયન કરવા લાગ્યા. માવલોની આવી કાયરતા જોઇને તેનું હૃદય અતિ દુઃખિત થયું. પોતાના વીરોનાં કુલકલંકિત આચરણથી તેના હૃદયમાં ક્રોધનો અગ્નિ પ્રજ્વળી ઊઠયો. તે પોતાના દાંત તળે હોઠ પીસીને નિંદાવ્યંજક શબ્દોની મહારાષ્ટ્રીઓ પર વૃષ્ટિ કરવા લાગ્યો. આ સમયે બાજી પ્રભુનાં હૃદયવેધિત વાકયોએ શરના કરતાં પણ અધિક અસર કરી. પલાયન કરતા મહારાષ્ટ્રીઓ સહસા પાછા ફર્યા અને પછીથી તેમણે અતિ અધિક સાહસ સહિત "હર હર મહાદેવ"નો વિકટ ધ્વનિ કરીને યવનોના પર એકદમ આક્રમણ કર્યું. પરંતુ આ વખતે પણ બાજી પ્રભુનું ધ્યાન માત્ર રાંગણા-દુર્ગ તરફજ હતું. તેણે અન્ય કોઈ પણ મુખ્ય શબ્દનું શ્રવણ કરવા માટે પોતાના કર્ણને એક વાર પણ ઉંચા કર્યા નહોતા.

આ પ્રમાણે સંગ્રામસ્થળમાં જનની ભૂમાતાની ગોદમાં પડેલા વીર બાજીને રાંગણા દુર્ગ તરફના કાંઇ પણ શુભચિન્હો કર્ણગોચર થયા નહિ. તેથી તેની આંખમાંથી આંસુ ઉભરાવા લાગ્યાં અને શ્વાસ પણ અતિ વેગપૂર્વક ચાલવા લાગ્યો. ક્ષણે ક્ષણે તેનું મન અધિક અધિક વિહ્વલ થતું ગયું. હવે તેનો અંતિમ શ્વાસ છૂટવામાં કાંઇ વિલંબ રહ્યો નહોતો, એવામાં રાંગણા-દુર્ગ તરફથી તોપનો અવાજ સંભળાયો. મહારાજ શિવાજી રાંગણા દુર્ગપર પહોંચી ગયાની એ સૂચના હતી, અને તે શબ્દને સાંભળવા માટે બાજી પ્રભુએ પોતાના દેહમાં પ્રાણને અટકાવી રાખ્યા હતા. એટલામાં આ શબ્દ સંભળાતાંની સાથે જ તેને અતિ આનંદ થયો અને "આજે મેં મારૂં જીવન સફળ કર્યું" એમ કહીને તેણે હર્ષસહિત પ્રાણ ત્યાગી દીધા. બાજી પ્રભુનો પ્રાણાન્ત થતો જોઇને યવનોએ તેના મૃત દેહને શિવાજી મહારાજની પાસે મોકલાવી આપ્યો. બાજી પ્રભુના શબનું અવલોકન કરતી વેળાએ શિવાજીની શી દશા થઇ હશે, એના વિચારનો ભાર અમે અમારા વાંચકોનેજ સોંપીએ છીએ. અસ્તુ.

આ પ્રમાણે પાવન ઘાટીના તે સ્વામીભક્ત વીર પુરૂષનું પતન થયું અને તેણે પોતાના પ્રાણ ગુમાવીને માત્ર શિવાજી મહારાજનુંજ નહિ, કિન્તુ ભારતના સૌભાગ્યતિલકનું રક્ષણ કર્યું. મહારાષ્ટ્રના ઇતિહાસમાં તેણે પોતાનું નામ સુવર્ણાક્ષરોમાં લખાવી લીધું અને જ્યાં સુધી આ પૃથ્વી પર એક પણ અસલ વીર જાતિનો મહારાષ્ટ્રીય જીવિત રહેશે, ત્યાં સુધી તે નામ

કદિ પણ ભૂંસાઈ શકશે નહિ. "હે બાજી પ્રભુ! તુંજ ધન્ય છે, ખરેખર તારૂં જીવન સફલજ થયું છે! હે બાજી! શિવાજી મહારાજને માટે પોતાના જીવનની તિલાંજલિ આપીને તેં સમસ્ત ભારતપર ઉપકારનું ઋણ ચઢાવી દીધું છે! શત્રુની અસંખ્ય સેના સમક્ષ, માવલની અલ્પ સેના લઇને તેં મહારાષ્ટ્રના ગૌરવસૂર્યને નિબિડ અંધકારમાં ડૂબતો બચાવ્યો; તેંજ મહારાષ્ટ્રીયોના વીર્ય અને તેજને પ્રકટ કર્યાં છે. હે બાજી પ્રભુ! છેવટે અમારે એમજ કહેવું પડે છે કે, શિવાજીએ નહિ, કિન્તુ તેંજ સર્વ હિન્દુઓની લજ્જા રાખી છે. તારાથીજ આર્યધર્મની રક્ષા થઇ છે અને તેંજ સ્વર્ગીય સુખ પ્રાપ્ત કર્યું છે, ધન્ય છે ત્હારી અપૂર્વ વીરતાને?"

અંતે શિવાજી મહારાજે પોતાની શોકરૂપી પિપાસાને તૃપ્ત કરવા માટે વીર માવલીઓને પુનઃ એકત્રિત કર્યા અને પછી અંધારી રાત્રિમાં શત્રુદલના ઉપર છાપો માર્યો. આ સમયે સિદ્દી જોહાર શિવાજીના આક્રમણને અટકાવી શકયો નહિ. યુગલ પક્ષમાં પુનઃ પ્રચંડ યુદ્ધાગ્નિ પ્રજળી ઊઠયો. અંધકારાચ્છન્ન રાત્રિમાં કેવી રીતે યુદ્ધ કરવું જોઇએ, પોતાના સૈન્યની કેવી વ્યવસ્થા રાખવી જોઇએ, આદિ સર્વ કળા આમાં શિવાજી અતિ પ્રવીણ હતો. તેણે તરતજ શત્રુપક્ષના મસાલ આદિ દીપકો બુઝાવી નંખાવ્યા અને પોતે પોતાના મુખ્ય મુખ્ય સેનાનાયકોને તથા અન્યાન્ય સૈનિકોને એક સ્થળે એકત્ર થવાની સૂચના આપી. આ વખતે તેના પક્ષમાં એક મસાલ પ્રકટી રહી હતી અને તેના તેજના આધારે સર્વ માવલ લોકો તેની આગળ એકઠા થવા લાગ્યા.

જેવી રીતે યવનોના સૈન્યની મસાલ હોલવાઈ ગઇ હતી, તેવીજ રીતે થોડી વાર પછી શિવાજીના સૈન્યની મસાલ પણ હોલવાઈ. આથી સર્વત્ર ભયંકર અંધકાર છવાઇ ગયો છે, એમ જાણીને શિવાજીથી શાન્ત રહી શકાયું નહિ. તેથી તેણે એક વીરને સમજાવી–કારવીને શત્રુદળમાં મોકલ્યો.

પ્રિય પાઠક! એ માવલ સૈનિક પોતાના સ્વામીની આજ્ઞાના પાલન માટે મૃત્યુની ઘાટીમાં હર્ષસહિત જવા લાગ્યો. તે વીર માવલ સૈનિક તરતજ શિવાજીના કથનાનુસાર મસાલ લઇને છુપાતો છુપાતો શત્રુસૈન્યમાં પેસી ગયો અને તેના મધ્યભાગમાં જઇને તેણે તરતજ મસાલ પ્રકટી દીધી. મસાલનો પ્રકાશ પડતાંની સાથેજ વીર માવલો અને અન્યાન્ય મરાઠાઓ તે તરફ દોડયા અને યવનોના ઉપર ધડાધડ શસ્ત્રાઘાત કરવા લાગ્યા.

અહા! પૂર્વકથિત જે વીર સૈનિક મસાલ લઇને ગયો હતો તે પણ તે સ્થળે માર્યો ગયો. કેટલીક વાર પર્યંત ભીષણ યુદ્ધ કર્યા પછી શિવાજીએ "ચક્રવ્યૂહ" રચીને મોરચો બાંધી લીધો, એથી સઘળા મહારાષ્ટ્રીય વીરો યુદ્ધ છોડીને ચારે બાજુએ ચાર વિભાગમાં વ્હેંચાઇ ગયા. યવનોએ ધાર્યું કે, મહારાષ્ટ્રીય લોકો ન્હાસી ગયા છે, પરંતુ પરિણામ સર્વથા તેનાથી

વિરૂદ્ધજ આવ્યું. મરાઠાઓ ચારે બાજુએ થી તલવાર ખેંચીને ઉભા રહ્યા. એ જોઇને શિવાજીએ ચીત્કાર કરીને કહ્યું કે, "વીર મહારાષ્ટ્રીય બંધુઓ! શું જોઇ રહ્યા છો? આત્મસમર્પણ કરો, તમારી ચળકતી તલવારોને યવનના રકતથી સત્વર રંગિત કરો. આજે આપણા પરમ સૌભાગ્યનો દિવસ છે. આપણાં અપૂર્વ શૌર્યને દાખવવાનો સમય છે. માટે આવા સુઅવસરે કાયરતાને કાપી નાખો અને વીરતાને ધારણ કરો. ચાલો, ચલાવો તમારી તલવારો."

શિવાજીની આ વાત સાંભળીને મુસલમાન લોકો કમ્પી ગયા. સિદ્દી જોહારે આત્મસમર્પણ કરવા કરતાં, પલાયન કરવાનું વિશેષ પસંદ કર્યું. પરંતુ ફાજિલખાંના આગ્રહથી યવનસૈન્ય પુનઃ મરાઠાઓપર ટૂટી પડયું, પરંતુ તેઓ શિવાજીના પ્રબળ પરાક્રમની આગળ ટકી શકયું નહિ. તેથી સિદ્દી જોહારે એક અન્ય માર્ગપર થઇને ન્હાસવાનો ઉપક્રમ કર્યો, પણ તે વખતે તેના અનેક સૈનિકો રણભૂમિમાં રોળાઇ ગયા હતા અને કેટલાક કેદ પકડાયા હતા. તેની કાંઇ પણ સંભાળ લીધા વિના તે પોતાના પ્રાણ બચાવવાની આશાથી જેમ તેમ કરીને છટકી ગયો. શિવાજીએ સિદ્દી જોહારના સૈન્યના કેદી સૈનિકોને કેટલાક દિવસ સુધી કેદ રાખ્યા પછી મુકત કરી દીધા. તેઓ તેને હૃદયપૂર્વક ધન્યવાદ આપતા આપતા પુનઃ પોતાના સ્વામીને ત્યાં ચાલ્યા ગયા.

આ પ્રમાણે વીર શિવાજીએ પોતાના શત્રુઓને મારીકાપીને અને છિન્નવિચ્છિન્ન કરીને પોતાના શૂરા સ્વામીભકતની—પાવન ઘાટીના વીર સરદાર બાજીપ્રભુની શોક-પિપાસાને તૃપ્ત કરી. બાજીપ્રભુના શોક-સ્મરણ તરીકે તેણે શત્રુઓના શોણિતથી તર્પણ કરીને મહારાષ્ટ્રવાસીઓના સંતપ્ત આત્માઓને અપૂર્વ પ્રકારનું સાંત્વન આપ્યું.



# અધિકારને ખાતર

લેખકઃ-શ્રી. પ્રેમચંદજી. અનુવાદકઃ-મકનદાસ હરજીવનદાસ મહેતા.

૧

પશા પટેલના ખેતરમાં આજ કેટલાંક વરસોથી કાચું સોનું પાકતું હતું, એમ કહીએ તો ચાલે! મહેનત તો ગામના બધા ખેડુતો કરતા હતા, પણ પશા પટેલના પાક જેવો પાક કોઇના ખેતરમાં થતો નહિં.

ઉપરાઉપરી ત્રણ વર્ષથી પશા પટેલના ખેતરમાં કોઇએ સ્વપ્નેય ન કલ્પેલા એટલા ઉંચા કપાસના છોડ ઉપર કપાસ ફાલ્યો હતો, અને ચોમેર જાણે ઉચ્ચાસને રૂની ગાદી પાથરી હોય, એવો ભાસ થતો હતો!

આ બાજુ રૂનો ભાવ પણ બહુ તેજી ઉપર હતો. અને તેથી એકલા કપાસમાંથીજ ત્રણેક હજાર રૂપિયા પટેલના હાથમાં આવી ગયા. બીજા પાકની તો વાતજ જુદી.

સીધા સાદા ખેડુતના હાથમાં રૂપિયા આવતાંજ તે ધર્મ અને પરોપકાર તરફ વળે છે. બીજા લોકોની માફક પહેલાં મોજ શોખ તરફ નજર નથી દોડાવતો. પશા પટેલની વૃત્તિ પણ ધર્મ તરફ નમી પડી.

પશા પટેલને આંગણે સાધુસંતોનો આદરસત્કાર થવા લાગ્યો. બારણાં આગળ હંમેશાં ધૂણી સળગતી રહેવા લાગી. ગામમાં કોઇ સાધુ, મહાત્મા, બાવા કે અભ્યાગત આવતા તો પશા પટેલ તેને આગ્રહ કરીને પોતાને ઘેર તેડી લાવતા અને તેમની સેવા-ચાકરી કરતા, અને તેમની સાથે સત્સંગ કરતા.

ધીમે ધીમે તેમનું ઘર સાધુ સંન્યાસીના ઉતારા જેવું થઇ ગયું. તેમના ઘરે હંમેશાં કોઇ ને કોઇ સાધુ કે સંન્યાસી ઉતરેલાજ હોય. પશા પટેલ તેમની પરોણાચાકરી કરતાં, આનંદથી ફુલ્યા સમાતા નહિ.

પશા પટેલને ત્યાં ગાય ભેંસ પણ સારી સંખ્યામાં હતી. તેમનું કેટલાય શેર દૂધ થતું. પણ તેમાંથી એક ટીપુંય દૂધ પશા પટેલના હોઠે પહોંચતું નહિ. દૂધ તો સાધુ, મહાત્મા કે અતિથિજ ચાખતા. પશા પટેલ કહેતાઃ "ખેડુતને દૂધ-ઘીની શી જરૂર? મને તો રોટલો અને મીઠું અને થોડી છાશ મળે એટલે બસ!"

પશા પટેલની નમ્રતાનો પણ પાર ન હતો. તેઓ બધાની સામે માથું નમાવી

રાખતા, અને હાથ જોડી રાખતા, જેથી લોકો એમ ન કહે કે તે પૈસા આવતાં અહંકારી બની ગયા છે.

ગામમાં એક નાની નદી હતી. તેનું પાણી ઉનાળામાં કે ઘણી વખત ઉનાળા પહેલાં પણ સુકાઇ જતું. ગામમાં એકજ કૂવો હતો. તેમાંથી ગામના બધા લોકો પાણી ભરતા. એટલે લોકોને પાણી સબંધી બહુ મુશીબત પડતી. વળી હમણાં થોડા વખતથી તે કૂવાનું પાણી જરા બગડી પણ ગયું હતું. એટલે લોકોની મુશીબતમાં વધારો થયો હતો. પશા પટેલના પરોપકારી હૃદયમાં આ વાત તુરત ઉતરી ગઇ. અને તેમણે થોડાજ વખતમાં એક સારી, મોટી, પાકી વાવ બંધાવી દીધી. વાવનું વાસ્તુ કર્યું અને બ્રાહ્મણોને ભોજન કરાવ્યું.

જે દિવસે તે વાવમાંથી પહેલવહેલાં પાણી ભરાયું, ત્યારે પશા પટેલને, જાણે ચારે પદાર્થની પ્રાપ્તિ થઇ ગઇ હોયની એવો આનંદ થયો. જે કામ ગામમાંથી કોઇએ કર્યું ન હતું, તે કામ પશા પટેલે કરી બતાવ્યું. તેમની છાતી વેંત વેંત ફુલી.

× × ×

એક દિવસ ગામમાં, શ્રીદ્વારકા જનાર યાત્રાળુઓ આવ્યા. પશા પટેલના આગ્રહથી તેઓ તેમને ત્યાં ઉતર્યા. પશા પટેલના મનમાં પણ દ્વારકાની યાત્રા કરવા જવાની ઘણા દિવસથી ઇચ્છા હતી. આવો સારો સથવારો જોઇને તેઓ પણ પેલા યાત્રાળુઓની સાથે જવા તૈયારી કરવા લાગ્યા.

તેમની પત્ની કાશીએ કહ્યું: "હમણાં જાત્રા કરવા જવાનું રહેવા દો. આવતા વર્ષે જઇશું."

"કાલે શું થશે, તેની કોને ખબર છે? ધર્મના કામમાં ઢીલ કરવી સારી નહિ. આ દેહનો શો ભરોંસો ? એ તો પાણીના પરપોટા જેવો છે, ફુટતાં વાર ન લાગે." પશા પટેલે દલીલ કરી.

"પણ હમણાં જશો, તો બધું ખરચાઇ જશે. પાસે પાંચ પૈસા થવા દો. પછી જજો. દેવ કાંઇ ભાગી જવાના છે?"

"મારા વ્હાલાની મરજી હશે, તો રૂપિયા તો પાછા મળી રહેશે. તેના ઘરે શો ટોટો છે?"

કાશી આનો કાંઇ જવાબ આપી શકી નહિ. મુંગે મોંઢે યાત્રાએ જવા માટેની તૈયારીઓ કરવા લાગી.

બીજે દિવસે યાત્રાળુઓની સાથે પશા પટેલ અને કાશી પટલણ યાત્રા કરવા જવા માટે ઉપડી ગયાં.

(૨)

યાત્રા કરીને પાછા ફર્યા ત્યારે પશા પટેલે યજ્ઞ અને ચોરાશીના બ્રહ્મભોજનની ગોઠવણ કરી. એવી ધામધુમથી કામ થયું કે ચારે તરફ પશા પટેલની વાહવાહ થઇ ગઇ.

બધા લોકો કહેવા લાગ્યા કે ભગવાન ધન આપે તો મન પણ આવું મોટુંજ આપે. અહંકારનું તો નામ પણ નથી અને નમનતાઇનો તો પાર નથી. પશા પટેલે તો કુળનું નામ દીપાવ્યું. પ્રભુ દીકરા આપે તો આવાજ આપે, કે બાપ દાદાનું નામ ઉજાળે.

યાત્રા કરી આવ્યા પછી પશા પટેલમાં આકાશપાતાળ જેટલો તફાવત પડી ગયો હતો. દ્વારકામાં તેમણે ઘણો સત્સંગ કર્યો હતો. તેથી તેમની બધી વૃત્તિઓ ફેરવાઇ ગઇ હતી. અને તેમના હૃદયમાં જ્ઞાન-દીપક પ્રકટ થયો હતો. પશા પટેલ હવે મોટા ભગત બની ગયા હતા.

નહાવાધોવામાં કે વાર તહેવારમાં ન સમજનાર પશા પટેલ હવે હંમેશાં ન્હાતા, સેવા પૂજા કરતા અને ખાનપાનનું પણ ધ્યાન રાખતા. તેઓ વાર તહેવારે વ્રત કરતા, કથા કરાવતા અને ઘર આગળ મોડી રાત સુધી ભજન-કીર્તન કરાવતા. તેમણે જડ જગતમાંથી નીકળીને ચેતન જગતમાં પ્રવેશ કર્યો હતો.

પશા ભગતે ઘરનો બધો કારભાર પોતાના બે દીકરાઓના માથાપર નાંખી દીધો હતો અને પોતે ઘરે બેસીને નીરાંતે ઇશ્વરભજન અને દાનધર્મ કરતા, અને અવકાશના વખતમાં બની શકતું સાધારણ કામ કરતા.

હંમેશાં સવાર-સાંજ તેમના ઘર આગળ ભિક્ષુકોની ભીડ થતી અને પશા ભગત તેમને દરેકને સંતોષવાની કાળજી રાખતા. તેમાંથી કોઇ ખાલી હાથે પાછું જાય નહિ કે કોઇનો જીવ દુભાય નહિ, તેનું તેઓ ખાસ ધ્યાન રાખતા.

* * * *

હવે પશા ભગત ધીમે ધીમે ઘરમાં અકારા થવા લાગ્યા. દાનધર્મ કરવાની તેમના દીકરાઓથી કે તેમની પત્નીથી તેમને ના તો પડાતી નહિ, પણ તેઓ તેમના આ કાર્યથી મનમાં કચવાતાં તો ખરાં.

ધીમે ધીમે પશા ભગતના હાથમાંથી અધિકાર જવા લાગ્યો. કયા ખેતરમાં શું વાવવું છે, કોને કેટલું આપવાનું છે, કોની પાસેથી કેટલું લેવાનું છે, કયી ચીજ કયા ભાવે વેચવાની છે, એવી એવી જરૂરી બાબતોમાં પણ તેમને પૂછવામાં આવતું નહિ. જાણે તેમને ઘર સાથે કાંઇ લેવા દેવા ન હોય, તેમને કોઇ કામમાં "માણું મારવાની" જરૂર ન હોય તેમ જ ગણાવા લાગ્યું.

આખા ગામમાં પશા ભગતનું જ્યારે માન સન્માન વધતું હતું ત્યારે તેમના પોતાના જ ઘરમાં તે ઘટતું હતું !

દીકરાઓ તેમની સેવાચાકરી કરતા, તેમનો ખાટલો પાથરી આપતા, તેમનો હોકો ભરી આપતા અને તેમના નાહ્યા પછી તેમનું ધોતીયું પણ પોતે ધોઇ આવવાનો આગ્રહ કરતા અને તેઓ કોઇ પણ કામ કરવા જતા તો તે કામ તેમના હાથમાંથી લેઇ લઇને પોતે કરતા.

આ છતાં પણ હવે તેમના હાથમાં કોઇ અધિકાર ન હતો. તેમનું ધાર્યું અને કર્યું કાંઇ થતું નહિ. તેમનું કામ ઘરના માણસોને ગમતું નહિ. તેઓ હવે ગૃહ-મંદિરના સ્વામી ન હતા; પરંતુ નિર્જીવ દેવતા હતા. આ વાત પશા ભગત સારી રીતે જાણતા હતા, તેથી તેમના મનમાં ઘણું દુઃખ થતું હતું. તેઓ પોતાનો અધિકાર ફરી મેળવવા વિચાર કરતા રહેતા.

(૩)

એક દિવસ કાશી પટલણ દાળ ખાંડતી હતી, એટલામાં એક બાવાજી બારણાં આગળ આવીને ભિક્ષા માટે સાદ પાડવા લાગ્યા. કાશીએ વિચાર કર્યો કે આ બે મુઠ્ઠી દાળ બાકી રહી છે, તે ખંડાઇ રહે, એટલે બાવાજીને કાંઇક આપું. તેથી તેણે દાળ ખાંડવાનું ચાલુ રાખ્યું.

થોડી વાર થઇ, એટલે મોટો છોકરો રામ અંદર આવ્યો અને કહેવા લાગ્યો કે, "બા! એક બાવો આપણાં બારણાં આગળ ઉભો રહીને ભીખ માટે બૂમ પાડે છે. મારા બાપા કહે છે કે તું તેને કાંઇક આપી આવ."

"તે એના પગે શું મેંદી ચોપડી છે? કેમ કાંઇ લેઇ જઇને આપતા નથી? શું મારે તે કાંઇ ચાર હાથ છે કે? આખો દિવસ એવાંઓને આપવામાંથી નવરી જ ન થાઉં તો પછી ઘરનું કામ કોણ કરશે? શું મફતનું ખાતાં ખાતાં એમનાં હાડકાં એટલાં બધાં ભારે થઇ ગયાં છે કે એમનાથી ઉભું પણ થવાતું નથી? આટલું નથી કરી શકતા તો બીજું તે શું ઉકાળવાના હતા? જા, કહે જઇને કે જે આપવું હોય તે ઘરમાં આવીને લઇ જાય." કાશીથી ચીડાઇને કહેવાઇ ગયું.

"ઘર લુંટાવવા બેઠા છે. બીજું શું? જે આવે તેને આપ આપજ કરે છે. અહીં શું કોઇ થાપણબાપણ મૂકી ગયું છે? અહીં પૈસાનાં ઝીડવાં ઉગ્યાં છે? પોતાને મહેનત કરવી પડતી હોત તો ઘણી ખબર પડત કે પૈસો કેમ પેદા થાય છે? પોતાને તો બેઠાં બેઠાં બેય ટાણાં ખાવાનું મળે છે, એટલે નીરાંતે ખાય પીએ છે અને આખો દિવસ પૂજાપાઠ અને કથાવારતામાં ગાળે છે. કામ કરી કરીને કેડ તો અમારી તૂટી જાય છે. એ હજી કાંઇ એટલા બધા ઘરડા નથી થયા કે કાંઇજ કામ ન કરી શકે." રામે ઉભરો કાઢયો.

"રામ! એમ ના બોલ. એમણે મહેનત કરી છે, તેટલી તો કોઇએ નથી કરી. શું આખો ભવ મહેનતજ કર્યા કરે? હવે ઘડપણમાં તો બે દહાડા નીરાંતે બેસેજને? તોયે એમનાથી થઇ શકે તે કાંઇ નહિ ને કાંઇ કામ તો કરતાજ રહે છે. એમણે તમને પાળ્યા છે, તો હવે તમે એમને પાળો. એમાં કાંઇ નવાઇ નહિ અને એમણે ઘણી મહેનત કરી છે તો હવે એ બેઠા બેઠા ખાય એમાં આપણને કાંઇ વાંધો નથી. પણ આમ પારકાઓને હરામનું દઇ દે છે એનુંજ મને બળે છે!"

બાવાજી હજી સાદ પાડતા હતા.

ઘરમાંથી કોઇને, બાવાજીને આપવા માટે કાંઇ લાવતાં ન જોઇને, પશા ભગત પોતે ઉભા થઇને અંદર ગયા, અને જરા કઠોર સ્વરમાં કહેવા લાગ્યા કે, "કેમ, કોઇને સંભળાતું નથી કે બારણા ઉપર બાવાજી ક્યારનાયે ભિક્ષા માટે ઉભા છે? ઘરનું કામ તો આખો દહાડો કરવાનુંજ છે. ઘડીભર તો ભગવાનનું કામ કરો! સાથે શું લઇ જવાનું છે. હાથે કરીને કરેલ દાનધર્મજ સાથે આવશે......"

કાશીએ કહ્યું: "બહુ થયું, હવે રાખો. તમે એકલાજ ભગવાનનું કામ કરવા બેઠા છો, તો તમેજ કર્યા કરો અને દાન-ધર્મનો ગાંસડો બાંધ્યાં કરો. શું આખુંય ઘર પણ ભગવાનનુંજ કામ કરે? તો તો ભૂખેજ મરે ને? અમને તો ભગવાનનું કામ કરવાની ફુરસદ નથી. અમારૂંજ કામ કરી શકીયે તોય ઘણું છે."

"ઠીક, લોટ કયાં છે? લાવ, તારા પગ દુ:ખતા હોય તો હું આપી આવું."

"લોટ દળતાં દળતાં મારો જીવ નીકળી જાય છે. હું એવા હાથ ભાંગેલાઓ માટે અડધી રાતના ઉઠીને દળવા નથી બેસતી. આવા નખોદીયા કોણ જાણે કયાંયથીએ ચાલ્યા આવે છે. તમારા જેવા હૈયાફૂટા એમને મળી જાય એટલે બસ તેમનું કામ થઇ જાય. જાઓ, એને આપવો હોય તો દાણો આપો. કોઇક ઓલ્યા ભવનો લેણદાર હશે તે એનું લેણું આપવુંજ પડશે."

પશા ભગત ઘરમાં ગયા, અને એક નાની ટોપલીમાં ભરાય તેટલો બાજરો ભરીને બહાર નીકળ્યા. બાજરો એક શેરથી ઓછો ન હતો. પણ કાશી અને રામને, ટોપલીમાં ઝાઝો બાજરો ભર્યો નથી એમ બતાવવા માટે, તેમણે પોતાની ચપટીમાં તે ટોપલી પકડી હતી. પણ તેમની ચપટી એટલું બધું વજન ખમી શકતી નહતી, અને તેથી તેમનો હાથ ધ્રૂજવા લાગ્યો. એટલે તેઓ જેમ બને તેમ જલદીથી, કાશી અને રામ આગળ થઇને ચાલ્યા જવા લાગ્યા. કેમકે જો વખત લાગે, તો ટોપલી નીચે પડી જાય અને બાજરો વેરાઈ જાય.

એટલામાં એકાએક રામે આવીને, તેમના હાથમાંથી ટોપલી લઇ લીધી અને ગુસ્સે થઇને કહ્યું: "જરા રીત રાખો રીત. દાણો મફત નથી થતો કે આમ લુંટાવી દેવા ચાલ્યા છો. છાતી ફાડી ફાડીને કામ કરીએ છીએ ત્યારે દાણો પેદા થાય છે!"

"હું પણ કાંઇ આખો જન્મારો હાથ જોડીને બેસી ન હોતો રહ્યો. મેં પણ કામ કર્યું છે, અને તારા કરતાં વધારે."

"હા, પણ ભીખ ભીખની રીતે અપાય. આમ ઘર લુંટાવી ન દેવાય."

પશા ભગતે તેનો કાંઇ જવાબ વાળવા પ્રયત્ન કર્યો નહિ. તેમણે બહાર જઇને બાવાજીને કહ્યું: "બાવાજી, હમણાં માફ કરો. કોઇ બીજા વખતે પધારજો. ઈશ્વરેચ્છા હશે તો હું આપને તે વખતે જરૂર સંતોષીશ." પછી તેઓ એક ઠેકાણે બેસી જઇને વિચારમાં પડી ગયા.

बोधयन्ति न याचन्ते भिक्षाद्वारा गृहे गृहे ।
दीयतां दीयतां नित्यमदातुः फलमीदृशम् ॥

"શું મારાજ ઘરમાં મારો આવો અનાદર! હજી હું કાંઇ અપંગ નથી થઇ ગયો. મારા હાથ પગ ભાંગી નથી ગયા. ઘરનું કાંઇ નહિ ને કાંઇ કામ તો કરતોજ રહું છું. તેમ છતાં આવો અનાદર! મેંજ આ ઘર બનાવ્યું છે, મારીજ મહેનતને લીધે આ બધી માલ મિલ્કત છે. મને મારી માલ મિલ્કત મારી મરજીમાં આવે તે પ્રમાણે વાપરવાનો અધિકાર હોવો જોઇએ.

"હમણાં મારો તે અધિકાર કબુલ કરવામાં આવતો નથી. હવે હું ઘરના કુતરા

જેવો થઇ ગયો છું કે એક ખુણામાં પડયો રહું અને જે રોટલાના ટુકડા ફેંકેલા મળે, તે ખાઇને પેટ ભરૂં? એવા જીવતરને ધિક્કાર છે! હું મારો અધિકાર પાછો મેળવીનેજ જંપીશ."

(૪)

કોણ જાણે હજી કેટલીય રાત બાકી હતી. પશા ભગત હજી સુધી ઉંઘ્યા ન હતા. તેઓ જાગતાજ, વિચાર કરતા ખાટલામાં પડયા રહ્યા હતા. તેઓ ઉઠયા અને કુહાડી વતી ઢોરો માટે ચારો કાપવા લાગ્યા. આખું ગામ નીરાંતે સૂતું હતું, પણ ભગત ચારો કાપતા હતા. જ્યારથી તેમણે કામ કરવાનું છોડયું હતું, ત્યારથી ચારાને માટે રોજ બૂમ પડતી હતી. બંને છોકરા ચારો કાપતા હતા, પણ ચારો પૂરતો થતો ન હતો.

આજે ભગત છોકરાઓને બતાવવાના હતા કે ચારો કેમ કપાય છે. જોતજોતામાં તેમની સામે કાપેલા ચારાનો નાનો સરખો ડુંગર ઉભો થઇ ગયો. ટુકડા પણ એવા સરખા હતા કે જાણે સંચામાંજ કાપ્યા હોય તેમ લાગતા હતા.

અંધારામાં કાશી ઉઠી, અને બહાર આવીને ચારાનો ઢગલો જોતાં ચકિત થઇ ગઇ. તે બોલી: "શું રામ આજે આખી રાત ચારો કાપતો રહ્યો કે? આજે તે આખી રાત સૂતોજ લાગતો નથી!"

થોડી વાર પછી રામ આંખો ચોળતો ચોળતો બહાર નીકળ્યો. તે પણ ચારાનો ઢગ જોઇને દંગ થઇ ગયો. તેણે કાશીને પૂછયું "શું ગોવિંદ આજે અડધી રાતે ઉઠયો હતો?"

"ના, તે તો પડયો પડયો આખી રાત ઉંઘતો રહ્યો છે."

"ત્યારે આ ચારો કોણે કાપ્યો?"

"શું તેં નથી કાપ્યો? હું તો સમજી કે તેંજ વહેલાં ઉઠીને ચારો કાપ્યો હશે."

"હું તો વહેલો ઉઠીજ નથી શકતો. દિવસે ગમે તેટલું કામ કરી નાખું, પણ વહેલાં ઉઠીને તો મારાથી જરાય કામ કરી શકાતું નથી."

"ત્યારે તો તારા બાપાએજ ચારો કાપ્યો હશે."

"હા, એમજ લાગે છે. આખી રાત સૂતા નહિ હોય. મારાથી કાલે મોટી ભૂલ થઇ ગઇ. અરે, પણ તે તો હળ લઇને ખેતરે ચાલ્યા ગયા લાગે છે. નહિ તો હળ અને બળદો કયાં જાય?"

"માથાના ફરેલા તો હંમેશાં છેજ. જરાક કહ્યું કે ચટકો ચડયા વિના ન રહે. કોઇનું વેણ સાંખી રહી શકેજ નહિ. હવે કોઇનું થોડુંજ કાંઇ સાંભળવાના છે? જા, જા, જલ્દી ખેતરે જઇને તારા બાપાની સાથે કામ કરવા લાગ!"

જ્યારે રામ હળ લઇને ખેતરમાં પહોંચ્યો ત્યારે ભગત ખેતરનો ઘણો ભાગ ખેડી રહ્યા હતા. રામની કાંઇ પણ બોલવાની હિંમત થઇ નહિ. તેણે બીજે છેડેથી ખેડવાનું શરૂ કર્યું.

બપોર થયો, અને બધા ખેડુતોએ પોતપોતાનાં હળ છોડી નાંખ્યાં. પણ ભગત

તો પોતાના કામમાં મગ્નજ રહ્યા. રામ થાકી ગયો હતો. તેને ક્યારની ઇચ્છા થતી હતી કે હવે હું પણ હળને છોડી નાંખું, પણ જ્યાં સુધી ભગત કામ કરતા હતા ત્યાં સુધી તે તેમ કરી શકયો નહિ.

આખરે તેણે બ્હીતાં બ્હીતાં કહ્યું: "બાપા! બપોર થયો, હવે તો ઘરે જઇએ તો સારૂં."

ભગતે કહ્યું: "તું તારે ઘરે જા. હું થોડી વાર પછી આવું છું."

હળ લઇને રામ ઘરે ગયો, ત્યાર પછી પૂરા બે કલાકે ભગત ઘરે આવ્યા, પણ થાકનું નામ ન હતું. નાહી ધોઇ તથા ખાઇ પીને જરા આરામ લેવાને બદલે તેઓ બળદોને પંપાળવા લાગ્યા. તેમની પીઠ ઉપર હાથ ફેરવ્યા. તેમના પગ ચોળ્યા અને પોતાની છાતી ઉપર તેમનું માથું રાખીને, વ્હાલથી તેમના ગળા ઉપર હાથ ફેરવવા લાગ્યા.

ભગતની છાતી ઉપર પોતાનું માથું રાખતાં આજે તેમને અકથનીય સુખ મળતું હતું. ઘણા દિવસો પછી આજે તેમને આવું સુખ પ્રાપ્ત થયું હતું. તેમની આંખોમાં કૃતજ્ઞતા ભરેલી હતી. તેઓ જાણે એમજ કહેતા હતા, કે અમે તમારી સાથેજ રાતદિવસ કામ કરવાને તૈયાર છીએ.

થોડી વાર પછી ભગતે પાછું હળ લીધું, અને ખેતર તરફ ચાલ્યા. બંને બળદો પણ જાણે તેમને પોતાનેજ ખેતરમાં પહોંચી જવાની ઉતાવળ હોય તેમ, ઉમંગથી ચાલવા લાગ્યા. રામ આ જોઇ રહ્યો, પણ તે ઉઠી ન શકયો. તેણે કદિ આવી સખત મહેનત કરી ન હતી. અને તેથી તે થાકીને લોથપોથ થઇ ગયો હતો.

કાશીએ આવીને કહ્યું "રામ! તારા બાપા તો હળ લઇને ગયા, અને તું કેમ બેસી રહ્યો છે? જા તું પણ જઇને ખેડવા લાગ. એ બીચારા એકલા હાથે કેટલું કામ કરશે?"

"પણ બા! એમાં હું શું કરૂં? તેમને અત્યારમાં જવાનું કોણે કહ્યું હતું? આવા તડકામાં મારાથી તો કામ નહિ થાય."

ભગતના આ નવીન ઉત્સાહથી લોકોમાં ટીકાઓ થવા લાગી કે પશા પટેલે તો ભકિતનો ખાલી ઢોંગ કર્યો હતો. હવે બધી ભકિત કયાં ચાલી ગઇ? એ તો માયામાં ફસેલા છે. બસ પૈસા મેળવવા માટે આખો દિવસ કામજ કર્યા કરે છે. માણસ શાનો કોઇ ભૂત છે ભૂત! વિગેરે.

પણ ભગતે તેમનું બોલવું ન ગણકારતાં પોતાનું કામ ચાલુજ રાખ્યું. અને તેનું સુંદર ફળ આવ્યું. જેટલી જગ્યામાં એક મણ અનાજ મહામુશ્કેલીએ પાકતું હતું તેટલીજ જગ્યામાં બે મણ તો સ્હેજે પાક્યું.

ચૈત્ર મહીનો હતો. ખળાંઓમાં સત્ય યુગનું રાજ હતું. ઠેકાણે ઠેકાણે અનાજના ઢગલાઓ દેખાતા હતા. અત્યારે તો ખેડુતોને પોતાનું જીવન સુખમય જણાતું હતું.

ભગતના ખેતરમાં ભાટ, ચારણ, બાવાઓ અને અન્ય ભિક્ષુકોની એક નાની સરખી ફોજ ભગતને ઘેરીને ઉભી હતી. ભગત તેમને તેઓ માગે તેટલું અનાજ છુટથી આપતા હતા.

અચાનક ભગતની નજર એક બાવાજી ઉપર પડી. તેમણે તેમને ઓળખી લીધા. આ તેજ બાવાજી હતા જે આજથી પાંચેક મહીના પહેલાં, તેમને ઘરેથી ખાલી હાથે પાછા ફર્યા હતા.

ભગતે તેમને બોલાવીને પૂછ્યું: "કેમ બાવાજી! આજે કયાં કયાં ફરી આવ્યા?"

બાવાજીએ જવાબ આપ્યો: "હજી તો કયાંય નથી ગયો, ભગત! સૌથી પહેલાં તમારીજ પાસે આવ્યો છું."

"બહુ સારૂં. ત્યારે, તમારા સામે આ દાણાનો ઢગલો પડયો છે તેમાંથી તમે જેટલો દાણો લઇ જઇ શકો તેટલો લઇ જાઓ."

બાવાજીએ લોભી આંખોએ અનાજના ઢગલા તરફ જોઇને કહ્યું: "ભગત! જેટલું તમારે હાથે કરીને આપશો, તેટલુંજ હું લઇશ. વધારે નહિ."

"નહિ, તમારાથી જેટલું ઉપાડી લેઇ જઇ શકાય તેટલું અનાજ લઇ જાઓ."

બાવાજી પાસે એક ચાદર હતી. તેમણે તે જમીન ઉપર પાથરીને તેમાં દશેક શેર અનાજ ભર્યું. સંકોચને લીધે તેથી વધારે અનાજ ભરવાની હિમ્મત તેમનાથી થઈ શકી નહિ.

ભગતે તેમના મનનો ભાવ સમજી જઇને કહ્યું: "બસ, આટલુંજ? હજી વધારે ભરો. આટલું તો એક નાનું છોકરૂં પણ ઉપાડી લેઇ જઇ શકે."

બાવાજીએ રામની તરફ શંકા ભરી આંખોએ જોઇને કહ્યું: "મારા માટે આટલું તો બહુ છે."

"નહિ, તમારે સંકોચ રાખવાની કાંઇ જરૂર નથી. હજી વધારે ભરો. હું કહું છું ને?"

બાવાજીએ બશેર અનાજ વધારે ભર્યું અને પાછા રામની તરફ સશંક નજરે જોવા લાગ્યા.

ભગતે કહ્યું: "એની તરફ શું જુઓ છો? બાવાજી! હું કહું છું ને કે તમારાથી ઉપાડી લઇ જઇ શકાય તેટલું અનાજ લઇ જાઓ. કોઇ તમારો હાથ ઝાલે તો મને કહેવું."

બાવાજીને બ્હીક લાગતી હતી કે, કયાંક તેમણે વધારે અનાજ ભર્યું અને રામે અનાજની ગાંસડી ઉપાડવા ન દીધી તો? તેમની ફજેતી થાય અને બીજા ભિક્ષુકોને હસવાનું મળે. અને તેથીજ વધારે અનાજ ભરવાની તેમનાથી હિંમત થતી ન હતી.

આ જોઇને ભગતે પોતાને હાથે ચાદરમાં સમાઇ શકે તેટલું અનાજ ખુબ ઠાંસીઠાંસીને ભર્યું અને તેની ગાંસડી બાંધી અને કહ્યું: "લો, આ લઇ જાઓ."

"આટલું બધું અનાજ તો મારાથી નહિ ઉપાડી શકાય. એમાંથી અરધું અનાજ કાઢી નાખીને નાની ગાંસડી બનાવો તો મારાથી ઉપાડી શકાશે" બાવાજીએ કહ્યું.

"શું, આટલું અનાજ નહિ ઉપાડી લઇ જઇ શકો? બહુ બહુ તો મણ હશે. ઠીક ચાલો ત્યારે હુંજ ગાંસડી ઉપાડીને તમારી સાથે આવું અને તમારી 'જગ્યા' સુધી પહોંચાડી જાઉં," ભગતે કહ્યું.

"પણ મારી જગ્યા તો બહુ આઘે છે." બાવાજીએ કહ્યું.

"ફીકર નહિ. આગળ ચાલો." ભગતે કહ્યું અને કોઇ હલકી ચીજ ઉપાડતા હોય, તેટલી સહેલાઇથી તેમણે તેમના મજબુત અને બળવાન્ હાથે ગાંસડી ઉપાડીને પોતાના માથા ઉપર મૂકી અને બાવાજીની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

જોનારાઓ ભગતનું આ ઉમ્મરે પણ આટલું બળ જોઇને ચકિત થઇ ગયા. તેમને શી ખબર કે આ વખતે ભગતને કઇ જાતનો નીશો ચડયો હતો? મહિનાઓના અવિરત પરિશ્રમનું ફળ આજે તેમને મળતું હતું. આજે તેમને પોતાનો ખોયેલો અધિકાર પાછો મળતો હતો. આજે તેમને તેમની મરજી મુજબ દાન આપતાં અટકાવનાર કોઇ ન હતું, તેથી તેમને સ્વાભાવિક રીતે અતિ આનંદ થતો હતો.

જે બુઠ્ઠી તરવાર કેળાંને પણ કાપી શકતી નથી તેજ તરવાર સરાણ ઉપર ચડયા પછી લોખંડને પણ કાપી નાંખી શકે છે. માનવ-જીવનમાં ચાનક અથવા સ્વાભિમાનની લાગણી ઘણા મહત્ત્વની ચીજ છે. જેનામાં ચાનક છે, તે વૃદ્ધ હોય તો પણ જુવાન છે. જેનામાં ચાનક નથી તે જુવાન હોય તો પણ મરેલા જેવો છે.

ભગતમાં સ્વાભિમાન હતું અને તેણેજ તેમને આવું અસાધારણ બળ આપ્યું હતું.

જતાં જતાં તેમણે રામ તરફ સગર્વ આંખે જોયું અને કહ્યું: "આ સૌ ભાટ-ભિક્ષુક ઉભા છે. તેમાંથી કોઇ પણ ખાલી હાથે જાય નહિ, તેનું ધ્યાન રાખજે."

રામ માથું નમાવીને ઉભો રહ્યો. તેનાથી કાંઇ બોલવાની હિમ્મત ન થઇ. વૃદ્ધ પિતાએ આજે તેને હરાવી દીધો હતો.



# વણિક્‌-બુદ્ધિ અને કાજીનો ન્યાય

૧

## આવતું વિઘ્ન

પ્રથમના સમયમાં દિલ્હી શહેરમાં મોતીશા નામનો નગરશેઠ હતો. નગરશેઠને મોટા મોટા સરદારો બાદશાહની બરાબરીઓ માની, માન આપતા હતા. શેઠની પાસે પૈસા પણ અઢળક હતા અને જેને છપ્પન ઉપર ભૂંગળ' કહેવામાં આવે છે તેવી છપ્પન ઉપર ભૂંગળ તેના ઘેર વાગતી હતી.

હમ્મેશાં ધની મનુષ્યોને ત્યાં અનેક પ્રકારનાં ધર્મકાર્યો થયાંજ કરે છે, તેજ મુજબ મોતીશાને ત્યાં પણ ઘણી રીતે પુણ્યદાન થતાં હતાં. તે પૈકી એક તેમને એવો પણ પુણ્યનો રસ્તો હતો કે, તેમનો પુરોહિત પ્રાતઃકાળમાં આવે અને યજમાનને દિનદશા નક્કી કરી આપતો હતો. બાદ શેઠાણી તેમને પાકું પેટીઉં અને પાંચ રૂપિયા દક્ષિણા આપતાં હતાં. આવી રીતે હરહમ્મેશ પુરોહિત દિનદશા નક્કી કરી આપવા આવતો અને પોતાનો લાગો લઇ જતો હતો.

રોજના નિયમ મુજબ એક દિવસ પુરોહિતજી પધાર્યા, અને આશીર્વાદ આપી શેઠાણી પાસે બેઠા. શેઠાણીએ નિત્યના નિયમ મુજબ પતિના જન્માક્ષર કાઢી પવિત્ર પુરોહિતની પાસે રજુ કર્યા. પુરોહિતે જન્માક્ષર જોઇ કુંડળી મુકી. અને પછી તેનું પરિણામ જણાવતાં શેઠાણીને કહ્યુ કે:

“બાઈ, આજનો દિવસ શેઠજીના માટે બહુજ આકરો છે, માટે આજ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી શેઠને ઘરમાંથી બહાર પધારવાની ના કહેશો, કારણ કે કદાચ કોઈ પ્રકારની અણચિંતવી આફત આવી પડે એવો સંભવ રહે છે.”

શેઠાણીએ પુરોહિતને રોજના નિયમ પ્રમાણે સીધું અને દક્ષિણા આપ્યાં. પછી શેઠ પોઢયા હતા ત્યાં જઈ તેમના શરીર ઉપરથી ઉતારી કેટલુંક દ્રવ્ય, વસ્ત્રો અને અલંકારો પુરોહિતને આપ્યાં અને બીજાં કેટલાંક ગરીબ ગરબાંને પણ આપ્યાં. એક કહેવત છે કે 'પુણ્યથી પાપ પાછું ઠેલાય' તેથી શેઠાણીએ પણ કદાચ પુણ્યના પ્રતાપથી શેઠને કોઇ પ્રકારનું જોખમ આવતું હોય તો અટકે એવા વિચારથી પુણ્ય કર્યું.

પુરોહિત મહારાજ તો ઘેર ગયા. શેઠાણી બિચારાં ચિંતામાં મગ્ન હતાં, એટલામાં શેઠ જાગૃત થયા અને મેડા ઉપરથી નીચે આવ્યા, મોં સાફ કર્યું. દરરોજના

નિયમ માફક દુધ શેઠાણીએ તૈયાર કરી આપ્યું તે પી લીધું. પછી શેઠે નોકરને બોલાવીને કહ્યું કેઃ "આજે મારું શરીર સારૂં નથી. માટે બાજારમાં નહીં જતાં બહાર જમનાકિનારા ઉપર જવા વિચાર છે; માટે ચાલ, લોટો ભરી લે."

શેઠે કદાપિ નહિ ને આજે જાજરૂ માટે બહાર જવાની ઇચ્છા દર્શાવી ત્યારે પતિ પરાયણા શેઠાણીએ હાથ જોડી શેઠને વિનતિ કરી કેઃ "નાથ! આજે પુરોહિતજી આવીને જણાવી ગયા છે, કે 'આજનો દિવસ શેઠના માટે સારો નથી, માટે સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી તેમને બહાર જવા દેશો નહીં.' માટે કૃપા કરી આપ આજે બહાર ન પધારશો. કાલે આપને યોગ્ય લાગે તેમ કરજો તેમાં હું કોઈ પ્રકારની હરકત નહીં કરૂં."

શેઠે જણાવ્યું કેઃ "પ્રિયા! તમારો સ્ત્રી સ્વભાવ છે, માટે તમો પુરોહિત મહારાજના કહેવાથી વેહેમાઇ ગયાં છો. મને તેવો કંઈ વેહેમ નથી. કારણ હું વેહેમને માનતોજ નથી. પુરોહિત મહારાજને જે કંઈ આપવામાં આવે છે તે તેમના કહેવાને સાચું માની તે મુજબ વર્તવા ખાતર નહીં, પરંતુ આપણને પરમાત્માએ કંઇક સુખી બનાવ્યાં છે માટે કંઇક પુણ્યદાન કરવું તે આપણા માટે શ્રેયસ્કર છે અને તેથીજ હું તે પ્રમાણે કરૂં છું. માટે હું બહાર જાઉં છું તેમાં તમારે આડે આવવું નહીં."

જેમ કહેવત છે કે, 'હાથીઆં હરાડે થાય ત્યારે કંઇ કાને ઝાલ્યા રહેતા હશે કે?' તેમજ શેઠાણીએ જાણ્યું કે હવે શેઠ કંઇ મારા રોક્યા રહેવાના નથી તેથી તે ચૂપ થઇને ઉભાં રહ્યાં.

(૨)

## જુગારમાં ફસાયા

શેઠના નોકરે લોટો ભરી લેવાના સમાચાર આપ્યા, એટલે શેઠ શિર ઉપર ખેસ વીંટી, પહેરણ પહેરી, દુશાલો ઓઢી લઇ જમના નદી ઉપર દિશા જવા સારૂ નિકળ્યા. ખરેખર શ્રી તુલસીદાસજી મહાત્માએ જણાવ્યું છે કેઃ—

તુલસી જૈસી ભવિતવ્યતા, તૈસોં મિલૈ સહાય।
આપુનજાવે તાહિપૈ, કિ તાહિ તહાં લે જાય॥

એમજ શેઠને થયું.

તેઓ એક ગલીમાં થઇને પસાર થતા હતા, તે વખતે એક જુગારીના ઘર આગળ પોતાની ન્યાતના બે શાહુકારોના છોકરાઓને જુગારમાં હારી ગયલા હોવાથી જુગારીએ રોક્યા હતા. તેઓ ઘણી પ્રકારે આજીજી કરતા હતા, છતાં પણ જુગારી તેમના કહેવા ઉપર કંઇ લક્ષ આપતો ન હોતો. જુગારીની અને બે શાહુકારના છોકરાઓની રકઝક ચાલી રહી હતી, તે અરસામાં શેઠનું ત્યાં આવવું થયું. જેમ 'છીંક આવતો માણસ સૂર્ય તરફ જોય છે' તેમ આ બે છોકરાઓની દૃષ્ટિ પણ શેઠ તરફ પડી. તેમણે શેઠને વિનંતિ કરતાં જણાવ્યું કેઃ "શેઠજી! આ જુગારીએ અમને બન્નેને રાત્રિથી રોકી રાખ્યા છે અને આજીજી કરવા છતાં પણ જવા દેતો નથી. અમારી પાસે જે કંઇ સાધન હતું તે

સર્વ અમો તેની સાથે રમવામાં હારી ગયા છઇએ, હવે અમારી પાસે તેને કંઇ પણ આપવાનું સાધન નથી. કૃપા કરી અમને છોડાવો."

ખરેખર, કહેવામાં આવ્યું છે કે 'વિનાશ કાલે વિપરીતબુદ્ધિ' તે મુજબ શેઠને પણ પુરોહિત મહારાજનું કહેવું સાચું થવાનું હતું માટે તેવીજ બુદ્ધિ ઉગી આવી. તે જુગારીને કહેવા લાગ્યા કેઃ "મીયાં જુગારી ! યે દો લડકોંકો છોડ દો. ઈનકી પાસમેં તુમકો દેનેકે વાસ્તે અબ કુછ નહીં હૈ, ઔર રોકનેસે તુમકો ક્યા ફાયદા હૈ ?"

જુગારીએ શેઠને જણાવ્યું કેઃ "શેઠજી ! મેં આપકો અચ્છી તરાંહ જાનતાહું. આપ શહેર દિલ્હીકે નગરશેઠ હો, ઔર બાદશાહકી બરાબરીકે આદમી હો, વોભી મેં જાનતાહું. લેકિન ઇસ હમારે ઝઘડેમેં આપકો, પડનેકી જરૂરત નહીંહૈ. ઇસસે મહેરબાની કરકે આપઆપકે રાસ્તે ચલે જાંય."

શેઠે કહ્યું કેઃ "મીયાં જુગારી ! ક્યા, તુમ મેરા કહના નહીં સુનોગે ? અચ્છા, જો ઐસા હૈ તો તુમ મેરી સાથ જુગાર ખેલો ઔર યે દો લડકોંકો જાનેદો."

જુગારીએ શેઠને જણાવ્યું કેઃ "શેઠજી ! મેં કુછ ચોરીસેયે ખેલ નહીં ખેલતા હું કે જીસસે આપકે કહેનેસે ઇન દોનોંકો છોડ દું ! મેં તો બાદશાહ સલામતસે ઇજારા રખકે યે ખેલ ખેલતાહું. ઔર જો આપ મેરી સાથ ખેલનેકો બેઠનેકો ખુશી હૈ તો મેં ઇન દો લડકોંકો છોડ દેતાહું."

આમ કહીને તેણે બે છોકરાઓને છોડી દીધા અને પછી શેઠને કહેવા લાગ્યો કેઃ "દેખો શેઠ સાહબ ! મેરી પાસ પૈસા બહોત હૈ. ઇસસે મેં આપકી સાથ પૈસેકી શર્તસે નહીં ખેલુંગા. લેકિન, મેં આપસે હારૂંગા તો મેરે કલેજેકી સવ્વા શેર મિટ્ટી આપકો દૂંગા, ઔર જો આપ મેરેસે હાર જાવગે તો આપકે કલેજેકી સવ્વા શેર મિટ્ટી મેં લૂંગા."

શેઠે જવાબ આપ્યો કેઃ "અચ્છા, મેં તયાર હું."

જુગારીએ જણાવ્યું કેઃ "જબ અપના કરાર લિખના પડેગા."

શેઠે તેમાં પણ સમ્મતિ આપી અને તેથી કરાર લખાઇ તૈયાર થયો. જુગારીના જુગાર રમવાના ચોતરા ઉપર બેઠક કરવામાં આવી અને ચાર દાવ ખેલવાની શરતે રમવા બેઠા. શેઠે પોતાની સાથેના નોકરને લોટો પાસે મૂકી ઘેર ચાલવા કહ્યું. તેથી નોકર તેમની પાસે લોટો મૂકી ઘેર ચાલ્યો ગયો.

શેઠ અને જુગારી બન્ને જુગાર રમવા સારૂ બેઠા. એક પછી એક એમ અનુક્રમે શેઠ ચારે બાજીઓ હારી ગયા ! શેઠ તમામ બાજીઓ હારી ગયા, એટલે જુગારીએ શેઠને કહ્યું કેઃ "શેઠજી ! સો જાઓ ઇસ ચબુતરે પર ઔર મિટ્ટી લેને દો."

શેઠે પણ જાણ્યું કે જુગારી હવે કંઇ અમને એમ તો નહીંજ છોડે, તેથી તેમણે તેને જણાવ્યું કેઃ "મીયાં જુગારી ! મેરે કલેજેકી મિટ્ટી લેનેસે તુમકો ક્યા ફાયદા

હે ? ઇસસે તુમ કહો ઇતને રૂપયે મેં તુમકો દું, ઔર મેરેકો જાને દો.”

મદારીએ જણાવ્યું કે: “શેઠજી ! પૈસેકી મેરેકો જરૂરત નહીં હૈ, ઇસસે અપના કરાર હુવા હૈ, ઇસ મુવાફિક મેં તો મિટ્ટી લઉંગા ? ”

શેઠે બહુ સમજાવ્યો, પરંતુ જુગારી એક નો બે થયો નહીં. છેવટે શેઠે કહ્યું કે: “અચ્છા મીયાં ! જબ તુમ ઔર મેં દોનું ચલો કાજીકે પાસ. કાજી અપના ઇન્સાફ કરેંગે.”

જુગારીને તો શેઠની સહીવાળા કરારનો પૂર્ણ ભરોંસોજ હતો, એટલે તે શા સારૂ ના પાડે ? તેણે તેમ કરવાની ખુશી બતાવી. અને તે પેલો કરાર લઇ એક હાથમાં શેઠનો હાથ પકડી કાજીની કચેરી તરફ ચાલતો થયો. શેઠનો એક હાથ તો પેલા જુગારીએ પકડયો છે અને બીજા હાથમાં દિશાએ જવાનો લોટો પકડયો છે, એવી રીતે જુગારીની સાથે શેઠ ચાલવા માંડયા.

આ વખતે શેઠ વિચાર કરવા લાગ્યા કે: ‘અરેરે ! મને શેઠાણીએ બહુજ ના કહી હતી, છતાં મેં તેનું કહેલું સાંભળ્યું નહીં.’ વળી જુગારી છોકરાઓનો જામીન થઇ તેમને છોડાવી જુગાર રમવા બેઠો ! ખરેખર જેમ કહેવામાં આવ્યું કે, ‘કુસંગા સંગદોષેણ કાષ્ઠઘંટાવિટંબના’ તેમ મેં પણ જુગારીઓના જામીન થઈ હાથે કરીને આફત વોહોરી લીધી ! ખરેખર, આજ મારી બુદ્ધિ ભ્રમી ગઇ અને ‘આવ પહાણા પગ ઉપર પડ’ એવું કામ કર્યું.

(૩)

## ઘોડો માર્યાની આફત

શેઠ જુગારીથી પકડાયલા ચાલ્યા જાય છે, એવામાં એક સોદાગર જે અરબસ્તાન થી એક સરસ ઘોડાની જોડ લાવી કેટલાક વખતથી બાદશાહને તે જોડ ભેટ કરી, ગામ મેળવવાની ઇચ્છાથી ઘોડાઓને સારી રીતે સાચવતો હતો, તેના એક ઘોડા ઉપર, ઘોડો જે ખુલ્લી જગામાં બાંધવામાં આવ્યો હતો તેની પાસેનાં છાપરાં ઉપરથી કૂદી સામેનાં છાપરાં ઉપર જવા સારૂ એક બિલાડું કૂદ્યું, અને તેના પગના પંઝા સામા છાપરાંએ બરાબર ભરાયા નહિ તેથી નીચે પડી ગયું અને તે ઘોડાની પીઠ ઉપર આવી પડયું ! આથી ઘોડો જેમ પોતાના ઉપર વિજળી પડી હોય તેમ ચમકયો અને અગાડી, પછાડી તોડી મધ્ય બજારમાં નાઠો.

ઘોડો નાઠો એટલે સોદાગર બીજા ઘોડા ઉપર સવાર થઇ તેની વાંસે ધાયો અને હાથ ઉંચો કરી પોકાર કરતો હતો કે, ‘યારો, ઘોડેકો રોકીયો, ઘોડેકો રોકીયો.’ ઘોડો આગળ અને તેની પાછળ બીજા ઘોડા ઉપર સોદાગર ચડીને આવે છે એવી રીતે તેઓ મધ્ય બજારમાં આવ્યા. સામેથી જુગારી શેઠનો એક હાથ પકડીને લાવે છે એવામાં પેલા સોદાગરે પોકાર કર્યો કે, ‘યારો ઘોડેકો રોકીયો, ઘોડેકો રોકીયો.’ જે વખતે સોદાગરે પોકાર કર્યો તે અરસામાં ઘોડો શેઠના સામો લગભગ નજીક આવી પહોંચ્યો ! શેઠે જાણ્યું કે ‘ઘોડો મને

વગાડશે' તેથી તેણે પેલો ઘોટાવાળો હાથ ગભરાટમાં ઘોડાના સામો કર્યો. હાથમાંથી ઘોટો છૂટી ગયો અને તે પેલા ઘોડાના કપાળમાં લાગ્યો. તેથી ટીલડીના મારથી ચક્કર ખાઇ ઘોડો જમીન ઉપર પડીને મરી ગયો. ઘોડો મરણશરણ થયો, એટલે બીજા ઘોડા ઉપર ચડીને સોદાગર આવતો હતો, તે ઘોડા ઉપરથી ઉતર્યો અને ક્રોધમાં ને ક્રોધમાં શેઠના ગાલ ઉપર તમાચો એવો તો જોરથી લગાવી દીધો કે તેનો તો એક કાનનો વાયરો બીજા સામા કાનમાં નીકળી ગયો!

તે કહેવા લાગ્યો કે: "કમબખ્ત ! મેં અરબસ્તાનસે યે ઘોડાકો લાયા થા, ઔર કિતનાભી ખોરાક દિયા ઔર ઇરાદા થા કિ બાદશાહ સલામતકો જીસ બખ્ત યે ઘોડેકી જોડ મેં નજર કરૂંગા ઉસ બખ્ત બાદશાહ સલામત મુઝે ગામ દેંગે. વો સબ મેરા ઇરાદા ધૂલમેં મીલા દિયા. ઉસસે મેં તેરા જાન લૂંગા." એમ કહી શેઠનો હાથ પકડયો.

એટલે જુગારીએ કહ્યું કે: "ખબરદાર કમબખ્ત ! જો ઇસ શેઠકો હાથભી લગાયા હૈ તો, હરામી ! યે બાદશાહ સલામતકી સાથમેં બૈઠનેવાલા આદમી હૈ, લેકિન ઉસકે કિસ્મતને ઉસકું ફસાયા હૈ. ચલ તુભી મેરી સાથ તેરાભી ઇન્સાફ કાજી કરેગા." જુગારીના રોફથી સોદાગર દબી ગયો. તે પણ જુગારી સાથે કાજીને ત્યાં જવા તૈયાર થયો.

શેઠને તો એક હતું ને આ બીજું લપ બાઝયું ! તે તો બિચારો જીવતાંજ મુવા સમાન થઇ પડયો. તે વિચાર કરવા લાગ્યો કે: 'અરે! મને વળી આજે શેઠાણીની ના કહેવ છતાં જમના ઉપર દિશાએ જવાની કુબુદ્ધિ કયાંથી આવી ? જેથી આ આફતો વહોરવી પડી. અરે, બિચારી શેઠાણીએ મને બહુએ કહ્યું હતું, છતાં મેં માન્યું નહીં ! પતિપરાયણા સ્ત્રીનો તિરસ્કાર કરવાનુંજ આ મને ફળ મળે છે. જરૂર કાજી આજે ધોઇજ નાંખશે.'

(૪)

## બાળહત્યા

રસ્તામાં આગળ ચાલતાં બ્રહ્મપુરી આવી. મધ્યાહ્નનો સમય થયલો હતો, સૂર્યનાં કિરણો અગ્નિ ઉત્પન્ન કરે તેવી સખ્ત રીતે તપ્ત થયાં હતાં. શેઠને પાણીની તરસ લાગી તેણે જુગારીને કહ્યું કે: "મીયાં જુગારી ! મેરેકો પ્યાસ લગી હૈ. ઔર યે બ્રહ્મપુરી આઇયે હૈ અગર જો આપ મુઝે રજા દેં, તો મેં પાની પી કે આતા હું"

જુગારીએ શેઠની અરજ ઉપરથી તુરત જ તેનો હાથ છોડી દીધો. એટલે સોદાગર કહેવા લાગ્યો કે: "નહીંજી, ઐસા ગુન્હેગાર કો કહાં જાને દેતે હો ? ચલા જાયગા."

જુગારીએ કહ્યું કે: "બેવકુફ ! કુછ આદમી કોભી પહચાનતા હૈ કે બકા જાતા હૈ ? યે શહર દિલ્હીકા નગરશેઠ હૈ. ઔર બાદશાહ સલામતકી સાથમેં બૈઠનેવાલા હૈ. વો કુછ ભગ જાતા હૈ કયા ? જાને દે ઇનકું, છોડ દે હાથ.' જુગારીના રોફથી સોદાગર કંઈ વધુ બોલી શકયો નહીં. તેણે શેઠનો હાથ છોડી દીધો.

શેઠ છૂટા થયા બાદ ચાલ્યા. બ્રહ્મપુરીમાં કેટલાક દૂર ગયા એટલે સામો એક

ભવ્ય મુકામ જોયો. તેમાં પરશાળમાં નાની ઉમ્મરની વિધવા સ્ત્રી બેઠીબેઠી તેના એકના એક બાળકને નાની પલંગડીમાં પોઢાડી ઉપર રજાઇ ઓઢાડી થપાડી, થપાડીને સુવાડી રહી હતી.

શેઠ તે ઘરમાં ગયા અને જઇને પૂછ્યું કે: "બાઇ ! આ કોનું ઘર છે ?"

બાઇએ ઉત્તર આપ્યો કે: "ભાઇ ! આ બ્રાહ્મણનો મોહોલ્લો છે અને હું બ્રાહ્મણ છું."

એટલે શેઠે કહ્યું કે: "હું વાણીઓ છું અને તરસ્યો થયો છું માટે થોડું પાણી પાશો ?"

ભલી બાઇએ જવાબ આપ્યો કે: "ભાઇ ! બેસો. હું પાણી લાવીને આપું છું." એમ કહીને આ બાઇ પાણી લેવા ગઈ. જતી વખતે એને વિચાર થયો કે 'આ માણસ કોઇ મોટો માણસ છે, માટે વાસણ અજવાળીને પાણી લઇ જાઉં.'

ખરેખર, વેષ છુપાવવાથી નસીબ છુપાઈ શકતું નથીજ.*

બાઇનું ઘર બહુ લાંબું હતું અને છેક પાછળ પાણીઆરૂં હતું ત્યાં જઈ અને લોટો પવાલું તે અજવાળવા લાગી.

બાઇ ઘરમાં પાણી લેવા ગઇ એટલે થાકેલા શેઠ ધીમે રહીને પેલી પલંગડીમાં પોઢાડેલા છોકરા ઉપર, માહિતી નહીં હોવાથી, બેસી ગયા !

શેઠના બેઠા બાદ બાઈ વાસણ અજવાળી નિર્મળ પાણી લઇને બહાર આવી. આવતાં જ શેઠને છોકરા ઉપર બેઠેલો જોઇને એકાએક બૂમ મારી ઉઠી કે: "અરે! તારૂં સત્યાનાશ જાય, મારા છોકરાને મારી નાંખ્યો !"

આમ કહી હાથમાંનો લોટો શેઠની છાતી વચ્ચે જ માર્યો. શેઠ હાકળા બાકળા થઇને કહેવા લાગ્યો કે: "અરે, બાઈ! પણ છે શું ? એ તો કહે ને," એમ કહી શરીર આઘું પાછું કર્યું એટલે બિચારો ચાર છ માસનો બાળક કંઇક જીવતો હશે તે પણ પૂરો થઇ ગયો !

બાઇની રોકકળ ઉપરથી આડોશીપાડોશી દોડયાં આવ્યાં. તેઓ પણ શેઠના ઉપર ગાળોની વૃષ્ટિ કરવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે: "અરે કર્મચંડાળ! અમારા કરૂણાશંકર ભાઇના એકના એક છોકરાને દાબીને મારી નાંખ્યો, અને સાત ઘરોનું સત્યાનાશ કહાડયું !"

એટલામાં તો હોકારા ઉપરથી બીજા પણ ધનશંકર, મૂળશંકર, કમળાશંકર, ગણપતિશંકર વિગેરે બ્રાહ્મણો ભેગા થઇ કહેવા લાગ્યા કે: "હવે એ હરામીને ચગ

---

* કવિ ગંગે કહ્યું છે કે:–

"તારા કે તેજમેં ચન્દ્ર છૂપે નહીં,
સૂર છૂપે નહીં બાદલ છાયા;
રન્ન ચડયો રજપૂત છૂપે નહીં,
દાતા છૂપે નહીં મંગન આયા;
ચંચલ નારી કો નૈન છૂપે નહીં,
પ્રીત છૂપે નહીં પીઠ દિખાયા;
ગંગ કહે સુન શાહ અકબ્બર,
કર્મ છૂપે ન ભભૂત લગાયા."

દીને મારી નાંખો. એણે બ્રહ્મપુરીમાં આવી, ઘરમાં પેશીને બિચારા કરૂણાશંકરભાઈના એકના એક બાળકનો અંત આણ્યો છે.” આમ કહી, બ્રાહ્મણો શેઠને મારવા પણ લાગ્યા. બ્રાહ્મણોનો એક એવો રિવાજ છે કે તેઓ નબળા આગળ શૂરવીર બની જાય છે! કોઇ સામો થનાર મળે એટલે પછી હાથ જોડીને કરગરવા લાગે છે! ‘તારી ગાય છું” એમ કહી નમી પડે છે! શેઠ પણ તેમના ગુન્હેગાર થયા હતા. વળી ઉપર પ્રથમના બે ગુન્હાઓ ઉભા હતા અને આ ત્રીજો ભયંકર ગુન્હો આવ્યો તેથી બિચારો સ્તબ્ધજ થઇ ગયો હતો. તેનામાં તો બોલવાના પણ હોશ નહોતા. એટલે સામો જવાબ તો આપેજ શાનો? તેથી આ બ્રાહ્મણ ભાઇઓ તેના ઉપર તડંતડા કરવા મંડી પડયા.

શેઠના ઉપર પડાપીટ થઇ રહી હતી અને હોબાળો થતો જાણી જુગારી અને સોદાગર ત્યાં ગયા અને શેઠને મારતાં જોયા! એટલે જુગારી બોલ્યો: “ખબરદાર! કિસિનેભી ઇસ શેઠકો અબી હાથ લગાયા તો, વો મેરા ગુન્હેગાર હૈ. ઓ જો કોઇ ઇસકો મારેગા, ઉસકે કલેજેકી સવા શેર મિટ્ટી મેં લૂંગા.”

બ્રાહ્મણોએ જવાબ આપ્યો કે; “પણ, અરે મીયાં સાહેબ! અમારા કરૂણાશંકર ભાઇના એકના એક છોકરાને એણે ચગદીને મારી નાંખ્યો અને સાત ઘરોનું સત્યાનાશ કહાડયું છે. માટે અમો તો એનો જીવ લઇશું.”

જુગારીએ કહ્યું કેઃ “તુમ લોગ ઉસકો મારોગે તો તુમારે કલેજેમેંસે સવા શેર મિટ્ટી લેની પડેગા; ઇસસેં તુમભી હમારે સાથ ચલો. તુમારાભી ઇન્સાફ કાજી કરેગા.”

બ્રાહ્મણ, બ્રાહ્મણીઓનું ટોળું સાથે પેલા છોકરાની લાશ લઇને ચાલ્યું અને કાજીની કચેરીના રસ્તાનું માપ શરૂ કર્યું!

શેઠને વિચાર થવા લાગ્યો કેઃ “હવે બચવાનો એકે ઉપાય નથી! વળી બ્રહ્મહત્યા, બાળહત્યા, અને પશુહત્યા ચોટી અને ખુનનો આરોપી બન્યો! હવે તો કાજીના પાસેથી પણ બચવાનો એકે ઉપાય નથી. હવે તો ‘અણજીવતશું મ્રતકાળ અછો,’ માટે હવે તો કોઇ દાવ મળે તો મરવું એજ ઉત્તમ છે.”

(૫)

## મુલ્લાંજીની હત્યા

આમ વિચાર કરતાં કરતાં આ બધું મંડળ જાય છે એટલે મોટી વોહોરાવાડની મસ્જીદ શેઠને દેખાઇ. શેઠે વિચાર કર્યો કેઃ “મરવાનો ઉપાય આના સમાન બીજો હાથ લાગે તેમ નથી. આ ઉપાય ચૂકીશ તો પછી બીજો ઉપાય હાથ આવશે નહીં.” આમ વિચારી શેઠે જુગારીને વિનંતિ કરી કેઃ “મીયાં જુગારી! મેરેકો પિશાબકી હાજત હુઇ હૈ, અગર આપ રજા દો તો મેં પિશાબ કરકે ચલા આઉં.”

જુગારીએ શેઠનો હાથ છોડી દીધો, એટલે સોદાગરે પણ હાથ છોડી દીધો! એટલે પેલા બ્રાહ્મણો કહેવા લાગ્યા કેઃ-

"અરે મીયાં સાહેબ ! આ રાંડના ચંડાળને કયાં જવા દો છો ?"

જુગારીએ કહ્યું: "તુમકો કયા પરવા હૈ ? વો અભી આયગા, વો ભગ જાને વાલા આદમી નહીં હૈ."

શેઠે મસ્જીદ સામું જોયું તો મસ્જીદ તો આકાશની સાથે જ વાતો કરી રહેલી હતી. તેને બહારથી ઉપર ચઢવા સારૂ લગભગ બસો પગથારિયાં હતાં. શેઠને તો કંઇ પિશાબ કરવાની હાજત તો હતી જ નહીં, તેને તો માત્ર મરણનુંજ શરણ લેવું હતું, તેથી પાછળ જોયા શિવાય જ બબે ત્રણ પગથારીઆં કૂદવા લાગ્યો. અને છેક ઉપર જઇ તુરત જ અંદરના ભાગમાં કૂદી પડયો !

આ વખત મધ્યાહ્નના નમાજ પડવાનો હતો. લગભગ બે હજાર વોહોરાજીઓ એકત્ર થઇ પવિત્ર મુલ્લાંજીની આજ્ઞા મુજબ નમાજનું પવિત્ર કાર્ય કરી રહ્યા હતા. જે વખતે શેઠે ઉપરથી કૂદકો માર્યો તે વખતે કોઇનું પણ લક્ષ બીજી તરફ નહોતું. સર્વનું ચિત્ત માત્ર 'મુલ્લાંજી શી ક્રિયા કરાવે છે' તે તરફ હતું. આ વખતે મુલ્લાંજી મહાત્મા વાંકા વળ્યા એટલે બે હઝાર વોહોરા પણ વાંકા વળ્યા હતા; તેવામાં, જેમ આકાશમંડળમાંથી તારો ખરી પડે તેમ, મોતીશા શેઠ પડયો ! તે આવીને મહાત્મા મુલ્લાંજી ઉપર પડયો, તેથી મુલ્લાંજી જમીનદોસ્ત બની ગયા. તેમનું શિર નિચેના પત્થર સાથે પછડાઇ, ટૂટી ટૂકડે ટૂકડા થઇ ગયું. શેઠ તો જાણે એક સારા રૂના ગાદલામાં પડયા હોય તેમ કોઇ પણ પ્રકારની ઇજા સિવાય ઉઠીને બેઠા થયા.

આપણા શેઠના અંગને કોઇ પણ પ્રકારની ઇજા થઇ નહીં, પરંતુ મુલ્લાંજીનું મરણ થયું, એટલે તો વોહોરાઓ, સકુર ભાઇ ને રસુલ ભાઇ ને અબ્દુલ્લા ભાઇ ને મહમ્મદ અલી વિગેરે હોબાળો કરી કહેવા લાગ્યા કે 'સારા, કાફરે ખુદાના ઘરમાં આવી સાહબને મારે છે, માટે અમે પન સારા કાફરને એવીજ રીતે ઉપરથી પરીને મારસું" આમ કહીને શેઠના ઉપર પસ્તાળ પડવા લાગી. હોબાળો સાંભળી અને શેઠ એકાએક મસ્જીદના કોટ ઉપર ચડી પડયો તેથી જુગારી, જાદુગર અને બ્રાહ્મણ મંડળી મસ્જીદમાં ગઇ ! જુગારી કહેવા લાગ્યો કે 'અબે યે, દેખો એ બનીયેકું ઇજા કરોગે તો તુમેરે કલેજેકી સવા શેર મિટ્ટી લી જાયગી; ઇસસેં કોઇભી ઇસકે ઉપર હાથ મત ઉઠાઓ.'

વોહોરાઓ કહેવા લાગ્યા કે 'અરે પન મીયાં ! સારા કાફરે ખુદાના ઘરમાં આવી સાહબને મારે છે, ને ટમે વળી વચ્ચે કમ આવો છો ? સારા કાફરને મારી નાંખવા દો ને !"

જુગારીએ કહ્યું કે: 'તુમારા સાહબકો મારા હૈ; ઇસકા ઇન્સાફ ભી તુમ લોક હમારે સાથ ચલો, કાજી કરેગા."

જુગારીના રોફથી અને સવા શેર માટીની દહેશતથી બિચારા વ્હોરા જેઓ મુસલમાનોમાં વણિક્ જાત છે. તેઓ ડરી ગયા અને કાજી પાસે જવા તૈયાર થયા. જુગારી,

સોદાગર, બ્રાહ્મણો અને વહોરાઓનો સમુદાય કાજીની કચેરીના રસ્તાની માપણી કરતા ચાલ્યા.

(૬)

## લાલ–કાળી કીતાબનો ઇન્સાફ

તેઓ કાજીની કચેરીમાં આવી પહોંચ્યા તો ત્યાં તો 'કે ઉભા અરજ કરે કે મા ગંતા ફાલ' હાથ જોડી જોડીને ઉભા રહ્યા છે! એવામાં બધી મંડળી ત્યાં આવી પહોંચી. શેઠે પોતાની ચાર આંગળીઓ ઉંચી કરી કાજીને બતાવી સલામ કરી. કાજીએ વિચાર કર્યો કે: 'આ નગરશેઠ આજે કોઇ આફતમાં ફસાયલો છે. એટલા સારૂ મને ચાર લાખ રૂપિયા આપવા જ આવે છે, પરંતુ તે બાદશાહની બરોબરીનો માણસ છે, માટે તેની પાસેથી તે જણાવે છે તેના કરતાં અર્ધી રકમજ સ્વીકારવામાં આવશે તો બહુ છે.

કાજી સાહેબે પોતાની બે આંગળીઓ ઉંચી કરી શેઠને બતાવી સલામ સ્વીકારી, અને પોતાની પાસેના બીજા કેસોની મુદતો નાંખી પક્ષકારોને વિદાય કર્યા.

એવામાં એક ઘાંચીના બળદને બાદશાહના બળદે મારેલો હોવાથી ઘાંચી કાજી સાહેબ પાસે ન્યાય મેળવવા સારૂ આવ્યો. આ વખતે કાજી સાહેબ તો માત્ર કાળી કિતાબ અને લાલ કિતાબ નામનાં કાયદાનાં બેજ પુસ્તકો રાખતા હતા. વધુ માથાકુટમાં પડતા ન હોતા. ઘાંચીએ ફર્યાદ કરતાં તમામ હકીકત કાજી સાહેબને જણાવી, પરંતુ કાજીના સમજવામાં એમ આવ્યું કે ઘાંચીના બળદે બાદશાહના બળદને માર્યો છે, તેથી તેમણે લાલ કિતાબ તપાસી ઇન્સાફ કર્યો કે:

"લાલ કિતાબ કહેવે ઐસા,
ઘાંચી બૈલ લડાવે કૈસા?
બૈલકા બૈલ દેવે ઓર,
સો રૂપયા દંડ દેવે."

ઘાંચીએ કહ્યું કે: "સાહેબ! પણ બાદશાહના બળદને મારા બળદે માર્યો નથી, આ તો મારા બળદને બાદશાહના બળદે માર્યો છે."

એટલે કાજી સાહેબ સ્વપ્નમાંથી જાગૃત થયા અને કહેવા લાગ્યા કે "ઐસા હે?"

ઘાંચીએ કહ્યું: 'હા સાહેબ!'

લાલ કિતાબને બાજુએ મૂકી, કાજી સાહેબે કાળી કિતાબ લીધી અને ઇન્સાફ કરી ઠરાવ આપ્યો કે:

"કાલી કિતાબ કહેવે ઐસા,
બૈલ લડે જબ ડરતા કૈસા?
બૈલકા બૈલ ગયા, ઔર તેરા બેલ ગયા!"

ઘાંચીએ કહ્યું કે: "સાહેબ! હમણાં તો તમો બૈલ અને દંડ બે અપાવતા હતા, અને હવે તો બૈલ પણ ચાલ્યો ગયો અને મારો બેલ પણ માર્યો ગયો એનું શું કારણ?"

કાજીએ કહ્યું કે: "બેવકુફ! વો તેરેકુ કયા માલુમ, પહેલે તો લાલ કિતાબથી, ઔર લાલ કિતાબકા ઇન્સાફ ઐસા થા. ઔર અભી કાલી કિતાબ હૈ, ઔર કાલી કિતાબમેં ઐસા ઇન્સાફ હૈ! ચલ. અબ બહોત મગજમારી મત કર: ચલા જા."

ઘાંચી બિચારો બળદ ગુમાવી કાજી સાહેબના નિર્મળ (!!) ન્યાયની પ્રશંસા કરતો ઘેર ગયો.

(૭) 34119

## દાનિયલજીનો ઇન્સાફ

ઉપર્યુક્ત રીતે કાજી સાહેબે તે દિવસના કેસોની વ્યવસ્થા કરી અને સાંજનો સમય થવા આવ્યો, એટલે શેઠના કેસો હાથ લીધા.

પ્રથમ ફરિયાદી જુગારીને બોલાવી કાજી સાહેબે જણાવ્યું કે: "દેખો મીયાં જુગારી! યે શેઠ શહર દિલ્હીકા નગરશેઠ હૈ, ઔર બાદશાહકી બરાબરીકા આદમી હૈ. ઔર ઉસકે આસરેસેં બહોતસે આદમિયોંકા ગુજરાન ચલતા હૈ. ફીર કહાભી હૈ કે 'લાખ આદમીયોંકો મારના, લેકિન લાખ આદમીયોંકા ગુજરાન ચલાનેવાલે એક આદમીકો નહીં મારના!' તુમકો શેઠકો મારનેસે કયા નફા હોને વાલા હૈ? ઇસસેં તુમકો ચાહિયે કિ શેઠકી પાસસેં દો ચાર લાખ રૂપયે લે કરકેં ઇનકો છોડ દો."

જુગારીએ કહ્યું કે: "ખુદાવિંદ! મેરેકો પૈસુંકી દરકાર નહીં હૈ. મેરી પાસ બહોત સે પૈસે પડે હૈં; ઇસસેં મેરે તો હમારે કરારકી મુવાફીક ઉસકે કલેજેકી મિટ્ટી હી ચાહિએ."

કાજીએ કહ્યું કે: "મીયાં! સમજ જાઓ કુછ સમજો તો અચ્છી બાત હૈં?"

જુગારીએ જવાબ આપ્યો કે: "ખુદાવિંદ! ઇસમેં સમઝનેકી બાતહી ક્યા હૈ? ખુલ્લમ ખુલ્લા કરાર હૈ ઔર ઇસકે મુવાફિક હમ દોનોંકો ચલના પડેગા."

જુગારીએ કાજીનું કહેવું માન્યું નહીં એટલે કાજીએ શેઠને કહ્યું કે: "અબે એ બનિયા! સોજા ઈસ જુગારીકો મિટ્ટી લેને દે."

શેઠ ગભરાયા તો ખરા પરંતુ કંઇ ઉપાય નહોતો, તેથી ધ્રુજતાધ્રુજતા કચેરી વચ્ચે લાંબા થઇ ગયા.

કાજીએ જુગારીને કહ્યું કે: "મીયાં જુગારી! એ બનિયે કે શરીરમેંસેં તુમારે કરારકે મુવાફિક સવાશેર મિટ્ટી નિકાલ લો. લેકિન યાદ રખના કિ તુમારે કરારમેં બનિયેકી ચમડી યા હડ્ડી કાટનેકા કરાર નહીં હૈ. ઔર લોહી નિકાલનેકાભી કરાર નહીં હૈ. ફીર સવાશેરસેં કમતી યા જાસ્તી નિકલ પડે ઐસા ભી કરાર નહીં હૈ.! ઇસ વાસ્તે ઈસ કરાર કે મુવાફિક મિટ્ટી નિકાલ લો. અગર ઇસકે વિરૂદ્ધ કુછ ભી કિયા જાયગા તો તુમારા જાન લિયા જાયગા."

મીયાંયે જણાવ્યું કે: "ખુદાવિંદ! એસા તો કાં તોલ કે બકસમેં મિટ્ટીકા લોચા ધરા હૈ સો મૈં નિકાલ લું?"

કાજીએ કહ્યું: "હમકો વો કુછ દેખનેકા નહીં હૈ. હમકો તો સિર્ફ તુમારે કરારમેં બિચાર કરનેકા હૈ. સો ઉસકે મુવાફિક મિટ્ટી નિકાલ લો."

મીયાંએ કહ્યું કે: "જબ તો મીઝે મિટ્ટી નહીં ચાહીએ."

કાજીએ કહ્યું: "ઔર ઐસે આબરૂદાર આદમીકો હેરાન કિયા ઉસસેં તુમકો જેલમાં

જાના પડેગા." એમ કહી સિપાઇઓને જુગારીને જેલમાં લઇ જવા આજ્ઞા કરી.

જુગારીએ જણાવ્યું કે: "આ તો 'નમાજ પડતાં મસ્જીદ કોટે બાઝી પડી!' અને ઇન્સાફ લેવા જતાં ઇન્સાફ આપવા સરખું થયું !"

તેણે કાજી સાહેબને હાથ જોડી વિનંતિ કરી કેઃ "ખુદાવિંદ ! ઇસ નોકરકે પાસ બહોતસે રૂપયે ધરે હૈં, અગર ખુદાવિંદ ફરમાવે તો નોકર એક લાખ રૂપયે દેનેકો તયાર હૈ ઇસ વાસ્તે મેરી અરજ નિગાહમેં લે કરકે ખુદાવિંદ મુજે છોડ દેનેકા ફરમાવેં."

કાજી સાહેબે જણાવ્યું કે: "અચ્છા. જલ્દી રૂપયે મંગવાયલો."

બિચારા જુગારીએ તુરત જ કાજી સાહેબના ન્યાયી કદમોમાં એક લાખ રૂપીઆની ભેટ રજુ કરી એટલે એનો છુટકો થયો !

પછી તે પણ બીજા ફરિયાદીઓના કેસોનું શું પરિણામ આવે છે તે જાણવા સારૂ એક બાજુના ખુણામાં જઇને બેઠો.

(૮)

## સમતોલ ન્યાય

ઉપર્યુક્ત એક ફરિયાદનો નિકાલ કરી, કાજી સાહેબે સોદાગરને પોતાની હકીકત જાહેર કરવા તથા તેને શું દાદ જોઇએ છે, તે જણાવવા સૂચવ્યું.

સોદાગરે ફરિયાદ જાહેર કરતાં જણાવ્યું કે: "ખુદાવિંદ ! મેં અરબસ્તાનસેં બાદશાહ સલામતકો નજર કરનેકે બાસ્તે એક ઉમદા જાતકી ઘોડેકી જોડ લાયા થા, ઔર ઇસકો દો બરસસેં બૈઠે બૈઠે ખિલાયા કરતા થા, વો ઘોડુંમેંસે એક ઘોડા આજ સબુમેં જંજીર તોડકે ભાગા ! ઔર મેં ભી ઉસકે સાથ થા. મૈંને ઘોડે ઉપરસેં બુમ મારા કિ 'યારો, ઘોડેકો રોકીયો, ઘોડેકો રોકીયો.' ઉસકો સુણકે યે બનિયેને ઉસકે હાથમાં પાનીકા ભરા હુવા લોટા થા સો ઘોડેકે કપાલમેં મારા, ઇસસેં ઘોડા મર ગયા. ખુદાવિંદ ! મેરેકો ઐસી આશા થી કિ મેં જબ બાદશાહ સલામતકો ઇસ ઘોડ જોડ નજર કરૂંગા, સલામત મુજે અચ્છી જાગીરી દેંગે. સબ મેરી મુરાદેં ઇસ બનિયેને ધૂલમેં મિલા ડાલી હૈ. ઇસસેં મેરે ઇસકા જાન લેના હૈ."

કાજી સાહેબે જણાવ્યું કે: "મીયાં ! તુમારી મુરાદેં કરનેમેંભી તુમને ગલતી કી હૈ. તુમ દિલ્હીકા બાદશાહત મિલનેકો મુરાદ કરતે ઔર ફીર ઘોડા મરતા તો તુમ તો, ખુદા જાને, ક્યાભી કરડાલતે ખેર, જો કુછ હો. દેખો, યે બનિયેકો તુમારેકો નુકશાન કરનેસે કુછ નફા નહીં થા, ઔર તુમારે ઉપર અદાવદભી નહિ થી. ઔર ઇસને તુમારે કહનેસે ઘોડેકો રોકનેકે બાસ્તે અપના હાથ બઢાયા ઔર લોટા લગ ગયા ! ઇસમેં ઇસકી ક્યા કસૂર હૈ ? ઇસકે બાસ્તે ઉસકો મારનેકી સજા કૈસે હો સકતી હૈ ? હાં યે બાત સચ હૈ કિ તુમકો નુકશાન બહોત હુવા હૈ, ઇસસેં તુમકો નુકશાન હુવા, ઇસકે બદલેમેં તુમ કુછ પૈસે લે કરકે બનિયેકો છોડ દો."

સોદાગર તો મક્કમ થયો. અને કહ્યું કે: "નહીં સાબ ! મેરેકો પૈસે નહીં ચાહિયે. ઇસ બનિયેકો સજા હોના ચાહિએ."

કાજી સાહેબે તેને બહુ સમજાવ્યો, પરંતુ તે તો એકનો બે થયો નહીં."

કાજીએ તેને પૂછ્યું કે: "ભલા તુમને બૂમ જીસ બખત મારા થા ઉસ બખત ઘોડેકો દિખાજ કે વાસ્તે હાથભી ઉઠાયા થા કયા ?"

સોદાગરે કહ્યું: "જીહાં સાહબ ! મૈંને અપની જીભસે તો બૂમ મારા ઓર હાથસે હાથ ઉઠા કરકે ઘોડેકો બતાયા થા."

કાજીએ પૂછ્યું: "ઓર તુમને ઘોડા દિખા ઔર બૂમ મારા યે સુનકર ઇસ બનિયેને ઘોડેકો એક હાથસેં ઘોટા મારા કયા ઐસા હુવા થા ?"

સોદાગરે કહ્યું: 'જી હાં, ખુદાવિંદ ! ઇસ મુતાફિકહી હુવા હૈ."

કાજી સાહેબે ફેંસલો આપતાં ફરમાવ્યું કે; "દેખો જબ તુમારા એક હાથ ઔર જીભ દોનું ગુન્હેગાર હૈ ઔર યે બનિયેકા સિર્ફ એક હાથ ગુન્હેગાર હૈ ! ઇસસે ઐસા ફર્માયા જાતા હૈ કિ તુમારી જીભ ઔર એક હાથ દોનું કાટ દિયે જાયગેં ઔર યે બનિયે કે એક હાથ કાટ દીયા જાયગા."

સોદાગરે કહ્યું: "ખુદાવિંદ ! ઉસકા સિર્ફ એક હાથ હી કટવાયા જાયગા; ઔર મેરી જીભ ઔર હાથ દોનું કટવાયે જાયગે ! ખુદાવિંદ, કુછ રહમ કી જાય."

કાજીએ તો તુરત જ સિપાઇઓને સુથારને બોલાવવા કહ્યું. સિપાઇઓએ સુથારને લાવી રજુ કર્યો. સુથાર આવ્યો એટલે તો સોદાગર મીયાંની ખાત્રી થઇ કે "હવે જરૂર હાથ ને જીભ કપાવવામાં જ આવશે."

કાજીએ શેઠને કહ્યું કે: "શેઠ ! તુમારા હાથ કાટ દીયા જાયગા."

શેઠે જણાવ્યું કે: "સાહેબ ! કપાશે તો પછી ખાવાનું ને પૂંઠ ધોવાનું, બે કામ એક જ હાથે ચલાવી લઇશ. અમારે વાણિયા ભાઇને કયાં ત્યારે ભાલા મારવા જવા છે કે બીજા હાથની સહાય વગર કામ ન બને ?"

સોદાગરે અરજ કરી કે: "ખુદાવિંદ ! અગર મેરે પર મહર કી જાય તો મેંભી ઉસ જુગારીકી માફક એક લાખ રૂપૈયા દેનેકો તૈયાર હું."

કાજી સાહેબ તેની અરજ શા સારૂ નામંજુર કરે ? તેમણે તેની અરજ મંજુર કરી જણાવ્યું કે: "અચ્છા, જબ રૂપયે લાઓ."

બિચારો સોદાગર તુરત જ જઇને રૂપિઆ લાવ્યો અને ન્યાયમૂર્તિ કાજી સાહેબના નિર્મળ ચરણ સરોજમાં ભેટ કર્યા એટલે તેને છુટો કરવામાં આવ્યો. તે પણ બાકીના ફરિયાદીઓના ફેંસલા જાણવા સારૂ જુગારી પાસે જઇને બેઠો.

(૯)

## છોકરો અપાવવાનો ન્યાય

હવે આપણા ન્યાયમૂર્તિ કાજી સાહેબે ત્રીજી ફરિયાદનું કામ હાથ ધર્યું. તેમણે

બ્રાહ્મણોના આગેવાનને પોતાની ફરિઆદ જાહેર કરી દાદની ઇચ્છા જણાવવા ફરમાવ્યું.

આગેવાન કહેવા લાગ્યો કે: "સાહેબ ! આ ચંડાળ વાણીઆએ અમારા કરૂણાશંકર ભાઇના એકના એક બાળક છોકરાને ચગદીને મારી નાંખ્યો છે. અને સાત ઘરોનું સત્યાનાશ વાળ્યું છે, અમો તેનો જીવ લેવાની દાદની માગણી કરીએ છીએ."

કાજીએ તેને જણાવ્યું કે: "અબ જો હુવા સો હુવા, બનીયાકો તુમારે તરફ કુછ દુશ્મનાવટ નહીં હૈ. ઇસ બાસ્તે તુમ યે લડકેકી પીછે હોનેવાલા ખર્ચ ઔર કુછ ઔર ભી રકમ લૈ કરકે ઇસકો છોડ દો."

પરંતુ નબળા દુશ્મન ઉપર સબળા થઇ પડનાર બ્રાહ્મણોએ કાજીનું કહેવું કંઇ માન્યું નહીં. કાજીએ બહુ પ્રકારે સમજાવ્યા છતાં પણ તેમણે કંઇ માન્યું નહીં. છેવટે કાજી સાહેબે નિર્મળ ન્યાયનું ફરમાન કર્યું કે: "દેખ બનીઆ ! તેને ઇસ જુવાન ઓરતકે એકકે એક લડકેકો માર ડાલા હૈ. ઇસસે એ નાજનીકો તેરે ઘરકો લૈ જા. ઔર જહાં લગ ઉસકો લડકા હોવે તહાં તક તેરે ઘરમેં રખ."

શેઠે કાજી સાહેબને પૂછ્યું કે: "સાહેબ ! પરંતુ જો તેને છોકરીઓજ થાય તો ?"

કાજીએ કહ્યું: "તો ફીર જહાંતક એક લડકા હોવે વહાંતક તેરે ઉસકો રખના પડેગા."

શેઠે કહ્યું: "જેવો સાહેબ મહેરબાનનો હુકમ. મને તે કબુલ છે."

આ ઠરાવથી બિચારા બ્રાહ્મણો ગભરાયા અને કહેવા લાગ્યા કે: "સાહેબ ! એમ કરવાથી તો અમારી આબરૂનો લોપ થાય."

કાજીએ કહ્યું: "કુછ હરકત નહીં, જો હુકમ હુવા હૈ ઇસમેં કુછભી તફાવત નહીં હો સકતા હૈ."

"બ્રાહ્મણોએ જાણ્યું કે હવે તો આપણે પણ પેલા બે ફરિયાદીઓની માફક નજરાણો આપ્યા સિવાય આપણો છુટકારો થાય તેમ નથી. તેમણે પવિત્ર કાજી સાહેબને જણાવ્યું કે: "સાહેબ ! ત્યારે જો અમારા ઉપર દયા કરવામાં આવશે તો અમો પણ એક લાખ રૂપીઆ નજર કરવા કબુલ છીએ."

કાજીએ જણાવ્યું કે: "જાઓ ત્યારે લાવીને રજુ કરો."

એટલે તે બિચારા ઉતાવળા ઉતાવળા જઇને લાખ રૂપીઆ ઉઘરાવી લઇ આવ્યા અને પવિત્ર ન્યાયાધીશના પવિત્ર ચરણે ભેટ કર્યા એટલે કાજી સાહેબે બાઇને ઘેર જવા રજા આપી. કેટલાક બ્રાહ્મણો આ વોહોરાઓના કેસનો ચુકાદો સાંભળવા રોકાયા અને કેટલાક છોકરાની ઉત્તરક્રિયા સારૂ ચાલ્યા ગયા.

(૧૦)

### વ્હોરા ભાઇના નાડાનો ન્યાય

હવે આપણા પવિત્ર ન્યાયાધીશ સાહેબે ચોથી અને છેલ્લી ફરિયાદનું કામ હાથ ધર્યું. તેમણે વોહોરા કોમના એક આગેવાનને પોતાની ફરિયાદ જાહેર કરી દાદ જણાવવા ફરમાવ્યું.

એટલે એક વોહોરા આગેવાને જણાવ્યું કે: "સાબ ! સારા કાફરે ખુદાના ઘરમાં આવી પગ પછાડી સાહેબને માર્યો

છે માટે અમો પન એવીજ રીતે એની ઉપર પરીને વેર લેશું."

કાજી સાહેબે તેમને સમજાવતાં કહ્યું કે: "વાણીઆને કંઇ તમારા સાહેબ ઉપર ઈર્ષ્યા નહોતી. તેણે માત્ર ઉપરા ઉપરી થયલા ગુન્હાઓથી કંટાળીને આપઘાત ("દેખો, બનીયેને તુમારે શાહબકો કુછ અદાવતસે નહીં મારા હૈ, ઉસને તો સિર્ફ અપનેસે એક પીછે એક તીન ફીર યાદેં હોને તેં મરને) કે બાસ્તે ગીરા થા. ઇસ બાસ્તે તુમ લોક જો મુલ્લા સાબકે પીછે ખર્ચ કરના પડેસો લે કરકે બનીયેકે છોડ દો તો અચ્છી બાત હૈ."

વોહોરાઓએ જણાવ્યું કે: "નહીં, સાબ! જે રીતે આ કાફરે ખુદાના ઘરમાં આવી લાતો નાંખી ખુદાના સાબને મારો છે ત્હેજ રીતે અમો પન એને મારશું. અમારે પૈસા ના જોયે."

કાજીના કહેવાની કંઇજ અસર થઇ નહી, એટલે કાજીએ કહ્યું: "જબ ચલો મસ્જીદપે, ઔર જીસ રીતસે યે બનીયેને તુમારે સાબકો મારા હૈ ઇસ રીતસે તુમ ભી ઉસકેપર પડકે ઉસકો મારો."

વોહોરાઓએ કહ્યું કે: "હા, સાબ! બરાબર છે બરાબર. ચાલો, અમો પરવા તયાર છઇએ. સારા કાફરને ઉપર પરીને મારીને વેર લેશું."

વોહોરા ભાઇઓ નદીના પુરની માફક તયાર થઇ ગયા. તેમના મનમાં તે વખતે એવો વિચાર ન આવ્યો કે 'આ નદીનું પૂર (જુસ્સો)તો મસ્જીદ ઉપર ચડયા નથી ત્યાં સુધીજ છે, પરંતુ મસ્જીદ ઉપરથી નીચે જોતાંજ પૂર ઉતરી જશે.' તેઓ તયાર થયા અને કાજી સાહેબ પણ મસ્જીદે જવા તયાર થયા. તમામ મંડળી મસ્જીદે પહોંચી ગઈ!

મસ્જીદના અંદરના ભાગમાં આવી કાજી સાહેબે શેઠને વાંકા પડી રહેવા જણાવ્યું. અને પછી વોહોરાઓને પૂછ્યું કે "તુમારે મેંસે કૌન પડનેકો તયાર હૈ?"

એટલે લુકમાનજી શેઠ બોલ્યા કે: "સાબ! બંડા તૈયાર છે, બંડા."

કાજીએ કહ્યું: 'અચ્છા; જબ જાઓ ઉપર. ગિરો ઉસકે ઉપર."

લુકમાનજી શેઠ હર્ષભેર ખુદાના સાબનું વેર લેવા સારૂ ચડયા તો ખરા, પરંતુ જ્યારે તેઓ છેક ઉપર ગયા અને ઉપરથી નીચે જોયું એટલે એમના શરીરમાંથી નદીનું પૂર નાશી ગયું. તેમના કોઇ પણ રૂંવાડાંમાં હિમ્મત જણાઇ નહિ. તેમણે પાસે ઉભેલા વોહોરા ભાઇઓને જણાવ્યું કે: "સારા કાફરના શા ભરોંસા? સારો આમ પન લટે ને આમ પન લટે ત્હો પછી આપને તો જાને જન્મ્યાજ નથી." માતે આપનાથી તો નહીં પરાય."

તેમણે કાજીને ઉપરથી મોટેથી જણાવ્યું કે: "સાબ! આ સારા કાફરનો ભરોંસો પરતો નથી."

કાજીએ કહ્યું કે: "અચ્છા. તુમ એક્કી હિમ્મત નહીં રહતી હૈ તો તુમારે દો હજાર મેંસે એકેકકા કામ હૈ. કોઇભી ગિરકે ઇસકું માર દો."

એટલે એક અલીભાઇ તયાર થયા અને કહેવા લાગ્યા કેઃ

"સાબ ! રજા હોય તો આ બંડા પરવા તયાર છે."

કાજીએ જવાબ આપ્યો કેઃ "હમને તો કબકી ભી રજા દેદી હે, લેકિન તુમારેમેંસે કોઇ ભી તો ગિરતા નહીં હે ! જીસકો ગિરના હોવે ઉસકો રજા હે ચલો જલ્દી કરો."

અલીભાઇ ઉપર ગયા અને ઉપર જઇ નીચે જોયું એટલે તો તેમના પણ હાંજા ગગડી ગયા. એમણે પણ કાજી સાહેબને કહ્યું કેઃ "સાબ ! આ કાફરનો ભરોંસો પરી સકતો નથી, માટે પરવાની હિમ્મત રહી સકતી નથી."

કાજીએ પૂછ્યું: "ક્યું, તુમારી હિમ્મત કહાં ગઇ ?"

અલી ભાઇએ જણાવ્યું: "સાબ ! તે તો સારૂં કંઇ ખબર પરતી નથી. પન જાં સુધી હું અહીં ઉપર આવો તાં સુધી તો હિમ્મત હતી. પન નીચે જોયું એતલે સારી નાસી ગઇ !"

કાજીએ કહ્યું: "અચ્છા, તુમ નીચે ઉતર જાઓ."

પાછું કાજીએ પૂછ્યું: "ક્યું, કોઇભી તુમારેમેંસે ગિરતા હૈ, યા નહીં ? બોલો મસાલકા બખ્ત હોને આયા હૈ."

વહોરાઓએ અંદર અંદર વિચાર કરતાં તેમનામાંથી કોઇ પણ પડવા તયાર થયો નહીં. તેમણે કાજી સાહેબને જણાવ્યું કેઃ "સાબ ! આ કાફરનો કોઇને ભરોંસો પરતો નથી, તેથી કોઇ પરવા તયાર થતું નથી. માતે વાનીયાને છોરી દો, સાબ !"

કાજીએ કહ્યું: "અચ્છા. શેઠ તુમકો છુટ્ટી હૈ, તુમ સબ કેસોંમેંસે છોડે ગયે હો." એમ કહી સિપાઇઓને દરવાજા ઉપર રહેવા કહી આ બે હજાર વોહોરાઓને ખોટી ફર્યાદ કરવાના ગુન્હા માટે પકડવા સારૂ પોલીસને બોલાવવા એક સિપાઇને ફરમાવ્યું. વોહોરાઓ બિચારા ગભરાયા અને કાજી સાહેબને કહેવા લાગ્યા કેઃ "સાબ ! જમાતના પૈસા બહુએ છે, માતે જે ફરમાન થશે તે અમો ઉથાવવાં કબુલ છઇએ ને અમને છોરી દો."

કાજી સાહેબે કહ્યું કેઃ "ઇસમેં ફરમાન કરનેકી ક્યા જરૂરત હૈ, યે તીન ફરિયાદી ઓંકા તુમારે સામને ઇન્સાફ હુવા હૈ. ઇસ મુતાફિક તુમારાભી હોયગા તો છુટ જાઓગે."

વોહોરાઓએ બિચારા એક લાખ રૂપિયાનો નજરાણો આ નિર્મળ ન્યાયમૂર્તિના ચરણોમાં લાવીને રજુ કર્યો, એટલે કાજી સાહેબે તેમને રજા આપી.

(૧૧)

## વાણિયાનો ન્યાય

કાજી સાહેબ કચેરીમાં ગયા એટલે આ પણા નગર શેઠ પણ કાજી સાહેબની સાથે સાથે દરબારમાં ગયા. સાંજ પડી હોવાથી હજામ મસાલ કરીને લાવ્યો. ચોબદારે સલામ પોકારી એટલે હાજર રહેલા તેમની કચેરીના દરબારીઓએ અને શેઠે સલામો કરી. અને દરબારીઓ પોત પોતાના ઘર તરફ ગયા.

પણ આપણા શેઠ શા સારૂ ઉઠે ? એ તો બિચારા બેસી રહ્યા ! એટલે કાજીને વિચાર

થયો કે 'યે શેઠ બિચારા દો લાખ રૂપિયા ભેજનેકે બાસ્તે મુદત માંગનેકો બેઠા હે.' તેથી તેમણે શેઠને કહ્યું: "શેઠ ! જાઓ; તુમારી મરજીમેં આવે જબ કલ પરશું રૂપયે ભેજ દેના. તુમારે પૈસે કાં ખોટે હૈં ?"

શેઠે કહ્યું: "સાહેબ ! શાના પૈસા મોકલવાના ?"

કાજીએ ગુસ્સે થઇને કહ્યું: "કયું ? તુમને મેરેકો ચાર લાખ રૂપયે દેનેકે બાસ્તે નહિ કહાથા ? ફીર મૈંને તુમ બડે આદમી હો, ઇસસે દો લાખ લેનેકા તુમકો કહા."

શેઠે કહ્યું: "સાહેબ ! એ તો હવે પૈસા ભાળીને દાનત બગડી દાનત ! સાહેબ ! મેં આપને કહ્યું કે: 'શાબ ચાર લાખ રૂપિયાની કમાણી કરી લાયો છું.' એટલે ટમે કહ્યું કે: જો ચાર લાખ મળશેં ટો ટેંમાંઠી બે લાખ ટનેં આપીશ.' એ મેં કબુલ કર્યું, માટે ઇજટસર પૈસા આપો, નકર કાલ હવારમાં જઇને મારે બાદશા સલામતને અરજ કરવી પડશે, સાબ !"

કાજી પણ વિચારમાં પડયા કે 'સાલા બનીયા બાદશાહ સલામતકી પાસ જાતા આતા હે, ફીર જો ઉસકો રૂપયે નહીં દેંગે તો બાદશાહકો બોલ દેગા.' તેમણે શેઠને બે લાખ રૂપિયા આપી દીધા ! શેઠ સૂર્યાસ્ત પછી બે લાખ રૂપિયા લઇ ઘર તરફ ચાલ્યા.

## (૧૨)

## સારૂં પરિણામ

શેઠનું જે બન્યું તે તો આપણે જાણી ચૂકયા. પરંતુ શેઠાણીના સંબંધના કંઇ સમાચાર આપણને અત્યાર સુધી મળ્યા નથી. હવે આપણે શેઠાણીના સમાચાર જાણવા સારૂ જઇએ.

શેઠ શેઠાણીની ના કહ્યા ઉપર બહાર ગયા ત્યારથીજ શેઠાણી ઇષ્ટદેવને વંદના કરી, તેની પાસે પતિને કોઇ પ્રકારની આફત ન આવે તે સંબંધી માગણી કરી રહી હતી. એ અરસામાં જુગારીને ત્યાંથી જુદો પડેલો નોકર ઘેર આવ્યો અને એણે શેઠ જુગારીના પંજામાં સપડાયાના સમાચાર તેને આપ્યા. હવે તો શેઠાણીનાં દુઃખનો પાર રહ્યો નહીં. તેનાં નેત્રોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. જમવા વખતે તે તો જમી પણ નહીં અને અનેક પ્રકારનાં પુણ્યદાન કરી પતિ સારૂ શુભ આશીર્વાદ મેળવવા લાગી. આવી રીતે તેણે સમગ્ર દિવસ દુઃખમય વ્યતીત કર્યો અને શેઠની આવવા ની રાહ જોવા લાગી.

× × × ×

સૂર્યાસ્ત થયા બાદ કલાક બે કલાકના સુમારે બે લાખ રૂપિયા મજુરો પાસે ઉપ ડાવ્યા છે, એવા ઠાઠથી શેઠ ઘેર આવ્યા. નોકરે શેઠાણીને સમાચાર આપ્યા. શેઠાણી તેણે હર્ષઘેલી બનીને શેઠનાં દર્શન કરવા સારૂ ઉતાવળી ઉતાવળી દ્વાર આગળ આવી અને હર્ષાશ્રુ સાથે કેટલીક રકમ શેઠના ઉપર ઘોળ કરીને ગરીબોને આપી અને પતિની સાથે મુકામમાં આવી.

શેઠ નાહી દેવસ્મરણ કરી જમવા બેઠા. શેઠાણી સામાં બેસી શેઠને સમાચાર પૂછવા

લાગ્યાં કે: 'નાથ! પુરોહિત મહારાજ તો આપને બહાર નીકળવાનું કહેતા નહોતા અને આપ તો આ બે લાખ રૂપિયા જેવી મોટી રકમ લઇ બહારથી પધાર્યા એનું શું કારણ?"

શેઠે કહ્યું: 'શેઠાણી! પુરોહિત મહારાજના કહેવામાં કંઇજ અસત્ય નહોતું.' એમ કહી શેઠે વીતેલી તમામ દુઃખમય કહાણી શેઠાણીને કહી સંભળાવી.

શેઠાણીએ આંખોમાંથી અશ્રુપાત કરતાં કરતાં તે સાંભળી. હકિકત કહી રહ્યા બાદ શેઠે કહ્યું કે "શેઠાણી! પરમાત્મા આજના સમાન દુઃખમય દિવસ આ જીંદગીમાં મને ફરી નજ બતાવે તો સારૂં. પ્યારી! મેં તારૂં કહેવું ન સાંભળતાં વિચાર વગરનુંજ કાર્ય કર્યું તો મને જે શિક્ષા મળવી જોઇએ તે મળી ચુકી. તારા સમાન પતિપરાયણ સ્ત્રીનો અનાદર કરવાથી ખરેખર મને ભ્યા જબીજ શિક્ષા થઇ છે. તારા પાતિવ્રત્ય પણાના પ્રભાવથીજ માત્ર હું જીવતો ઘર આગળ આવ્યો છું. નહિંતર તો મારો આજનો દિવસ એવો હતો કે હું ફરીને તને મળી શકતે કે કેમ? તે પણ શંકાસ્પદ છે. મનુષ્ય માત્રે હિતેષી તરફથી આપવામાં આવતી હિતશિખામણ અવશ્ય ગ્રહણ કરી તે માફક વર્તવું જોઇએ. હિતૈષીના હિત શિખામણ નહીં સાંભળવાથી મારી જે દશા થઇ તે તો હું અને તમો સારી પેઠે જાણીએ છીએ. વગર વિચાર્યાં કાર્યોથી પરિણામે માઠાં ફળો ભોગવવાં પડે છે કહ્યું છે કે:—

છપ્પય:—

વગર વિચાર્યું કાજ કરી, રણ રાવણ હાર્યો
વગર વિચારે કાજ, કંસને કૃષ્ણે માર્યો
વગર વિચારે કાજ, નળે દમયંતી ત્યાગી
વગર વિચારે કાજ, કીચક સૈરંધ્રિરાગી
વળી વગર વિચાર્યાં કાજથી,
દશરથ પ્રાણ પરિહર્યા.
જન વગર વિચાર્યાં કાજથી,
કોઇ ન જગમાં સુખ વર્યા.

માટે ડાહ્યા પુરુષે હિતૈષીની શિખામણ અવશ્ય સાંભળવી અને માનવી જોઇએ નહિંતર તો

"શાણા જન સમજી કરો,
પ્રથમ વિચારી કાજ;
વીણ વિચાર નહિં રાજતું.
સબળ પક્ષ સહરાજ."

તેજ મુજબ વગર વિચાર્યાં કાજથી સબળ રાજનો પણ નાશ થવાનો સંભવ છે."



# વનવિહંગિની અથવા પ્રણયપીયૂષ

લેખકઃ—રા. રા. ઠક્કુર નારાયણજી વિસનજી

## પ્રકરણ ૧ લું

### વનદેવી

વિંધ્યાચલના, વૃક્ષોની ઘાટી ઘટાથી ઘેરાયલા એક નિબિડ અરણ્યમાં આપણી વાર્તાની નાયિકા ઇન્દુમતી પોતાના વૃદ્ધ પિતા સાથે વસતી હતી. જ્યારથી તેનો પિતા પર્ણકુટી બનાવીને એ અરણ્યમાં વસવા લાગ્યો, ત્યારથી ઇન્દુ પણ તેની સાથે જ વસવા લાગી હતી. એ બાળા ત્યાર પછી કોઈ પણ દિવસે નિર્જન વનની સીમાથી બહાર નીકળી ન હોતી, અને તેથી પોતાના પિતા વિના બીજા કોઈ પુરુષનું મુખ પણ તેણે જોયું ન હોતું. જે વેળાયે એ મધુર બાળાનું વય માત્ર ચાર વર્ષનું જ હતું, તે સમયમાં જ એની માતાનો સ્વર્ગવાસ થયો હતો અને એનો પિતા વનવાસી થયો હતો. એટલે જ્યારથી એ બાળાને જગતનું કાંઇક જ્ઞાન થવા લાગ્યું, ત્યારથી અરણ્યમાંનાં નાના જાતિનાં પશુપક્ષી, અનેકવિધ વૃક્ષલતા, અને પવિત્ર પાપમોચની ગંગા નદીની નિર્મળ જળધારા ઇત્યાદિ પદાર્થો વિના, સંસાર અને સંસારનાં સુખો કેવાં હોય છે અને સંસારમાં બીજા કેવા કેવા વિચિત્ર પદાર્થોનો ભંડાર ભરેલો છે, એ વિષે તે કાંઈ પણ જાણતી ન હોતી. પુષ્પોને એકઠાં કરી તેમના માળાઓ ગુંથવી, મનોહર અને ચપળ હરિણો સાથે રમવું, આખો દિવસ વનના ભિન્નભિન્ન ભાગોમાં ભ્રમણ કર્યા કરવું અને પક્ષીઓના મિષ્ટ મધુ કૂજનનું શ્રવણ કરવું, એ જ ઇન્દુમતીની દિનચર્યા હતી. એને એટલું પણ જ્ઞાન ન હોતું કે, એના પિતા વિના અન્ય કોઈ પુરુષ આ સંસારમાં અસ્તિત્વ ધરાવે છે કિંવા નથી ધરાવતો. એનું જગત કેવળ પિતામય જ હતું.

એક દિવસ નદીના નિર્મળ જળમાં પોતાના પ્રતિબિંબને નિહાળીને ઇન્દુ અત્યંત મોહમુગ્ધ થઈ ગઈ. પણ જ્યારે તેણે એમ જાણ્યું કે, 'એ તો મારૂં પોતાનું જ પ્રતિબિંબ છે.' ત્યારે તે પોતાના મનમાં બહુ જ લજ્જા પામવા લાગી. એ લજ્જાનું એટલું બધું પરિણામ થયું કે, ત્યાર પછી તેણે કોઈ પણ દિવસે નદીના જળમાં પોતાનું મુખદર્શન જોવાનો પ્રયત્ન કર્યો નહિ.

ગ્રીષ્મ ઋતુ ચાલતી હતી અને મધ્યાહ્નનો સમય હતો. ઈન્દુનો વૃદ્ધ પિતા પર્ણકુટીમાં શાન્તિથી શ્રીમદ્ભગવદ્ગીતાના વાચનમાં લીન થયો હતો. ઈન્દુમતી

નદીના તીરપ્રાન્તમાં ભ્રમતી, વૃક્ષોની શીતળ છાયાનો ઉપભોગ કરતી અને પુષ્પ વૃક્ષોપરથી નાના પ્રકારનાં કુસુમોને તોડતી, કેટલેક દૂર નીકળી ગઈ અને ત્યાં એકાએક કંપપૂર્વક ચમકીને જડ પાષાણપ્રતિમાવત્ સજ્જડ બની ગઈ. તે નિઃસ્તબ્ધ થઇને ઉભી રહી. તેણે ત્યાં એવી એક વસ્તુ ભાળી કે જેનું તેને સ્વપ્નમાં પણ ધ્યાન નહિ હોય ! એ વસ્તુને જોતાં જ તેના આશ્ચર્યનો અવધિ થયો. તેણે શું જોયું ? એક અત્યંત સુંદર અને સ્વરૂપવાન્ વીશથી બાવીશ વર્ષના વયનો તરુણ પુરુષ નદીના તીરપ્રદેશમાંના એક તરૂવરની શીતલ છાયામાં તૃણશય્યાપર નિદ્રાનો આસ્વાદ લેતો પડયો હતો. ઇન્દુમતીએ આજ સુધીમાં પોતાના વૃદ્ધ પિતા વિના બીજા કોઇ પણ પુરૂષનું મુખ જોયું ન હોતું, એ તો આપણે જાણી ચૂકયા છીએ. એ કારણથી તેની અત્યાર સુધી એવી જ ધારણા હતી કે, 'કદાચિત્ સંસારમાં કોઈ પણ મનુષ્ય હશે, તો તે મારા પિતા જેવો જ હશે; સર્વ મનુષ્યોના દાઢી તથા મૂછોના વાળ પાકીને સફેદ જ થએલા હશે !' જ્યારે તેણે વારંવાર દૃષ્ટિની એકતાનતાથી એ યુવકના ઇન્દુવદનનું અવલોકન કર્યું, ત્યારે તેના મુગ્ધ મનમાં કાંઇક બીજા જ ભાવોનો ઉદ્ભવ થવા લાગ્યો. તે મનોગત કહેવા લાગી કે;—

"મનુષ્ય તો આવો હોઈ ન શકે; હા, કદાચિત્ એ કોઈ દેવ હોય તો કોણ જાણે ! કારણ કે, મારા પિતાશ્રી જ્યારે જ્યારે કોઈ પણ દેવતાની કથા સંભળાવે છે, ત્યારે તેમાં દેવોના સૌન્દર્યનું આવું જ વર્ણન આવે છે !" આવા વિચારથી તેના હૃદયમાં કાંઇક ભયનો સંચાર થવા લાગ્યો અને તેથી તે જરાક દૂર ખસીને એક વૃક્ષના થડને અઢેલીને ઉભી રહી. પરંતુ ત્યાંથી પણ એ નિદ્રિત યુવકના મુખારવિંદને તે એક ધ્યાનથી પુનઃપુનઃ નિહાળવા લાગી. ભયની પ્રબળતાથી તે એ યુવક પાસે જઈ ન શકી, તેમ જ યુવકના અપ્રતિમ સૌન્દર્યે તેને વિલક્ષણ મોહપાશમાં જકડેલી હોવાથી તે પર્ણકુટી પ્રતિ પણ પોતાનાં ચરણોને વાળી ન શકી ! આવી અવસ્થામાં લગભગ એક પ્રહર જેટલો સમય વીતી ગયો, પરંતુ ઇન્દુને સમયના ગમનનું કાંઇ પણ ભાન ન હોતું. કેટલાક સમય પછી પોતાના જીવને જરા કઠિન કરીને વૃક્ષનો આશ્રય ત્યાગી ઇન્દુ યુવકના નિકટમાં આવી. તે બે ચાર ડગલાં જ ચાલી હશે, એવામાં અચાનક નિદ્રાનો ભંગ થવાથી નિદ્રિત તરુણનાં નેત્રો ઊઘડી ગયાં અને પોતા સમક્ષ એક પરમ સુંદરી–દેવી મૂર્ત્તિ–ને ઊભેલી જોઈ તેના આશ્ચર્યનો પણ અવધિ જ થયો. તે પણ શબ્દનો ઉચ્ચાર ન કરતાં મનમાં જ વિચાર કરતો કહેવા લાગ્યો કે;—

"આવા આ ભયાનક અને ઘોર અરણ્યમાં આવી મનોમોહિની પરમ રમણીય રમણી ક્યાંથી આવી હશે ? મહાન્ મહીપતિઓનાં અંતઃપુરમાં પણ આવી

સૌન્દર્યદેવતા મળવી દુર્લભ છે! આવી તેજસ્વિની તરૂણી આવા નિર્જન વનમાં કેમ ભમતી હશે વારૂ? નહિ નહિ; કાં તો હું સ્વપ્નમાં સ્વર્ગ લોકની યાત્રા કરૂં છું અને કાં તો કોઈ દેવકન્યકા અથવા વનદેવીએ મને છળવા માટે જ આ સ્ત્રીના રૂપમાં અહીં આવવાનો પરિશ્રમ લીધો છે!"

આવા આવા અનેક પ્રકારના વિચારોના વમળમાં અટવાતો તે પણ પડયો, પડયો ઈન્દુમતીના ઈન્દુવદનને એકાગ્ર દૃષ્ટિથી જોયાં કરતો હતો. ઉભય જનોની દૃષ્ટિની એકતાનતા થતી ચાલી અને ઉભયના હૃદયમાં આશ્ચર્યભાવનાની વૃદ્ધિની ગતિ વધતી ચાલી. આવી રીતે એકાગ્ર દૃષ્ટિથી યુવકને નિરખતાં ઈન્દુમતીના મનમાં એકાએક એક અપૂર્વ ભાવનાનો ઉદય થયો અને તેથી તે એટલી બધી લજ્જિત થઈ ગઈ કે તેનાં નયનો નીચાં ઢળી ગયાં અને મુખમંડળમાં રક્તવર્ણની છટાનો આવિર્ભાવ થયો. તે ત્યાંથી પલાયન કરી જવાનો પ્રયત્ન કરવા લાગી, પણ મુગ્ધાનો એ મનોભાવ તે યુવકના જાણવામાં આવ્યાથી તે ઊઠીને તેના માર્ગમાં ઊભો રહ્યો અને વિનયથી નમ્રતાપૂર્વક પૂછવા લાગ્યો કે;–

"સુન્દરિ! તમે કોઈ દેવકન્યા છો કે વનદેવી છો? તમે ગમે તે હો, પણ કૃપા કરીને જ્યારે મને પોતાના દર્શનનો લાભ આપ્યો છે, તો હજી પણ થોડી વધારે કૃપા કરો. ભયભીત ન થાઓ અને મારી વાર્ત્તા સાંભળો! ક્ષત્રિય વીરો અબળાપર બળાત્કાર કરતા નથી, કિંતુ તેઓ સદૈવ અબળાઓના સંરક્ષણ માટે જ કટિબદ્ધ રહ્યાં કરે છે! સાંભળો, જો તમે ખરેખર વનદેવી જ હો, તો દયાભાવથી મને આ વનમાંથી બહાર નીકળવાનો માર્ગ બતાવો. હું વિપત્તિનો માર્યો ત્રણ દિવસથી આ વનમાં ભટકયાં કરૂં છું, પણ મને એમાંથી બહાર નીકળવાનો એક પણ માર્ગ મળી શકતો નથી. અને જો તમે પણ મારા જેવાં જ માનવજાતિનાં સ્ત્રીરત્ન હો, તો હું તમારો 'અતિથિ' છું; મને માત્ર આજનો દિવસ આશ્રય આપો. એથી વિશેષ હું અન્ય કાંઈ પણ ઇચ્છતો નથી!"

યુવકનું આ ભાષણ સાંભળી ઇન્દુમતી પોતાના હૃદયને પૂછવા લાગી કે:– "શું ત્યારે આ દેવ નથી? એ પણ અમારા જેવો જ એક મનુષ્ય છે? હા, કદાચિત્ હોય પણ ખરો; કારણ કે, જો એ દેવ હોત, તો આવી મીઠી મીઠી વાતો કરીને મારો અતિથિ કેમ બની જાત વારૂ? દેવોને કોઈ પણ વસ્તુની ન્યૂનતા હોતી નથી અને વનનો કોઈ પણ માર્ગ તેમનાથી અજ્ઞાત હોતો નથી. હા, ત્યારે તો એ મનુષ્ય જ હશે; પણ શું મનુષ્ય પણ આવા સુંદર હોય છે અને આવાં મિષ્ટ મધુર વાકયો બોલી શકે છે? હું જળમાં મારા પોતાના પ્રતિબિંબને નિહાળીને મોહમુગ્ધ થઈ હતી, પણ આના રૂપ અને મનોહર સૌન્દર્ય સાથે સરખાવતાં મારૂં સૌન્દર્ય તો કાંઈ ગણનામાં જ નથી!!"

થઈ ગઈ; પણ પછી માત્ર પોતાના કારણથી જ એક નિર્દોષ યુવકના પ્રાણનાશનો પ્રસંગ આવેલો જોઈને તે પોતાના પિતાનાં ચરણોમાં પડી ગઇ અને રૂદન કરીને આર્જવતાથી તે યુવકના પ્રાણની તેની પાસેથી ભિક્ષા માગવા લાગી. તેણે પ્રાર્થના કરી કેઃ–"પિતાજી! આમાં આ તરુણ પુરુષનો કશો પણ અપરાધ નથી. હું જ એને આગ્રહ કરીને અહીં લાવી છું. એટલા માટે જો આમાં કાંઈ પણ અપરાધ થયો હોય તો તેની શિક્ષા મને જ મળવી જોઈએ."

કન્યાની આવી અનુપમ પ્રાર્થના સાંભળીને વૃદ્ધ કાંઇક શાંત થયો અને પુનઃ તે યુવક પ્રતિ દૃષ્ટિપાત કરીને બોલ્યો કેઃ–"સાંભળે છે કે ? આ નિર્દોષ અને અજ્ઞાન બાળાની કરુણોત્પાદક વિનતિથી હું તને પ્રાણદાન તો આપું છું; પરંતુ તારાથી હવે આ સ્થાનનો ત્યાગ કરી શકાશે નહિ; એક બંદીવાન્ પ્રમાણે અહીં રહીને મરણપર્યન્ત તારે અમારી ગુલામી કરવી પડશે અને કોઈ વાર પણ જો પલાયનનો પ્રયત્ન કરીશ, તો તે પળે જ તારા પ્રાણને ખોઈ બેસીશ !" આમ કહીને તે વૃદ્ધે સીટી વગાડી અને તેનો ધ્વનિ સમસ્ત અરણ્યમાં પ્રસરી ગયો. તત્કાળ જોતજોતાંમાં યમદૂત જેવા દેખાતા હૃષ્ટપુષ્ટ વીશ પચીશ માણસો હાથમાં ઢાલ તલવાર સાથે તે વૃદ્ધ સન્મુખ આવીને હાથ જોડી ઉભા રહ્યા. તેમને આજ્ઞા આપતાં વૃદ્ધે કહ્યું કેઃ– "સાંભળો, વીરો! આ યુવકને આજથી મેં મારો બંદીવાન્ બનાવ્યો છે, તો એ ન્હાસી ન જાય એટલા માટે તમારે એની હિલચાલપર બરાબર ધ્યાન રાખવું. એની તલ્વાર લઈ લ્યો અને ચાલતા થાઓ !"

આજ્ઞા સાંભળતાં જ તે મનુષ્યોએ તે યુવકની તલ્વાર લઈ લીધી અને ત્યાર પછી તેઓ વૃદ્ધ સમક્ષ મસ્તક નમાવીને ત્યાંથી ચાલતા થઈ ગયા. આ નવીન દૃશ્યને જોઇને તો વળી ઇન્દુમતી ગાંડી જેવી બની ગઈ. તેણે એ જંગલમાં આજ સુધીમાં પોતાના પિતા વિના બીજા કોઈ પણ પુરુષને જોયો નહોતો, એટલે આજે આમ અચાનક એક સાથે આટલા બધા પુરુષોને જોઇને આશ્ચર્યથી તે પિતાના મુખનું અવલોકન કરવા લાગી. તેના શરીરમાં કંપનો આવિર્ભાવ થયો; પરંતુ લજ્જાથી તે કાંઈ પણ બોલી શકી નહિ.

વૃદ્ધ પુનઃ તે યુવકને સંબોધીને કહેવા લાગ્યો કેઃ–"જો હવે તું મારો બંદીવાન્ થયો છે, એટલે હવે હું જે આજ્ઞા કરૂં તે તારે માથે ચઢાવવી જ પડશે. પહેલું કામ તને એ સોંપવામાં આવે છે કે, તું આ સૂકાયલા વૃક્ષના થડને કાપીને એમાંથી જે લાકડાં નીકળે તે આ પર્ણકુટીમાં ભરી મૂકજે. ધ્યાનમાં રાખજે કે, જો મારી આજ્ઞાનો જરા જેટલો પણ ભંગ થશે, તો તેનું પરિણામ એ જ આવશે કે, તારા ધડપર વિધાતાએ જાણે માથું મૂક્યું જ નહોતું; અને પુત્રી ઇન્દુમતી ! તું પણ

ધ્યાનથી સાંભળી લે કે, જો તું પણ આ યુવક સાથે કોઈ પણ પ્રકારનો વાર્તાલાપ કરીશ, તો તારી પણ એ જ દશા થવાની." એટલું કહીને તે વૃદ્ધ પાછો પર્ણ-કુટીમાં ચાલ્યો ગયો અને પુન: શ્રીમદ્ભગવદ્ગીતાના પાઠમાં ધ્યાનથી તલ્લીન થયો!

---

## પ્રકરણ ૩ જું
## અજ્ઞેય આકર્ષણ

વૃદ્ધની આવી વિલક્ષણ અને કારણ વિનાની ક્રૂરતાના અનુભવથી આપણા એ યુવકના હૃદયમાં કેવા કેવા ભાવો અને વિચારોના તરંગો ઉદ્ભવ્યા હશે, તે વર્ણવવાને અમારી વાણી અને લખવાને લેખિની અસમર્થ છે; પરંતુ હા, એટલું તો નિ:સંશય કહી શકાય છે કે, જો એ પરમ નમ્ર સુંદરી ઇન્દુમતી એ વૃદ્ધની જ દુહિતા હોય, તો તો પાષાણમાંથી વિધાતાએ નવનીત નિપજાવ્યું હતું, એમ જ કહી શકાય. અસ્તુ.

પોતાના ભાગ્યપર આધાર રાખી તે યુવકે વૃદ્ધની આજ્ઞાનુસાર કુહાડાને હાથમાં ઉપાડીને ઝાડના થડને વાઢવાનો આરંભ કર્યો અને ઇન્દુમતી તેની પાસે ઊભી રહીને એ ઘટનાનું ચિન્તાતુર નેત્રોથી નિરીક્ષણ કરવા લાગી. થડપર કુહાડાના બે ચાર પ્રહાર કરતાં જ યુવકના સર્વાંગમાંથી સ્વેદનાં મૌક્તિકસમાન બિન્દુઓ ટપકવા લાગ્યાં અને તેનો શ્વાસ એટલો તો ઊતાવળથી ચાલવા લાગ્યો કે તે જોઇને 'જો એ હજી થોડી વાર આવી સ્થિતિમાં રહેશે, તો અવશ્ય એના જીવનનો અંત થઈ જશે!' એવી ઇન્દુના હૃદયમાં ભીતિ થવા લાગી. તેની આ દુ:ખ-દાયક દશાને દેખીને દુ:ખી થતી ઇન્દુમતી તેને માટે સ્વચ્છ અને શીતલ જળ લઈ આવી અને દયા તથા અનુકંપાયુક્ત હૃદયથી તેને સંબોધીને બોલી કે:—"જરાક વિશ્રાંતિ લ્યો. આ ફળ અને જળ હું લાવી છું તે આરોગો, જલપાન કરો અને કાંઇક શાન્ત થાઓ; પછી પાછા કામે લાગજો. મારી પ્રાર્થના માનો." યુવતિની એ પ્રાર્થનાથી યુવકના હૃદયને એક પ્રકારના વિલક્ષણ આનંદનો સ્પર્શ થયો. તે તેની પ્રેમમયી પ્રાર્થનાને સાંભળી આર્જવતાથી કહેવા લાગ્યો કે:—"હે સ્વર્ગદેવતે! અદ્ભુત સુન્દરિ? હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, તમારા શાન્તિદાયક સુખ દર્શનથી મને પરિશ્રમનું કષ્ટ જરા પણ લાગતું નથી. તમે જો આવી જ રીતે મારાં નેત્રો સમક્ષ નિરંતર ઊભાં રહો, તો હું અન્ન જળઆદિ કાંઈ પણ ન લેવા છતાં સમગ્ર સંસારના શુષ્ક શાખાઓને કાપી નાંખવાને શક્તિમાન્ થઈ શકું એમ છે! અને રમણી! તમારા પિતાની આજ્ઞાનું સ્મરણ કરો. મારા માટે વિનાકારણ તમારા પરોપકારી પ્રાણને આપત્તિમાં કેમ નાંખો છો? આપણું આ સંભાષણ

જો તેઓ સાંભળી લેશે, તો પરિણામ શું આવશે, એની તમારા મસ્તિષ્કમાં કશી પણ કલ્પના છે ખરી કે નહિ? તેમ જ જો હું આળસુ થઇને બેસી રહીશ, તો આ લાકડાં કાપશે કોણ? માટે હે સુશીલે! અને મારા ભાગ્યાનુસાર પ્રાપ્ત થયેલા પરિશ્રમમાં નિમગ્ન થવા દો!"

યુવકની આવી કરુણોત્પાદક વાણીના શ્રવણથી ઇન્દુમતીનાં લોચનમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો. હૃદયમાં એકાએક એક વિચાર આવવાથી તેણે બલાત્કારે તે યુવકના હાથમાંથી કુહાડો છીનવી લીધો અને ત્યાર પછી કહ્યું કે;–"ગમે તેમ થાય, પણ કિંચિત્ વિશ્રાંતિ તો તમારે લેવી જ જોઇએ. મારી પ્રાર્થનાને માન્ય કરીને આ ફળ આરોગો અને ત્યાંસુધી તમારા બદલે લાકડાં કાપવાનું કામ હું કરું છું!"

યુવકે તેને સમજાવવાના બહુ બહુ પ્રયત્નો કર્યા, પણ તે એકની બે ન થઈ અને પોતાના સુકુમાર તથા કોમળ કરોથી કુહાડાને ઉપાડીને થડપર આઘાત કરવા લાગી. તેના અત્યંત આગ્રહથી હારીને અંતે તે યુવકે ઉતાવળમાં જ બે ચાર ફળ ખાઈ બે ચાર ઘૂટડા પાણી પી લીધું. એટલામાં હાથમાં નગ્ન તલ્વાર લઈને વૃદ્ધ સરદાર તેની સ્હામો આવીને ઊભો રહ્યો અને ક્રોધથી તેને સંબોધીને કહેવા લાગ્યો કે;–

"કેમ નીચ! તારું આટલું બધું સાહસ અને સામર્થ્ય કે તું ખાનપાનમાં નિમગ્ન થઇને મારી સુકોમળ પુત્રી પાસેથી લાકડાં કાપવાનું કઠિન કામ લે છે? ઠીક છે; હું આ ક્ષણે જ તને યમદ્વારમાં પહોંચાડી દઉં છું!"

તે પુનઃ ઇન્દુમતીને ઉદ્દેશીને બોલ્યો કે;–"કેમ રે નિર્લજ્જ બાળા! મારી ના હોવા છતાં પણ તેં આની સાથે બોલવાનું સાહસ કર્યું ને? તારો પણ આ પળે અને આ સ્થળે જ શિરચ્છેદ થવો જોઈએ!"

વૃદ્ધનો આવો નિશ્ચય જાણી યુવક તેનાં ચરણોમાં પડીને દીનતાથી કહેવા લાગ્યો કેઃ–"મહાશય! આ સુકુમાર નિર્દોષ બાળાનો કશો પણ અપરાધ નથી, એને શિક્ષામુક્ત કરો અને જે કાંઈ પણ દંડ આપવો હોય, તે આ દાસને જ આપો–અત્યારે જ મારો શિરચ્છેદ કરી નાખો!"

ઇન્દુમતી પણ પિતાનાં ચરણમાં મસ્તક નમાવીને પ્રાર્થના કરતી કહેવા લાગી કેઃ–"ના ના, આ તરુણનો કશો પણ અપરાધ નથી. મેં બલાત્કારે એમના હાથમાંથી કુહાડો લઈ લીધો હતો. એટલા માટે મારા તીર્થસ્વરૂપ પૂજ્ય તાત! સત્ય અપરાધિની હું છું અને એ શિક્ષા મને જ આપવી ઘટે છે! એમને શિક્ષાના ભયથી મુક્ત કરો, મારા કણ્ઠપર અસિધારાને ધરો અને મારી હૃદયવેદનાને પરિહરો!"

ઉભયની આવી વિલક્ષણ પ્રાર્થના સાંભળીને થોડી વાર વૃદ્ધ સરદાર વિચારમ પડી ગયો અને પછી તે શાન્તિથી બોલ્યો કેઃ–"ઠીક છે; આજે તો હું તમો બન્નેને જવા દઉં છું; પણ હવે પછી બીજી વાર જો મારી આજ્ઞાનો ભંગ થશે, તો અવશ્ય તમારાં જીવનનો અંત આવશે!"

એટલું બોલીને પુનઃ તે વૃદ્ધ પર્ણકુટીમાં ચાલ્યો ગયો. તે દુઃખી યુગ્મ પરસ્પર મુખદર્શન કરતું નિઃસ્તબ્ધતાથી ત્યાંનું ત્યાં જ સ્થિર રહ્યું.

અંતે મૌનનો ભંગ કરીને ઇન્દુમતી બોલીઃ "ગભરાશો નહિ; હું જીવતી છું, ત્યાંસુધી તમારો એક વાળ પણ વાંકો થવાનો નથી!"

"ચતુર બાળા! તમે મારા માટે વૃથા કષ્ટ શાને સહો છો? જાઓ, પર્ણકુટીમાં પધારો." યુવકે દુઃખનો ઉદ્‌ગાર કાઢ્યો.

પરંતુ ઇન્દુમતી ત્યાંથી ખસી નહિ અને ઉદાસીન મુખમુદ્રાથી તે યુવકને એકાગ્ર ધ્યાનથી અવલોકતી ત્યાં ને ત્યાં જ ઊભી રહી. યુવક પોતાના કાષ્ઠછેદનના કાર્યમાં નિમગ્ન થયો. એટલામાં પુનઃ વૃદ્ધ બહાર નીકળી આવ્યો અને યુવકને અનુલક્ષીને કહેવા લાગ્યો કે,–"ઓ છોકરા! હવે સંધ્યાનો સમય થયો છે, માટે કામને છોડી દે; પણ કાલે સાંઝ સુધીમાં જો આ આખું થડ કાપી નહિ કાઢે, તો પછી જો જે કે તારી શી વલે થાય છે તે! અને ઇન્દુમતી! સાંભળે છે કે? આને પર્ણકુટીમાં લઈ જા અને ત્યાં ગળેલાં તથા સડેલાં ફળો છે તે ખાવાને અને ગંદું પાણી પીવાને આપ. પરંતુ સાવધાન; મુખમાંથી એક અક્ષર પણ નીકળવા ન પામે! અને છોકરા! ખબરદાર; જો તું આની સાથે જરા પણ વાતચીત કરીશ, તો પછી તારા જીવનની આશાને ત્યાગી જ દેજે!"

એમ કહીને તે વૃદ્ધ ટેકરી પરથી ગંગા તીર તરફ ઉતરવા લાગ્યો અને તેના જવા પછી ઇન્દુમતી સ્મિતહાસ્યસહિત પર્ણકુટીમાં ગઈ અને ત્યાં જઇને તેણે પિતાની આજ્ઞાને 'શેઠની શીખામણ ઝાંપા સુધી' એ કહેવત પ્રમાણે એક ખૂણામાં મૂકીને સડેલાં ફળ અને મલિન જળને બદલે સારાં સારાં મીઠાં ફળ અને સુંદર સ્વચ્છ જળ યુવકને આપ્યાં. યુવકના અત્યાગ્રહથી બન્નેએ સાથે બેસીને જ ફલાહાર કર્યો. ખાનપાનના કાર્યની સમાપ્તિ પછી વૃદ્ધના આગમનમાં અવકાશ જાણીને તે બન્ને પર્ણકુટીની બહાર ચંદ્રિકાના પ્રકાશમાં પાષાણશિલાપર બેસી પરસ્પર સુખ-દુઃખની વાર્ત્તા કરવામાં પ્રવૃત્ત થયાં.

યુવક અને ઇન્દુમતીનો પરસ્પર આટલો બધો પ્રેમભાવ કેમ અને શા કારણથી થયો હશે? પરંતુ અદ્યાપિ એમનામાં પ્રેમની ભાવનાનો પ્રત્યક્ષ પ્રકાશ દેખાયો નથી, ત્યાંસુધી તો આપણે એમ જ કહેવું જોઈએ કે, એ અજ્ઞેય આકર્ષણનું જ પરિણામ હોવું જોઇએ. કોઈએ સત્ય જ કહ્યું છે કેઃ–

"અંગે યુવતીના મધુર યૌવનમદ નવો ઉભરાય છે,
ભાવો અને ચિહ્નો મદનનાં પ્રકટ જ્યારે થાય છે;
નરનો સમાગમ તે સમય સ્ત્રીને સુખદ દેખાય છે,
નરનાર એ અજ્ઞેય આકર્ષણ થકી ખેંચાય છે!"

ચાલો, ત્યારે એ અજ્ઞેય આકર્ષણથી આકર્ષાયેલાં યુવતિયુવકને વાર્તાલાપનો પ્રસંગ આપી આપણે અન્યત્ર પ્રયાણ કરીએ.

---

## પ્રકરણ ૪ થું

### ગુપ્ત ભેદ

અર્ધ રાત્રિનો સમય થયો હતો અને નિર્જન વનપ્રદેશમાં સર્વત્ર વનપશુઓનો ભયંકર ધ્વનિ પ્રસરી રહ્યો હતો. અન્યથા ચતુર્દિશાએ શાંતિનું જ સામ્રાજ્ય જોવામાં આવતું હતું. ચાર મનુષ્યો હાથમાં તલ્વાર અને બર્છી ધારણ કરીને પર્ણકુટીની આસપાસ પહેરો ભરતા આમતેમ ફર્યા કરતા હતા અને પર્ણકુટીથી થોડાક અંતરે ટેકરીના શિખર પર દશ બાર પુરૂષો કાંઈક વાર્તાલાપમાં નિમગ્ન થએલા દેખાતા હતા. ચાલો ત્યારે આપણે પણ તેમના વાર્તાલાપને સાંભળીએ. અહા! જુઓ, પેલો ઇન્દુમતીનો વૃદ્ધ પિતા એક ચટાઇ પર બેઠો છે અને તેની સ્હામે બીજા દશબાર મનુષ્યો હાથ જોડી જમીન પર બેઠા છે, ક્ષણ બે ક્ષણ તો ત્યાં પણ શાંતિ રહી, પણ અંતે તે શાંતિને અશાંતિના રૂપમાં ફેરવી નાખીને વૃદ્ધે નીચે પ્રમાણે બોલવાનો આરંભ કર્યો;-

"મારા બાંધવો! સાંભળો; આટલા દીર્ઘકાળ પછી પણ પરમેશ્વરે આપણો મનોરથ સફળ કર્યો અને જે પ્રસંગ બનવો અશક્ય હતો તે પોતાની મેળે જ બની આવ્યો છે. એ માટે આપણે તે પરાત્પર પરમાત્માનો જેટલો આભાર માનીએ તેટલો થોડો જ છે. પરમેશ્વરે અત્યારે કૃપા કરી ન હોત; તો અનાથ બિચારી ઇન્દુમતીનું ભવિષ્ય કોણ જાણે કેવું થાત! સાંભળો, જે યુવકના સંરક્ષણ માટે આજે તૃતીય પ્રહરે મેં તમને જે સૂચના આપી હતી, તે અન્ય કોઈ નહિ, પણ અજયગઢનો રાજકુમાર છે, અથવા એમ જ માનો કે હવે તે રાજા પોતે જ છે. એનું નામ ચંદ્રશેખર, એના પિતા રાજશેખરને બેઈમાન કાફિર ઈબ્રાહીમ લોદીએ દિલ્લીમાં બોલાવીને વિશ્વાસઘાતથી મારી નાંખ્યો, ત્યારથી એ તરૂણ યુવરાજ પોતાના પિતાના વધનો બદલો લેવાના પ્રયત્નમાં લાગ્યો હતો. હમણાં થોડા દિવસ પર બાબર સાથે ઇબ્રાહીમ લોદીનો જે રણસંગ્રામ થયો હતો, તે સમયે વેશ બદલીને ઈબ્રાહીમની સેનામાં પ્રવેશ કરી, ચંદ્રશેખરે ઈબ્રાહીમને જહન્નમમાં

પહોંચાડી દીધો છે. આ ભેદ ઈબ્રાહીમના સિપાહસાલારના જાણવામાં આવવાથી તેણે ચંદ્રશેખરનો પીછો પકડયો હતો. ચંદ્રશેખર ત્યાંથી નાઠો અને કેટલાક દિવસ પછી તેની સાથેના દ્વંદ્વયુદ્ધમાં તેને પણ ચમત્કાર દેખાડીને તથા પોતાના અશ્વને ખોઇને તેણે પુનઃ પલાયન કર્યું. પણ માર્ગથી અજ્ઞાન હોવાથી ભૂલમાં તે પોતાના રાજ્યમાં જવાને બદલે અહીં નીકળી આવ્યો અને ગઈ કાલે અચાનક મારી કન્યાનો અતિથિ થયો.* આજે પાણી પીતાં પીતાં આ સર્વ વૃત્તાંત તેણે પોતાના મુખથી ઇન્દુમતીને કહી સંભળાવ્યો હતો અને ઝાડની આડમાં ઉભો રહીને હું પણ તે સર્વ સાંભળતો હતો. એ બન્ને એકબીજાને પ્રાણસમાન પ્રેમ-ભાવથી જોવા લાગ્યાં છે. આવા અચાનક આવેલા આનંદમય પ્રસંગને નિહાળી એમ નહિ તો બીજું શું કહી શકાય કે, પરમાત્માએ જ ઇન્દુમતી માટે આવો યોગ્ય વર મોકલી આપ્યો છે અને સાથે તે દયાધન જગદાધારે મારી ભીષણ પ્રતિજ્ઞા પણ પૂર્ણ કરી છે!"

વીરવૃદ્ધના મુખથી આ વૃત્તાંત સાંભળતાં જ સર્વ શૂરવીરોએ જયધ્વનિથી પોતાના હર્ષને વ્યકત કર્યો અને ત્યાર પછી વૃદ્ધ પુનઃ બોલવા લાગ્યો કે;—

"આપણી ઇન્દુનું વય હવે સોળ સત્તર વર્ષનું થવા આવ્યું છે, એટલે એને હવે વધારે દિવસ કુમારિકાવસ્થામાં રાખવી, એ કોઈ પણ રીતે યોગ્ય તો નથી જ. વળી મારી પ્રતિજ્ઞા પણ પૂરી થઈ છે અને ઇન્દુમતીને સર્વ પ્રકારે યોગ્ય સુપાત્ર વર પણ ઘેર બેઠાં આવી લાગ્યો છે, એટલે એવા સુયોગને હાથમાંથી વ્યર્થ જવા દેવો ન જોઈએ. ચંદ્રશેખરે ઇન્દુને પ્રેમથી વચન આપીને કહેલું છે કે;— "પ્રાણપ્રિયે! હું તમને પ્રાણ કરતાં પણ અધિક ગણીશ અને મરણ પર્યન્ત અન્ય સ્ત્રી સાથે લગ્નસંબંધ નહિ કરૂં—અર્થાત્ તમને સોકયનું સાલ નડશે નહિ!"

* ઇબ્રાહીમ લોદી તે સિકંદર લોદીનો પુત્ર હતો. તે હિજરી ૮૫૯ ના જિકાદની ૫ મી તારીખે જન્મ્યો હતો અને ૫૯ વર્ષની અવસ્થામાં હિજરી ૯૧૫ ના જિકાદની ૨૧ મી તારીખે દિલ્લીના તખ્તપર બેઠો હતો. એના સિક્કાપર એક બાજૂએ કલમા અને બીજી બાજૂએ તેના નામના અક્ષરો કોતરેલા હતા. તે હિજરી સન ૯૩૨ રજબની ૭ મી તારીખે (ઈ. સ. ૧૨૫૯) પાણીપતની રણભૂમિમાં બાબર સાથેની ખુંખાર લડાઈમાં માર્યો ગયો અને તેની લાશને ત્યારપછી પાણી-પતના મેદાનમાં જ દાટવામાં આવી હતી. અત્યારે પણ ત્યાં તેની કબર કાયમ છે અને અનેક પ્રવાસીઓ તે જોવા માટે જાય છે. તે ચંદ્રશેખરના હાથે માર્યો ગયો કે કેમ, એ વિષે ઇતિહાસમાં કશો ઉલ્લેખ નથી, પરંતુ ભાટચારણોની કથામાં આ વિષય વર્ણવાયલો છે અને તે યથાર્થ સ્વરૂપમાં પ્રસ્તુત કથાનકમાં આપ્યો છે.

ભાઈઓ! હવે વિચાર કરો કે, આના કરતાં એક અબળા માટે વિશેષ સુખદાયક બીજો શો પ્રસંગ હોઈ શકે? મેં ચંદ્રશેખરને જોતાં જ જે આટલો બધો ક્રોધ દર્શાવ્યો હતો, તેનો આશય એ જ હતો કે, જો બંનેનાં હૃદયોમાં સત્ય પ્રેમના અંકુરો રોપાશે, તો પછી હું બંનેનો લગ્નસંબંધ કરી આપીશ; અને જો તેમ ન થયું, તો એ યુવક પોતે જ ભયના કારણથી ભાગી જશે અને આપણી પીડા ટળી જશે. પરંતુ પરમેશ્વરે ઇન્દુના ભાગ્યને ચમકાવવાનો નિશ્ચય કરેલો હોવાથી પરિણામ સારૂં જ આવ્યું. હું આવતી કાલે જ બન્નેને વિવાહવિધિના ગ્રંથિથી બાંધીને હિમાલયમાં ચાલ્યો જઇશ અને તમો સર્વ વરકન્યાને તેમના ઘર સુધી પહોંચાડી પછી પોતપોતાના સ્થાને ચાલ્યા જજો. બાર વર્ષ પર્યન્ત તમોએ તન, મન અને ધનથી મારી જે સેવાઓ બજાવી છે અને તાબેદારી કરી છે, તે તમારૂં ઋણ સદાને માટે મારા શિરપર કાયમ રહેશે અને એનો યોગ્ય બદલો તમને તે પરાત્પર જગદીશ્વર આપશે!"

એટલું કહીને તે વૃદ્ધ ઉઠીને ઉભો થયો અને તે સાથે તેના અનુચરો પણ ઉઠયા. વૃદ્ધ પોતાની પર્ણકુટી પ્રતિ વળ્યો અને અનુચરો ટેકરીની નીચે ઉતરી ગયા. એ વેળાયે વૃદ્ધના મનઃસાગરમાં અનેક પ્રકારના વિચારતરંગો ઉદ્ભવતા હતા અને પાછા શમાઈ જતા હતા. ઇન્દુના ભાવિ સુખની કલ્પનાએ અત્યારે તેના હૃદયને સંપૂર્ણ વ્યાપ્ત કરેલું હોવાથી પોતાની ભૂતકાલીન સર્વ વિડંબનાઓ અને પીડાઓને તે હાલ થોડા વખતને માટે સર્વથા ભૂલી ગયો હતો. વાત્સલ્યનો મહિમા એવો જ અલૌકિક હોય છે!

## પ્રકરણ ૫ સું

## પ્રણયપરીક્ષા

અહા! પ્રેમ, તું ધન્ય છે! તારો પ્રભાવ પ્રબલ છે, તારી કળા અકળ છે. જે સુજ્ઞ બાળા ઇન્દુમતી આજ સુધી પોતાના વૃદ્ધ પિતાની પરમેશ્વર પ્રમાણે સેવા કરતી અને પિતાની આજ્ઞાનો કોઈ દિવસ સ્વપ્નમાં પણ ભંગ કરતી ન હોતી; તે જ ઇન્દુમતીના હૃદયમાં આજે પ્રણયની સત્તાનો પ્રભાવ પડતાં તે આજે તેના પિતાની આજ્ઞાથી સર્વથા વિરુદ્ધ વર્ત્તનમાં પ્રવૃત્ત થએલી હતી. વૃદ્ધે આવીને જોયું તો તે યુવક અને ઇન્દુ પર્ણકુટીની પાછળ ચંદ્રિકાના પ્રકાશમાં બેઠાં હતાં અને આનંદવર્ધક વાર્ત્તાલાપ કરી રહ્યાં હતાં. એ દૃશ્યને અવલોકી વૃદ્ધ પ્રસન્ન થયો અને કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના પર્ણકુટીમાં જઈને સૂઈ રહ્યો. પરંતુ આપણાં એ ઉભય પ્રેમીજનોએ તો પરસ્પર પ્રેમસંભાષણમાં જ નિશાનો સમય વીતાડી

દીધો. પ્રભાત થતાં જ તે યુવક પુનઃ કુઠાર લઈને કાષ્ઠછેદનના કાર્યમાં લાગી ગયો અને ઇન્દુ પોતાનાં અન્ય સર્વ કાર્યોને ત્યાગીને ત્યાં ઉભી રહી તેના મુખ-નિરીક્ષણમાં તલ્લીન થઈ ગઈ. અલ્પ સમયમાં જ તરૂણના સમસ્ત શરીરમાંથી પ્રસ્વેદનો પ્રવાહ વહેવા માંડયો અને તેનું મુખમંડળ રક્તવર્ણ થઈ ગયું. એ ક્ષણે તે વૃદ્ધ આવી પહોંચ્યો અને સિંહસમાન ભીષણ ગર્જના કરીને કહેવા લાગ્યો કે;–

"ઓ નાદાન છોકરા! આ થડને પછી વાઢજે; અત્યારે જેટલાં લાકડાં થયાં હોય તે સઘળાંને એકઠાં કરીને આ ઝૂંપડીની પાછળ તેમનો ઢગલો કરી દે." આટલું કહીને તે વૃદ્ધ ચાલ્યો ગયો.

આપણો એ તરૂણ કાષ્ઠોને ઉપાડીને તેમનો પર્ણકુટીની પાછળ ઢગલો કરવાના કામમાં રોકાયો. પોતાના પ્રેમભોક્તાના એ પરિશ્રમને જોઈને ઇન્દુમતીના મનમાં અનુકંપા થવાથી તે સહા પ્રેમપૂર્વક તેને એ કાર્યથી અટકાવીને કહેવા લાગી, "પ્રિયતમ! જરા થોભો–બસ કરો. બાકીનાં લાકડાં ઉપાડીને હું રાખી આવું છું. હાય! તમારા આ અસહ્ય પરિશ્રમને જોઈને મારી છાતી ફાટી જાય છે! વ્હાલા! ક્યાં આપ રાજકુમાર! અને ક્યાં આ કાષ્ઠછેદનનો પ્રસંગ! આપ વિશ્રાંતિ લ્યો અને આ વનવાસિનીને પરિશ્રમ કરવા દો!"

"પ્રિયે! સાવધ, સાવધાન; ભૂલે ચૂકે પણ એમ કરશો નહિ. તમારા પિતાના કોપનું સ્મરણ કરો. કદાચિત્ તે તમને લાકડાં ઉપાડતાં અથવા તો આપણ બન્નેને વાતચીત કરતાં જોશે, તો આપણો આ ક્ષણેજ સર્વનાશ થઈ જશે." યુવકે મંદ હાસ્યયુકત પરંતુ ભયદર્શક મુદ્રાથી કહ્યું.

એ વચન સાંભળતાં જ ઇન્દુનાં નેત્રોમાંથી નીરની ધારા વહી નીકળી; તે બોલી;–"પ્રિયતમ! મારા પિતાનો સ્વભાવ તો પ્રથમ બહુ સારો હતો, પણ તે તમારા આવ્યા પછી એકદમ આટલો બધો કેમ બદલાઈ ગયો, એ હું સમજી શકતી નથી. આગળ તેઓ આવા હતા જ નહિ; આવા ક્રૂર તો તેઓ હમણાં જ થયા છે. આ પૂર્વે કોઈ દિવસ પણ મેં તેમને કોપ કરતાં જોયા નહોતા. અસ્તુ: તે જાણે ને તેમનો સ્વભાવ જાણે; તમે તમારે વિશ્રાંતિ લ્યો અને ત્યાં સુધી લાકડાં ઉપાડીને હું રાખી દઉં છું!"

યુવકે કહ્યું કે;–"પ્રિયે! ત્યારે શું હું રાક્ષસ છું કે તમારા જેવી એક કોમળાંગી કામિનીને કાષ્ઠ ઉપાડવાનું કાર્ય સોંપું અને પોતે વિશ્રાંતિ લેવાને બેસું? ચાલો, ખસી જાઓ; કારણ કે, મારાથી આવી નિર્દયતા કોઈ કાળે પણ થવાની નથી. ખરૂં માનજો કે, તમે તેટલું કષ્ટ છતાં પણ જો તમે મારી દૃષ્ટિ સમક્ષ રહો છો, તો તે કષ્ટમાં પણ મને અપૂર્વ આનંદનો અનુભવ થયા કરે છે!"

"અને પોતાના પરિશ્રમમાં ભાગ લેવા દેવાથી જો આપનામાં રાક્ષસત્વ આવી જવાનો સંભવ હોય, તો મારા દેખતાં આપ કષ્ટ વેઠો છો તે હું જો શાંત હૃદયથી જોયાં કરૂં, તો શું હું રાક્ષસી ન કહેવાઉં કે ? માટે આવી ખોટી દલીલોને જવા દ્યો અને આ દાસીને તમારા પરિશ્રમમાં ભાગ લેવા દ્યો !" ઇન્દુમતીએ સબળ વાદ કર્યો.

યુવક મહા ગંભીર વિચારમાં પડી ગયો; પોતાની ઉત્તર આપવાની શકિતનો લોપ થવાથી એક પણ શબ્દનો ઉચ્ચાર ન કરતાં તે મૌનનું અવલંબન કરીને નિઃસ્તબ્ધ થઈ ઊભો રહ્યો. અહા ! પ્રણયની કેવી અલૌકિક અનુકંપા !

પાછળ લતામંડપમાં ઉભેલા વૃદ્ધે તેમનો એ સંવાદ આદિથી અંત પર્યન્ત સાંભળ્યો અને તે સાંભળીને તેના મનમાં અતિશય સંતોષ થયો. છતાં પણ અંતિમ પરીક્ષા લેવાના ઉદ્દેશથી હાથમાં નાગી તલ્વાર લઈને તે સ્હામો આવી ગર્જના કરતો કહેવા લાગ્યો કે;–"ઇન્દુમતી ! કાલથી આજ સુધીમાં તું મારી સર્વ આજ્ઞાઓથી ઉલટું જ વર્ત્તન કરતી આવી છે. ફળ અને જળની વાત યાદ કર; અને વળી પાછી અત્યારે પણ તું એની સાથે વાર્ત્તાલાપ કરતી ઉભી છે ! પણ હવે જો કે એ આજ્ઞાભંગનું શું પરિણામ થાય છે તે ! હું આ ક્ષણે જ તને યમાલયનો માર્ગ બતાવું છું !"

આમ કહીને જેવી તેણે ઇન્દુમતીપર તલવાર ઉગામી, તેવો જ તે યુવક તેના પગોમાં પડી કરગરતો કહેવા લાગ્યો કે;–"આપ કૃપા કરી મને મારી નાંખીને પોતાના કોપની જ્વાળાને શાંત કરો. આ સર્વ દોષ મારો જ છે; અને તેથી હું જ એ પ્રાણદંડનો અધિકારી છું ! આ બિચારી અનાથ અબળા સર્વથા નિરપરાધિની છે. મારૂં મસ્તક આપનાં ચરણોમાં પડેલું છે, તે આનંદથી કાપો; પણ મારાં નેત્રો સમક્ષ એક નિર્દોષ નવયૌવના નારીના પ્રાણની હાનિ ન કરો !"

એ વચન સાંભળી વૃદ્ધ યુવકના શરીરપર જેવો પોતાની તલ્વારનો વાર કરવાને તૈયાર થયો કે તરત જ તેને અટકાવીને ઇન્દુમતી એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે રડતી રડતી કહેવા લાગી કે;–"પિતાજી ! જો આપનો નરબલિ લેવાનો જ વિચાર હોય, તો પ્રથમ મને મારી નાંખો અને પછી ભલે આ તરુણ અતિથિના રક્તનો સ્વાદ ચાખો ! !"

ઇન્દુમતીનાં એ હૃદયદ્રાવક વચનો સાંભળતાં જ વૃદ્ધે પોતાની તલ્વારને બળપૂર્વક દૂર ફેંકી દીધી અને ઇન્દુમતી તથા ચન્દ્રશેખરને ઊઠાડીને અત્યંત પ્રેમના ઉમળકાથી પોતાની છાતી સાથે ચાંપ્યાં–તેમને પોતાના હર્ષનાં અશ્રુથી સ્નાન કરાવ્યું. પ્રણય અને વાત્સલ્યનું અલૌકિક અને અનનુભૂત મીલન થએલું જોવામાં

દીધો. પ્રભાત થતાં જ તે યુવક પુનઃ કુઠાર લઇને કાષ્ઠછેદનના કાર્યમાં લાગી ગયો અને ઇન્દુ પોતાનાં અન્ય સર્વ કાર્યોને ત્યાગીને ત્યાં ઉભી રહી તેના મુખ-નિરીક્ષણમાં તલ્લીન થઈ ગઈ. અલ્પ સમયમાં જ તરૂણના સમસ્ત શરીરમાંથી પ્રસ્વેદનો પ્રવાહ વહેવા માંડયો અને તેનું મુખમંડળ રક્તવર્ણ થઈ ગયું. એ ક્ષણે તે વૃદ્ધ આવી પહોંચ્યો અને સિંહસમાન ભીષણ ગર્જના કરીને કહેવા લાગ્યો કે;–

"એ નાદાન છોકરા ! આ થડને પછી વાઢજે; અત્યારે જેટલાં લાકડાં થયાં હોય તે સઘળાંને એકઠાં કરીને આ ઝૂંપડીની પાછળ તેમનો ઢગલો કરી દે." આટલું કહીને તે વૃદ્ધ ચાલ્યો ગયો.

આપણો એ તરૂણ કાષ્ઠોને ઉપાડીને તેમનો પર્ણકુટીની પાછળ ઢગલો કરવાના કામમાં રોકાયો. પોતાના પ્રેમભોક્તાના એ પરિશ્રમને જોઈને ઇન્દુમતીના મનમાં અનુકંપા થવાથી તે મહા પ્રેમપૂર્વક તેને એ કાર્યથી અટકાવીને કહેવા લાગી, "પ્રિયતમ ! જરા થોભો–બસ કરો. બાકીનાં લાકડાં ઉપાડીને હું રાખી આવું છું. હાય ! તમારા આ અસહ્ય પરિશ્રમને જોઈને મારી છાતી ફાટી જાય છે ! વ્હાલા ! ક્યાં આપ રાજકુમાર ! અને ક્યાં આ કાષ્ઠછેદનનો પ્રસંગ ! આપ વિશ્રાંતિ લ્યો અને આ વનવાસિનીને પરિશ્રમ કરવા દો ! "

" પ્રિયે ! સાવધ, સાવધાન; ભૂલે ચૂકે પણ એમ કરશો નહિ. તમારા પિતાના કોપનું સ્મરણ કરો. કદાચિત્ તે તમને લાકડાં ઉપાડતાં અથવા તો આપણ બન્નેને વાતચીત કરતાં જોશે, તો આપણો આ ક્ષણેજ સર્વનાશ થઈ જશે." યુવકે મંદ હાસ્યયુકત પરંતુ ભયદર્શક મુદ્રાથી કહ્યું.

એ વચન સાંભળતાં જ ઇન્દુનાં નેત્રોમાંથી નીરની ધારા વહી નીકળી; તે બોલી;–" પ્રિયતમ ! મારા પિતાનો સ્વભાવ તો પ્રથમ બહુ સારો હતો, પણ તે તમારા આવ્યા પછી એકદમ આટલો બધો કેમ બદલાઈ ગયો, એ હું સમજી શકતી નથી. આગળ તેઓ આવા હતા જ નહિ; આવા ક્રૂર તો તેઓ હમણાં જ થયા છે. આ પૂર્વે કોઈ દિવસ પણ મેં તેમને કોપ કરતાં જોયા નહોતા. અસ્તુ: તે જાણે ને તેમનો સ્વભાવ જાણે; તમે તમારે વિશ્રાંતિ લ્યો અને ત્યાં સુધી લાકડાં ઉપાડીને હું રાખી દઉં છું ! "

યુવકે કહ્યું કે;–"પ્રિયે ! ત્યારે શું હું રાક્ષસ છું કે તમારા જેવી એક કોમળાંગી કામિનીને કાષ્ઠ ઉપાડવાનું કાર્ય સોંપું અને પોતે વિશ્રાંતિ લેવાને બેસું ? ચાલો, ખસી જાઓ; કારણ કે, મારાથી આવી નિર્દયતા કોઈ કાળે પણ થવાની નથી. ખરૂં માનજો કે, તમે તેટલું કષ્ટ છતાં પણ જો તમે મારી દૃષ્ટિ સમક્ષ રહો છો, તો તે કષ્ટમાં પણ મને અપૂર્વ આનંદનો અનુભવ થયા કરે છે ! "

"મને પોતાના પરિશ્રમમાં ભાગ લેવા દેવાથી જો આપનામાં રાક્ષસત્વ આવી જવાનો સંભવ હોય, તો મારા દેખતાં આપ કષ્ટ વેઠો છો તે હું જો શાંત હૃદયથી જોયાં કરૂં, તો શું હું રાક્ષસી ન કહેવાઉં કે ? માટે આવી ખોટી દલીલોને જવા દો અને આ દાસીને તમારા પરિશ્રમમાં ભાગ લેવા દો !" ઇન્દુમતીએ સબળ વાદ કર્યો.

યુવક મહા ગંભીર વિચારમાં પડી ગયો; પોતાની ઉત્તર આપવાની શક્તિનો લોપ થવાથી એક પણ શબ્દનો ઉચ્ચાર ન કરતાં તે મૌનનું અવલંબન કરીને નિઃસ્તબ્ધ થઈ ઊભો રહ્યો. અહા ! પ્રણયની કેવી અલૌકિક અનુકંપા !

પાછળ લતામંડપમાં ઉભેલા વૃદ્ધે તેમનો એ સંવાદ આદિથી અંત પર્યન્ત સાંભળ્યો અને તે સાંભળીને તેના મનમાં અતિશય સંતોષ થયો. છતાં પણ અંતિમ પરીક્ષા લેવાના ઉદ્દેશથી હાથમાં નાગી તલવાર લઈને તે સ્હામો આવી ગર્જના કરતો કહેવા લાગ્યો કે;–"ઇન્દુમતી ! કાલથી આજ સુધીમાં તું મારી સર્વ આજ્ઞાઓથી ઉલટું જ વર્ત્તન કરતી આવી છે. ફળ અને જળની વાત યાદ કર; અને વળી પાછી અત્યારે પણ તું એની સાથે વાર્ત્તાલાપ કરતી ઉભી છે ! પણ હવે જો કે એ આજ્ઞાભંગનું શું પરિણામ થાય છે તે ! હું આ ક્ષણે જ તને યમાલયનો માર્ગ બતાવું છું !"

આમ કહીને જેવી તેણે ઇન્દુમતીપર તલવાર ઉગામી, તેવો જ તે યુવક તેના પગોમાં પડી કરગરતો કહેવા લાગ્યો કે;–"આપ કૃપા કરી મને મારી નાંખીને પોતાના કોપની જ્વાળાને શાંત કરો. આ સર્વ દોષ મારો જ છે; અને તેથી હું જ એ પ્રાણદંડનો અધિકારી છું ! આ બિચારી અનાથ અબળા સર્વથા નિરપરાધિની છે. મારૂં મસ્તક આપનાં ચરણોમાં પડેલું છે, તે આનંદથી કાપો; પણ મારાં નેત્રો સમક્ષ એક નિર્દોષ નવયૌવના નારીના પ્રાણની હાનિ ન કરો !"

એ વચન સાંભળી વૃદ્ધ યુવકના શરીરપર જેવો પોતાની તલ્વારનો વાર કરવાને તૈયાર થયો કે તરત જ તેને અટકાવીને ઇન્દુમતી એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે રડતી રડતી કહેવા લાગી કે;–"પિતાજી ! જો આપનો નરબલિ લેવાનો જ વિચાર હોય, તો પ્રથમ મને મારી નાંખો અને પછી ભલે આ તરૂણ અતિથિના રક્તનો સ્વાદ ચાખો !!"

ઇન્દુમતીનાં એ હૃદયદ્રાવક વચનો સાંભળતાં જ વૃદ્ધે પોતાની તલ્વારને બળપૂર્વક દૂર ફેંકી દીધી અને ઇન્દુમતી તથા ચન્દ્રશેખરને ઉઠાડીને અત્યંત પ્રેમના ઉમળકાથી પોતાની છાતી સાથે ચાંપ્યાં–તેમને પોતાના હર્ષનાં અશ્રુથી સ્નાન કરાવ્યું. પ્રણય અને વાત્સલ્યનું અલૌકિક અને અનનુભૂત મીલન થયેલું જોવામાં

આવ્યું. એ સ્થળે એ વેળાયે જો કોઇ કુશળ ચિત્રકાર ઉપસ્થિત હોત, તો તેને આ પ્રણયવાત્સલ્ય મીલનનો પોતાના કળાકૌશલ્યને વ્યક્ત કરવા માટે એક અત્યંત ઉત્તમ વિષય મળ્યો હોત. અસ્તુ !

---

## પ્રકરણ ૬ ઠું

### પ્રણયપીયૂષ–લગ્ન !

થોડોક સમય એવી રીતે પ્રેમાલિંગનમાં જ વીતી ગયો. ત્યાર પછી આશ્વાસન આપી તે પ્રેમી યુગ્મને પોતાની સ્હામે બેસાડીને તે વૃદ્ધ પોતાના મનોભેદને ખોલતો કહેવા લાગ્યો કે;–

"પુત્રી ઇન્દુમતી ! ધૈર્ય ધર; અને વત્સ ચન્દ્રશેખર ! તું પણ ખેદને દૂર કર. મેં જે આટલો બધો ક્રોધનો ભાવ દર્શાવ્યો હતો, તે માત્ર તમો બન્નેના પરસ્પર પ્રેમની પૂરી પરીક્ષા કરવા માટે જ ! જો તમારો પરસ્પર પ્રેમ સત્ય અને ન હોત, તો એક બીજા માટે પોતાના પ્રાણની પરવા ન કરતાં તમો મારી ક્ષમા શા કારણે માગત વારૂ ? અને સાંભળો; મેં છુપાઈને તમારી બધી વાતો સાંભળી છે. ચન્દ્રશેખર ! તમારાથી મોટો અને યોગ્ય એવો બીજો કયો રાજકુમાર છે કે જે ઇન્દુમતીના પાણિગ્રહણની યોગ્યતા ધરાવતો હોય ? દેવગઢ અમારા પૂર્વજોની રાજધાની હતી. જ્યારે મારી ઇન્દુમતી માત્ર ચાર વર્ષના વયની હતી, તે સમયે પાપી, પિશાચ અને નરાધમ ઇબ્રાહીમ લોદીએ મારા નગરને ઘેરો ઘાલી મને એમ કહેવડાવ્યું કે, 'યા તો તમારી સ્ત્રી–ઇન્દુની માતા–ને અમારી પાસે મોકલી આપો, અને નહિ તો લડાઈ કરો.' આ સંદેશો સાંભળીને મારી આંખોમાં ખૂન ભરાઈ આવ્યું અને તેના દૂતને મેં અપમાન સાથે હડધૂત કરીને કાઢી મૂકયો. પછી શું પૂછવું ? સમસ્ત નગર યવન અને વનપશુઓના હાથે સ્મશાન વત્ થઈ ગયું. મારી પત્નીએ આત્મહત્યાના આશ્રયથી મુક્તિ મેળવી અને હું તો યવનકુલકલંક પાસેથી એ વૈરનો બદલો–કીનો–લેવાના હેતુથી આ ચતુર્વર્ષીયા બાલિકાને લઇને આ નિર્જન અરણ્યમાં આવી વસ્યો ! મારા નિમકહલાલ સરદારોમાંના પચાસ સરદારોએ સર્વસ્વ ત્યાગીને મારી સાથે જ અહીં નિવાસ કર્યો અને તેઓ આજ સુધી પણ મારી સાથે જ છે ! એમનામાંના જ કેટલાક પુરુષોને તમે ગઈ કાલે જોયા હતા. પુત્ર ચન્દ્રશેખર ! આ અરણ્યમાં વસતાં આજે મને બાર વર્ષ થવા આવ્યાં છે, છતાં પણ મેં એવી તો સાવધતાથી આ બાળાનું લાલન પાલન કર્યું છે અને એને એવું તો યોગ્ય તથા શ્રેષ્ઠ શિક્ષણ આપ્યું છે કે તેના પરિણામનો અનુભવ એની સુશીલતાથી ભવિષ્યમાં આપને પોતાની મેળે જ

થતો જશે, એટલે અત્યારે એના અધિક વિવેચનની આવશ્યકતા નથી. વળી મેં એને અત્યાર સુધી એવા તો સખ્ત બંદોબસ્તમાં રાખેલી છે કે, ગઈ કાલના પ્રસંગને બાદ કરીએ તો આજ સુધીમાં એણે બીજા કોઈ પણ મનુષ્યનું મુખ સાત્ર પણ જોયું નથી. મેં રાજસ્થાનના સર્વ રાજાઓ પાસેથી સહાયતા માગી અને કહેવડાવ્યું કે, 'જે કોઈ પણ દુષ્ટ ઇબ્રાહીમનું માથું વાઢી લાવશે, તેની સાથે હું મારી પુત્રીનો લગ્નસંબંધ કરી આપીશ;' પણ હાય! કોઈએ પણ મારી માગણીને ધ્યાનમાં લીધી નહિ અને ઉલટા મને ગાંડો ધારીને તે બધા મારી મશ્કરી કરવા લાગ્યા! અંતે મેં નિરાશા અને ખેદાતિશયથી એવી પ્રતિજ્ઞા કરી કે, 'જે કોઈ પણ ઇબ્રાહીમને મારશે, તેજ ક્ષત્રિય વીર મારી પુત્રીનો પતિ થશે! નહિ તો મારી પુત્રી આજન્મ કુમારિકા જ રહેશે! પરમેશ્વરે તમારા હૃદયમાં વસીને મારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરી છે અને ઇન્દુમતી તમારી થઈ ચૂકી છે—આજે હું એક મોટા ભારને મસ્તકપરથી ઉતારીને કર્ત્તવ્યમુક્ત થયો છું,' એમ મારું માનવું છે!"

એટલું કહીને તે વૃદ્ધે સીટી વગાડી અને તે ક્ષણે જ જોતજોતામાં પચાસ નવજવાન ઘોડેસ્વારો ત્યાં આવી હાજર થયા. તેમની સાથે એક સજવેલો ખાલી ઘોડો ચંદ્રશેખર માટે અને એક સુંદર પાલખી ઇન્દુમતી માટે હોય, એમ જોવામાં આવતું હતું. એ પળે જ તે વૃદ્ધે ઇન્દુમતી અને ચંદ્રશેખરને લગ્નબંધનથી બાંધીને તે વીરોની સાથે તેમને વિદાય કરી દીધાં અને ત્યાર પછી તે પોતે હિમાલયની દિશામાં પ્રયાણ કરી ગયો, સંસારના વ્યવહારથી વિરક્ત થયો.

અહા! જે ઇન્દુમતી આટલા કાળ પર્યન્ત વનવિહંગિની હતી, તે જ આજે ગૃહપિંજરમાં બદ્ધ થવાને નગર તરફ ચાલી. પરમેશ્વરના અગાધ મહિમાનો પાર કોણ પામી શકે એમ છે વારુ? પરંતુ વનવિહંગિનીને ગૃહપિંજરમાં પણ સ્વર્ગીય આનંદની છટા દેખાવા લાગી, એ શાનું પરિણામ વારુ? કેવળ પ્રણયપીયૂષનું!



આવ્યું. એ સ્થળે એ વેળાયે જો કોઇ કુશળ ચિત્રકાર ઉપસ્થિત હોત, તો તેને આ પ્રણયવાત્સલ્ય મીલનનો પોતાના કળાકૌશલ્યને વ્યક્ત કરવા માટે એક અત્યંત ઉત્તમ વિષય મળ્યો હોત. અસ્તુ !

---

## પ્રકરણ ૬ ઠું

## પ્રણયપીયૂષ-લગ્ન !

થોડોક સમય એવી રીતે પ્રેમાલિંગનમાં જ વીતી ગયો. ત્યાર પછી આશ્વાસન આપી તે પ્રેમી યુગ્મને પોતાની સ્હામે બેસાડીને તે વૃદ્ધ પોતાના મનોભેદને ખોલતો કહેવા લાગ્યો કે;—

“ પુત્રી ઇન્દુમતી ! ધૈર્ય ધર; અને વત્સ ચન્દ્રશેખર ! તું પણ ખેદને દૂર કર. મેં જે આટલો બધો ક્રોધનો ભાવ દર્શાવ્યો હતો, તે માત્ર તમો બન્નેના પરસ્પર પ્રેમની પૂરી પરીક્ષા કરવા માટે જ ! જો તમારો પરસ્પર પ્રેમ સત્ય અને દૃઢ ન હોત, તો એક બીજા માટે પોતાના પ્રાણની પરવા ન કરતાં તમો મારી ક્ષમા શા કારણે માગત વારૂ ? અને સાંભળો; મેં છુપાઈને તમારી બધી વાતો સાંભળી છે. ચન્દ્રશેખર ! તમારાથી મોટો અને યોગ્ય એવો બીજો કયો રાજકુમાર છે કે જે ઇન્દુમતીના પાણિગ્રહણની યોગ્યતા ધરાવતો હોય ? દેવગઢ અમારા પૂર્વજોની રાજધાની હતી. જ્યારે મારી ઇન્દુમતી માત્ર ચાર વર્ષના વયની હતી, તે સમયે પાપી, પિશાચ અને નરાધમ ઇબ્રાહીમ લોદીએ મારા નગરને ઘેરો ઘાલી મને એમ કહેવડાવ્યું કે, ‘ યા તો તમારી સ્ત્રી-ઇન્દુની માતા-ને અમારી પાસે મોકલી આપો, અને નહિ તો લડાઈ કરો.’ આ સંદેશો સાંભળીને મારી આંખોમાં ખૂન ભરાઈ આવ્યું અને તેના દૂતને મેં અપમાન સાથે હડધૂત કરીને કાઢી મૂકયો. પછી શું પૂછવું ? સમસ્ત નગર યવન અને વનપશુઓના હાથે સ્મશાન વત્ થઈ ગયું. મારી પત્નીએ આત્મહત્યાના આશ્રયથી મુક્તિ મેળવી અને હું તો યવનકુલકલંક પાસેથી એ વૈરનો બદલો-કીનો-લેવાના હેતુથી આ ચતુર્વર્ષીયા બાલિકાને લઇને આ નિર્જન અરણ્યમાં આવી વસ્યો ! મારા નિમકહલાલ સરદારોમાંના પચાસ સરદારોએ સર્વસ્વ ત્યાગીને મારી સાથે જ અહીં નિવાસ કર્યો અને તેઓ આજ સુધી પણ મારી સાથે જ છે ! એમનામાંના જ કેટલાક પુરુષોને તમે ગઈ કાલે જોયા હતા. પુત્ર ચન્દ્રશેખર ! આ અરણ્યમાં વસતાં આજે મને બાર વર્ષ થવા આવ્યાં છે, છતાં પણ મેં એવી તો સાવધતાથી આ બાળાનું લાલન પાલન કર્યું છે અને એને એવું તો યોગ્ય તથા શ્રેષ્ઠ શિક્ષણ આપ્યું છે કે તેના પરિણામનો અનુભવ એની સુશીલતાથી ભવિષ્યમાં આપને પોતાની મેળે જ

થતો જશે, એટલે અત્યારે એના અધિક વિવેચનની આવશ્યકતા નથી. વળી મેં એને અત્યાર સુધી એવા તો સખ્ત બંદોબસ્તમાં રાખેલી છે કે, ગઈ કાલના પ્રસંગને બાદ કરીએ તો આજ સુધીમાં એણે બીજા કોઈ પણ મનુષ્યનું મુખ માત્ર પણ જોયું નથી. મેં રાજસ્થાનના સર્વ રાજાઓ પાસેથી સહાયતા માગી અને કહેવડાવ્યું કે, 'જે કોઈ પણ દુષ્ટ ઇબ્રાહીમનું માથું વાઢી લાવશે, તેની સાથે હું મારી પુત્રીનો લગ્નસંબંધ કરી આપીશ;' પણ હાય! કોઈએ પણ મારી માગણીને ધ્યાનમાં લીધી નહિ અને સ્હામા મને ગાંડો ધારીને તે બધા મારી મશ્કરી કરવા લાગ્યા! અંતે મેં નિરાશા અને ખેદાતિશયથી એવી પ્રતિજ્ઞા કરી કે, 'જે કોઈ પણ ઇબ્રાહીમને મારશે, તેજ ક્ષત્રિય વીર મારી પુત્રીનો પતિ થશે! નહિ તો મારી પુત્રી આજન્મ કુમારિકા જ રહેશે! પરમેશ્વરે તમારા હૃદયમાં વસીને મારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરી છે અને ઇન્દુમતી તમારી થઈ ચૂકી છે—આજે હું એક મોટા ભારને મસ્તકપરથી ઉતારીને કર્ત્તવ્યમુક્ત થયો છું,' એમ મારૂં માનવું છે!"

એટલું કહીને તે વૃદ્ધે સીટી વગાડી અને તે ક્ષણે જ જોતજોતાંમાં પચાશ નવજવાન ઘોડેસ્વારો ત્યાં આવી હાજર થયા. તેમની સાથે એક સજાવેલો ખાલી ઘોડો ચંદ્રશેખર માટે અને એક સુંદર પાલખી ઇન્દુમતી માટે હોય, એમ જોવામાં આવતું હતું. એ પળે જ તે વૃદ્ધે ઇન્દુમતી અને ચંદ્રશેખરને લગ્નબંધનથી બાંધીને તે વીરોની સાથે તેમને વિદાય કરી દીધાં અને ત્યાર પછી તે પોતે હિમાલયની દિશામાં પ્રયાણ કરી ગયો, સંસારના વ્યવહારથી વિરક્ત થયો.

અહા! જે ઇન્દુમતી આટલા કાળ પર્યન્ત વનવિહંગિની હતી, તે જ આજે ગૃહપિંજરમાં બદ્ધ થવાને નગર તરફ ચાલી. પરમેશ્વરના અગાધ મહિમાનો પાર કોણ પામી શકે એમ છે વારૂ? પરંતુ વનવિહંગિનીને ગૃહપિંજરમાં પણ સ્વર્ગીય આનંદની છટા દેખાવા લાગી, એ શાનું પરિણામ વારૂ? કેવળ પ્રણયપીયૂષનું!



# સાક્ષાત્કાર

લે:–અંશુ ક. વશી.

પ્રેમ આંધળો છે એમ હું સાંભળતો આવ્યો હતો. પણ જ્યારે મુંબઇનું એકાદ અંગ્રેજી દૈનિક વર્તમાન પત્ર હાથમાં આવતાંજ મારી આંખો, એ અઠવાડિયામાં ઇંગ્લાંડથી હિંદ પાછા ફરતાં ઉતારૂઓની યાદી તરત શોધી કાઢતી ત્યારે એ માન્યતા મને ખોટી લાગતી. હરવરસના લેખકોની માફક જગતને યે અતિશયોક્તિ ઘણી ગમે છે અને એણેજ પ્રેમની આ અંધતા સાબીત કરી લાગે છે. પ્રેમ જો આંધળોજ હોય તો મારા દવાખાનામાં બેઠાં બેઠાં ઇંગ્લાંડમાં અભ્યાસ કરતી સૌદામિનીની મૂર્તિ મ્હને શી રીતે દેખાય! બરફ પડતો હોય ત્યારે લંડનની શેરીમાંથી કાળી ચંદ્રકલા પહેરી વિદ્યુલ્લતા માફક સરી જતી સૌદામિનીની એકે એક રેખા હું કલ્પી શકતો. વિરહી યક્ષે પ્રિયાને મેઘ સાથે સંદેશ મોકલાવેલો, તેમ વાયુ અગર સાગર પોતાના દૂત થાય તો એવો વિચાર કરતી પણ એ મને દેખાતી અને ત્યારે મને મારાં ડાકટરી હથીઆરો પર કંટાળો આવતો અને મને થતું કે આના કરતાં તેવા રંગની પ્યાલી ને પીંછીઓનો ઉપયોગ કરતાં હું શીખ્યો હત તો ઠીક થાત. આયુર્વેદિક પદ્ધતિએ આંખના રોગો મટાડવા માટે હું ઠીક ઠીક જાણીતો હતો. એટલે ઘણે લાંબેથી મારે ત્યાં દરદીઓ આવતાં એમાં કોઇની આંખ સૌદામિની જેવી હોય તો હું કલાકો સુધી તપાસ્યા કરતો; એટલે કાળજી પૂર્વક આંખ તપાસનાર તરીકેયે હું જાણીતો હતો અને એ માટે સૌદામિનીજ કારણભૂત છે એ ખ્યાલે ચાંદનીમાં ચાલનાર માણસ માફક મારૂં મન મત્ત રહેતું.

છેલ્લા બે માસ થયાં એનો મારાપર પત્ર નો'તો, પણ અમાવાસ્યાને દિવસે ચન્દ્રિકા ન દેખાતાં એ પોતાને છોડી ગઇ છે એમ આકાશ કદી માનતું નથી. એનો અભ્યાસ તો ક્યારનોયે પૂરો થયો હતો પણ જેમ કાશીજાત્રા કરવા ગયેલો સુશિક્ષિત મનુષ્ય તાજમહેલ જોયા વિના પાછો આવતો નથી તેમ એ ફ્રાન્સ, જર્મની વગેરે દેશો જોવા ઉપડી હતી. અને આજે પારીસ તો કાલે માર્સેલ્સ એમ ઉતાવળમાં રખડતાં પત્ર પણ ક્યાંથી લખાય. વર્ષાની ધામધૂમ પૂરી થયા પછીજ પૃથ્વી મોતી સરખા અક્ષરે સૂર્યને પાનાં ને પાનાં ભરી પત્રો લખે છે ને! છતાંયે મને કોઇ વાર જરા કચવાટ થતો અને ત્યારે હું એ'ના આગલા પત્રો લઇ વાંચવા બેસતો અને મને થતું કે જગતના સર્વ કાવ્ય ગ્રંથોનું મંથન કરી આ પત્રો લખાયાં છે. 'અનિલ, મારૂં શરીર અહીં છે, પણ મન ક્યાં છે કહે જોઉં!'

આવા વાકયો વાંચી મારા મનને થતાં ગદ્દગદીયાં અનુભવીજ કલ્પી શકે.

એટલે આ અઠવાડિયામાં એ હિંદ આવવાની છે એ જાણી દક્ષિણ દિશાએ વીજ ચમકતી જોઇ ખુશી થતા ખેહુત જેવી મારી સ્થિતિ થઇ. મને એ બીનાનો આ માટે પત્ર લખ્યો હત તો એ વિચાર આવતાં જરા મને ખેદ થયો પણ એ લાંબો વખત ટકયો નહિ. સ્નેહીને અકસ્માત્ મળવાની કંઇ ઓર મઝા આવે છે એટલે એનો વિચાર મને બનાવવાનો હશે, પણ એમ હું કયાં બનું એમ હતો. એની બોટના આવવાના વખતની મને ખબર હતી. એટલે સ્ટીમર પરજ એનું સ્વાગત કરી એને ચમકાવવાનો મેં નિશ્ચય કર્યો અને બે ચાર દિવસ માટે દવાખાનાની વ્યવસ્થા કરી હું મુંબઇ જવા નીકળ્યો.

ન્હાનાલાલનાં એક બે નાટકો અને સૌદામિનીના પત્રો મેં પ્રવાસમાં સાથે લીધાં હતાં. મે મહીનાના છેલ્લા દિવસો હતા, એટલે આકાશ નિરભ્ર લાગતું હતું. આ નિરભ્ર આકાશમાં જેમ થોડા દિવસમાં વીજ ચમકશે તેવીજ રીતે મારા જીવનમાંયે મૂર્તિમંત સૌદામિની ચમકશે અને મારૂં સમસ્ત જીવન પ્રેમથી ભરાઇ જશે એ વિચાર મારા મનમાં ઘર કરી રહ્યો. ને હું વળી પાછો એના પ્રેમપત્રો વાંચવામાં પડયો. આ પત્રો મને લગભગ મોંઢે થઇ ગયા હતા, છતાં એ ફરી ફરીને વાંચતાં મને કદી કંટાળો આવતો નહિ. પ્રેમ સાગર જેવો અગાધ, સાંધ્ય રંગો સમ સુંદર અને ચાંદની સમ કોમળ છે એટલેજ અતિ પરિચયથી અવજ્ઞા થવાને બદલે એ માટે આસક્તિ વધતી જાય છે. વસઇની ખાડી આગળ સૂર્યાસ્ત જોતાં એજ સૂર્યાસ્ત સૌદામિની પણ જોતી હશે એ ખ્યાલ આવતાં મને અત્યાનંદ થયો.

પ્રેમહિંડોળે ઝુલતાં હું જગતને વિસરતો જતો હતો. અને ફુલની પાંખડી પરથી ધીમે ધીમે પસાર થતી પવનલહરી માફક મારૂં મન કંઇ કેટલાયે વિચારોમાં ભમતું હતું. એપોલો બંદર પર એનું સ્વાગત કરવા જતી વખતે એને માટે સાથે શું લઇ જવું એ પ્રશ્ન થઇ પડયો. હિરાજડિત વીંટી, સુવર્ણમાળા, શેલીના કાવ્યગ્રંથો બધાં નજર આગળ ખડાં થયાં. છેવટ થોડાં તાજાં ગુલાબનાં ફુલ લઇ હું બંદર પર ગયો.

સૌદામિની બોટ પરથી ઉતરી મારા હાથમાંનાં ગુલાબ જોઇ એનાં ગાલનાં ગુલાબ લાજશે એમ મને લાગેલું, પણ પાસે જતાં મને લાગ્યું કે એના ગાલનાં ગુલાબ ઝાંખાં પડયાં હતાં. મેં ધીમેથી કંપિત સ્વરે કહ્યું 'સૌદામિની'.

એણે મારા તરફ જોવા પ્રયત્ન કર્યો ને મને એની આંખોમાં શ્રાવણ દેખાયો. પાસે ઉભેલા એક ગૃહસ્થ તરફ વળી એણે કહ્યું. 'એજ આ ડો. અનિલ મહેતા?' મેં એમને નમસ્કાર કર્યા. મારાથી આડું જોઇ સૌદામિનીએ કહ્યું. 'અનિલ, આ ભાસ્કર દેશાઇ આઇ. સી. એસ. એમની સાથે થોડાજ દિવસમાં મારાં લગ્ન થશે.'

હૃદયનો રોગ! માણસને એકજ ક્ષણમાં

સુખપૂર્ણ સંસારમાંથી મૃત્યુના અજ્ઞાન પ્રદેશમાં ફેંકી દે છે. સૌદામિનીના છેલ્લા વાક્યથી મ્હારી એજ દશા થઇ. હૃદયમાં ધરતીકંપ થયો, પ્રેમમંદિર તૂટી પડ્યું ને ભાવિ સુખનાં બધાં સ્વપ્નો અચાનક આ થમી ગયાં. સૌદામિનીથી બને તેટલું દૂર રહેવું એ વિચારે હું બહાર આવ્યો. ગુલાબનાં ફુલની પાંખડીએ પાંખડી તોડી નાખી છેવટ મારા હાથમાં કાંટાજ રહ્યા.

(૨)

મુંબઇ આવ્યો ત્યારે સમગ્ર સૃષ્ટિ મને હર્ષથી નાચતી લાગતી હતી. એજ સૃષ્ટિ મુંબઇથી પાછા ફરતાં શોકોદધિમાં ડુબેલી લાગી. આકાશમાં અસંખ્ય તારાઓ ટમકી રહ્યા હતા. એ તારાઓ, સૂર્યના વિશ્વાસઘાવથી રજનીની તૂટેલી પ્રેમમાલિકાનાં પુષ્પો જેવા મને લાગ્યા અને ત્યારેજ મને થયું કે પ્રેમ ખરેખર આંધળો છે, અને એથીજ માણસ પોતે ખોદેલા ખાડામાં પડે છે. ઇંગ્લાંડ જતાં પહેલાં લોનાવલાની ટેકરીઓ પર અને તિથલના સમુદ્ર સન્મુખ સૌદામિનીએ આપેલ વચનો અને એનું આ વર્તન ! ઓ પ્રભુ ! જે પ્રેમની કવિઓ સ્તુતિ કરતાં કદી ધરાતા નથી તે પ્રેમ આવો હીન ! પારસમણિથી લોઢાનું સુવર્ણ થાય છે તેમ પ્રેમ ઝુંપડીને રાજમહેલ બનાવે છે તો પછી સૌદામિની બેવફા કેમ થઇ ? પોતાની આ કરતાં અન્ય સ્ત્રીઓ હજારો દરજ્જે સુંદર હોવા છતાં બાળક જેમ માતા તરફજ વળે છે તેમ પ્રેમી પણ પોતાના પ્રેમપાત્રની પૂજામાંજ નિમગ્ન રહે છે. આ સિદ્ધાંત સૌદામિનીએ ખોટો કેમ ઠેરવ્યો !

એના મારા પરના બધા પ્રેમપત્રો એના ભાવિ પતિને મોકલું તો ! પણ આ વિચાર મનમાં આવતાંજ મારી નીચતાપર મને તિરસ્કાર આવ્યો. પોતા પર પગ પડતાં એમાં ભોંકાવાનો માર્ગ કાંટાનો. ફુલનો નહિ. એ બધા પત્રો બાળી મૂકું તો ! પણ શિવે મદનને ભસ્મસાત્ કર્યાં છતાં જેમ એ હજી નિરંકુશપણે રાજ્ય કરે છે તેમ એ પત્રોની રાખ થયા છતાંયે હું એને વિસરી શકું એમ નો'તું.

દવાખાનાના કામમાં મેં ચિત્ત પરોવવા પ્રયત્ન કર્યો. પણ હવે જેની આંખો સૌદામિની જેવી લાગતી તેને વધારે વાર તપાસવાની ભાંજગડમાં હું નો' તો પડતો. તાવથી પીડાતા માણસને જેમ આખું જગત્ બળતું લાગે છે તેમ મને સારૂંયે જગત્ વિશ્વાસઘાતી લાગતું. દિવસે કામને લીધે આ વાત વિસારે પડતી પણ રાત્રે આ સ્મરણો મને સતાવતાં. મને એકજ વિચાર આવતો. સૌદામિની મારી થઇ હોત તો ! ખરે ! તો તો સ્મશાન સમું લાગતું આ જગત્ નંદનવન બનત. આત્મહત્યા કરવા દારૂ, વગેરેનો સાથ લઇ આ દુઃખીજીંદગીમાંથી છુટવાના મને અનેક વિચારો આવતા.

છેવટ મારૂં ધ્યાન નાટકો તરફ વળ્યું. રાત્રે ઉંઘ આવે ત્યાં સુધી નાટકોનાં પુસ્તકો વાંચવાનો વિચાર કર્યો અને શહેરમાં ગમે તેવી નાટક મંડળી આવે તોયે તેનાં બધાં

નાટકો જોવાનો નિશ્ચય કર્યો. નાટક વાંચવા કરતાં એ જોવામાં એક અજબ જાતનો ઉન્માદ હોય છે ને આ ઉન્માદ પૂરતો હું મારૂં દુઃખ ભૂલતો. જગતથી ઠગાયલા મને રંગભૂમિનું મૃગજળ મોહક લાગતું. અને મને થતું એક નાટક પૂરો થયા પછી તરતજ બીજો નાટક કાં ન શરૂ થાય! પણ નાટક કંપનીના કોઇ નટનો મારી માફક પ્રણયભંગ ન થયો હોય એટલે એને મારી કલ્પનાનો ખ્યાલ કયાંથી આવે! કોઇ પણ નાટકમાં નાયિકા મને સૌદામિનીજ લાગતી અને અચાનક મારી આંખમાં આંસુઓ આવતાં. લોકો પહેલા વર્ગમાં બેઠેલા ડૉ. મહેતાની આંખમાં આંસુઓ જોઇ એને રસિકની પદવી આપતા, પણ આ રસિકના હૃદયમાં કઇ જાતનો નાટક ચાલી રહ્યો હતો એની એમને કયાંથી ખબર હોય!

(૩)

આમ એક વર્ષ વીતી ગયું. એક નવી નાટક કંપનીનો પહેલોજ ખેલ હતો. એમાં મુખ્ય નાયિકાનું કામ એક સ્ત્રી કરતી હતી. એટલે પૃથ્વીના ગુરૂત્વાકર્ષણ પ્રમાણે એના અભિનયમાં અજબ આકર્ષણ હતું એમ કહેવાતું. ઉષાના પદસ્પર્શથી આકાશ જેમ વિવિધ રંગોથી રંગાય છે તેમ એ રંગભૂમિ પર આવતાંજ નવે રસો અવતરતા એમ નાટયભકતો કહેતા. હંમેશના નિયમ પ્રમાણે મેં પહેલા વર્ગની બીજી હારની પહેલી ખુરસી રીઝર્વ કરાવી અને સાડા નવને સુમારે નાટયાલયમાં ગયો, ને વહીવટથી મારી થએલી ખુરસી તરફ વળ્યો તો ત્યાં એક ફિક્કા ચહેરાવાળા આધેડ વયના એક ગૃહસ્થને બેઠેલો મેં જોયો. મારી ખુરસી પચાવી પાડનાર આ ગૃહસ્થને મેં પગથી માથા સુધી નિહાળ્યો. મૃત્યુ જ્યારે આંગણામાં ડાચું ફાડી ઉભું હોય ત્યારે રંગભૂમિમાં સંગીત સાંભળવા આવનાર આ લંગડા ગૃહસ્થ જેવો નાટય ભક્ત, ભરત મુનિના કાળથી આજ સુધીમાં ભાગ્યેજ નાટય દેવતાને મળ્યો હોય. આવા લંગડા પગે અહીં સુધી નાટક જોવા આવવા માટે એને અભિનંદન આપવા કે મારી ખુરસી પચાવી પાડવા માટે એને તતડાવવો એનો વિચાર કરતો હું ત્યાંજ ઉભો. મને ત્યાં ઉભો રહેલો જોઇ મેનેજરે આવી કહ્યું. કૃપા કરી આપ આ પાસેની ખુરસીપર બેસો.

શિષ્ટાચારને અનુસરી હું એની પાસેની ખુરસીપર બેઠો અને એના જીવનનો વિચાર કરવા લાગ્યો. એવામાં તારના સિપાઇએ મારા હાથમાં નીચેના અર્થનો તાર મૂકયો.

સૌદામિનીની આંખ બગડી છે, તરત આવો શસ્ત્રક્રિયા થઇ શકે એમ નથી.

—ભાસ્કર

આ વાંચતાંજ મારી આંખો સમક્ષ અને મનમાં અનેક જાતનાં નાટકો શરૂ થયાં. મારા નેત્રરોગના જ્ઞાનનો ઉપયોગ સૌદામિની માટે કરવાની તક આવી હતી, પણ સૌદામિની હવે મારી કયાં હતી! જો આ વખતે હું એને મદદ નહિ કરૂં તો જરૂર એને એના વચનસંગતું પ્રાયશ્ચિત્ત કરવું પડે. મારા મનમાં જબરી ગડભાંજ શરૂ થઇ. છેવટ નાટક જોયા પછીજ

વિચાર કરવાનું મુલત્વી રાખી મેં નાટક જોવામાં મન પરોવ્યું.

નાયિકાનો પાઠ કરનાર નટી ખરેખર અભિનય કુશળ હતી. વારે વારે અમારા તરફ ખાસ કરીને મારા લંગડા ભાઇબંધ તરફ એની આંખ પડતી એવો મને આ ભાસ થયો. પણ અમે મધ્યભાગમાં હોવાથી એમ માનવું મને સ્વાભાવિક લાગ્યું. બીજા અંકમાંના એક શૃંગારના પ્રવેશમાં તો એણે કમાલ કરી. નાયક નાયિકાની રજા લઇ રણક્ષેત્રમાં જતો હતો. તમે પૃથ્વીના પટ પર ગમે ત્યાં હશો તોયે મારા હૃદય મંદિરમાંજ હશો. લડાઇમાં જનારી તમારી મૂર્તિ તો એ અન્ય સ્વરૂપની છાયાજ છે. નાયિકાના આ ઉદ્દગારો વખતનો એનો મધુર સ્વર અને હૃદયસ્પર્શી અભિનય પ્રશંસનીય હતો. મેં મારા પડોશી તરફ જોયું. જમીન પર પડેલાં સુકાં પાનો પરના વરસાદનાં બિંદુ પર પડતાં સૂર્યકિરણ જેમ ચમકે છે તેમ એના ગાલ પર આંસુ ચમકતાં હતાં અને એની આંખમાં કંઇ અજબ તેજ નાચતું હતું. ત્રીજા અંકમાં નાયકના મૃત્યુની ખબર આવતાં નાયિકા શોક કરે છે એવો એક પ્રસંગ હતો. આ પ્રવેશ પણ એણે ઠીક ભજવ્યો પણ જ્યારે જ્યારે એ અમારી તરફ જોતી ત્યારે પુષ્પની અસ્ફુટ સુગંધ પ્રમાણે એના વદન પર હાસ્યરેખા ચમકતી. અને ત્યારે કરૂણ રસનો ભંગ થતો મને લાગતો. પોતાનો પતિ જાણે પાછો આવ્યો છે એમ ધારી એ દ્વાર તરફ જતી પણ ત્યાંથી ખિન્ન વદને પાછી ફરતી. હવે ફરી એ આ મંચક પર નહિ બેસે, ચાલ એકાદ ગીત ગા એમ નહિ કહે, જો આ તરવારની ધારમાં તું કેવી દેખાય છે એમ નહિ કહે. મારા હૃદયમાં એ મૂર્તિ અખંડિત અમર છે પણ નયન સન્મુખ હવે નહિ દેખાય. મારા કાને એના પ્રેમસ્વર નહિ સુણાય. આ વાક્યો મને નાટકીજ લાગ્યાં અને મારા પડોશીને યે આમાં ખાસ રસ પડતો હોય એવું ન લાગ્યું.

નાટક પૂરો થયે હું ઘેર આવ્યો. સૂર્યાસ્ત થયા પછીયે જેમ ઘણી વખત સુધી ઝાંખું અજવાળું રહે છે તેમ નાટ્યપ્રયોગ પૂરો થવા પછી એનાં અસ્પષ્ટ ચિત્રો મનો ભૂમિ પર વિહાર કરી રહે છે, એ મારો રોજનો અનુભવ. પણ આજે તો નાટક સારો હતો તે છતાંયે મને કશું યાદ નો'તું કારણ કે મારૂં બધું ધ્યાન પેલા તારમાં હતું. એક ક્ષણે વિચાર આવતો. સવારની પહેલીજ ગાડીમાં જઇ સૌદામિનીની આંખ તપાસી દવા શરૂ કરૂં. બીજીજ ક્ષણે વિચાર આવતો. સાપને શા માટે દૂધ પાઇ ઉછેરવો ? એણે મારા હૃદયના ચૂરેચૂરા કરી નાખ્યા હતા. તો પછી એની આંખો જાય એમાં મારે શું ? બહાર તારાઓ ચમકતા હતા. ત્રીસ વર્ષ પહેલાં આ તારાઓ એવાને એવાજ હતા, અને પચાસ વર્ષ પછીયે એવાજ રહેશે. પણ ત્રીસ વર્ષ પહેલાં હું કે સૌદામિની બેમાંથી એકે આ પૃથ્વીપર નો'તાં અને પચાસ વર્ષ પછી ભાગ્યેજ હોઇએ તો પછી આ

વેર લેવાની શી જરૂર ! વેર ! જેની મૂર્તિ હૃદયમંદિરમાં સ્થાપી હોય, જે મ્હારી પત્ની થઇ હોય તો એને માટે લોહીનું પાણી કરત. તેનાપર વેર ! પ્રેમ અને વેર, પ્રકાશ અને અંધકાર જેટલાંજ ભિન્ન છે ના ! મારા પ્રેમનો એણે અસ્વીકાર કર્યો એટલા માટે મારે એનાપર વેર લેવું ! જગતમાં મનુષ્યે પ્રેમનાં બજાર ભરવાં કે મંદિરો ચણાવવાં ? સૌદામિની ભલે મારા પ્રેમનો અસ્વીકાર કરે પણ એથી એને ચાહ વાનો મારો હક્ક થોડોજ મટી જાય છે. વટેમાર્ગુને છાંયડો આપતું ઝાડ એની પાસે પાણીની આશા રાખતું નથી. સમુદ્રમાંથી રત્નો નીકળે છે એટલા ખાતરજ કૈં સરિતાઓ એને મળતી નથી. પૃથ્વીપર ઘાસ પકવનારો વરસાદ એક મુઠી ઘાસની એ આશા રાખતો નથી, પ્રેમ એવો કાં ન હોય ! આપણાથી રહેવાતું નથી એટલે આપણે પ્રેમમાં પડીએ છીએ. પ્રેમીઓનાં હૃદયમાં તો પ્રેમામૃતજ હોવું જોઇએ. એમાં દ્વેષનું તો એક પણ વિષબિંદુ ન હોય. આવા પ્રેમ ગુલાબમાં વેરરૂપી કાંટા ન હોય.

ઓશીકા પાસે દિવો મૂકી મેં સૌદામિનીના પ્રેમપત્રો વાંચવા માંડયા. મને થયું કે સૌદામિનીના શરીરનો માલિક ગમે તે હોય, હું ભલે એનો ન હોઉં પણ એ મારી હતી, એના તરફ નિષ્કામ પ્રેમ રાખતાં મને કોણ અટકાવી શકે એમ હતું. બસ. ત્યારે એજ નક્કી. સૌદામિનીને જેથી સુખ થાય એ સર્વ મારે કરવું જોઇએ. મેં તારનું ફોર્મ લઇ લખ્યું.



"સૌદામિનીને લઇ એકદમ અહીં આવો"
અનિલ

(૪)

સોમવારે બપોરે સૌદામિની અને એની મા માટે દવાખાનામાં બધી ગોઠવણ કરી હું ને ભાસ્કર બહાર આવ્યા. મારા શબ્દો સાંભળતાંજ સૌદામિનીની નિસ્તેજ આંખમાં આંસુ આવેલાં જોઇ મારૂં હૃદય ભરાઇ આવ્યું. અને એકાંતમાં જઇ તેનું કારણ શોધી કાઢવાનું મન થયું. પણ ભાસ્કરને મૂકીને કાંઇ જઇ શકું ?

વાતમાં ને વાતમાં ભાસ્કર અને સૌદામિનીનાં લગ્ન હજી નથી થયાં જાણી આશ્ચર્ય થયું. 'જુઓ ડોક્ટર ! હું તો પક્કો નસીબ વાદી. તારથી પંજાબમાં જગ્યા મળી, એટલે લગ્નનું જરા લંબાયું. નહિ તો મારે આ આંધળી સ્ત્રી ગળે પડત. એથી ફાયદો એટલોજ થાત કે પરપુરૂષ સામે એ જોત નહિં.' બોલતાં બોલતાં ભાસ્કરે હસવા માંડયું. પણ મને તો આ સાંભળી ખુબજ ચીઢ ચઢી. એટલે મેં તો મૌનજ સેવ્યું. મોંમાંથી સીગારેટનો ધુમાડો કાઢતાં એણે તો પાછું શરૂ કર્યું: 'હું પંજાબ ગયો અને આની આંખ બગડી. મુંબઇના ડોકટરોથી કાંઇ થયું નહિ. મેં એને અહીં આવવા કહ્યું ત્યારે એણે ના પાડી. છેવટ મેં તો સાફ કહ્યું કે, આંખની સાથે પતિને યે ગુમાવવો હોય તો આ હઠ ચાલુ રાખજે. પણ હેં ડોકટર ! આંધળી સ્ત્રીને લઇ કરીયે પણ શું ? નહિ એની સાથે નાટક સીનેમા જોવા જવાય કે નહિ આનંદ પર્યટનો પર જવાય. કાશ્મીર એને લઇ જ

ઇએ અને પત્થરની પુતળી લઇ જઇએ એ બન્ને સરખું જને ! નાસ્તો કરવા સાથે બેઠી હોય તો કૂતરૂં ક્યારે બીસ્કીટ ખાઇ જાય તેનોયે ખ્યાલ નહિ આવે. હં ! તમેજ કહોને કે આંધળી પત્નીની લાકડી થવાનું કયા પતિને ગમે ?'

ભાસ્કરનું આ ભાષણ આગળ ચાલત, પણ મને શાન્ત જોઇ એઓ 'ચાલ જરા ઉંઘી લઉં' કહી એમના ઓરડામાં ગયા અને એ ઉંઘમાં પડયો કે તરતજ હું સૌદામિનીના ઓરડા તરફ વળ્યો. સૌદામિનીની મા પડોશની ઓરડીમાં કોઇ પુસ્તક વાંચતી હતી. મારા પગલાંનો અવાજ સાંભળતાંજ સૌદામિનીએ પૂછ્યું: 'કોણ અનિલ ?'

'હા.'

મારો જવાબ સાંભળતાંજ એ હુસકે હુસકે રડવા લાગી અને તેણે મારો હાથ એના હાથમાં લઇ એ પર એણે આંસુનો અભિષેક કરવા માંડયો. પશ્ચાત્તાપની સાક્ષી સમાં આ આંસુઓએ મારૂં મન ચીરી નાખ્યું.

મેં ધીમેથી કહ્યું: 'મિની ! હું તારી આંખો જરૂર સારી કરીશ હં.'

'મારી આંખો કેમ કરતાં બગડી એ જાણો છો ?'

'ના.'

'પ્રેમની પૃથ્વી તરફથી નજર ખેંચી લઇ વૈભવના સૂર્ય તરફ નજર નાંખવાથી.' બોલતાં બોલતાં એની આંખમાંથી અસ્ખલિત આંસુઓ વહેતાં હતાં.

'રડવાથી તો આંખ વધારે બગડે' મિની !

'એમ ના.' તો તો હું એકસરખી રડયા કરીશ. અનિલ ! મારી એક વિનતિ સાંભળશો ! પણ તમે એ શાની સાંભળો ?'

'જરૂર સાંભળીશ.'

'વચન આપો.'

'મારી આંખ સારી થાય તોજ ભાસ્કર મારી સાથે લગ્ન કરશે. માટે મારી આગલી ભૂલો ભૂલી જઇ મારી આંખ સારી કરો' એજ એની વિનતિ હશે, એમ ધારી મેં એને વચન આપ્યું. વચન.

એણે હસતાં હસતાં કહ્યું: "મારી આંખો સદા માટે જાય એવું ઔષધ આપો."

'આ ભળતીજ વાત.'

ભળતીજ નહિ. હું આંધળી થઇશ તો ભાસ્કર મારી સાથે લગ્ન નહી કરે, અને એમ થશે, એટલે પણ આંધળી સાથે કોઇ પણ લગ્ન કરે ખરૂં ?

સૌદામિનીની આંખ સારી થાય તો એ ભાસ્કરને મળે ને આંધળી રહે તો મારી થાય. મારી સામે આ મહાન્ પ્રશ્ન ઉપસ્થિત થયો. પશ્ચાત્તાપ કરવા ખાતર એ ગમે તેમ બોલે, પણ એથી એને આંધળી કરવાનું પાપ મારાથી કેમ વ્હોરાય ? મારી આંખમાં રમી રહેલી મૂર્તિની આંખ ફોડવા જેટલો નિષ્ઠુર હું કેમ થાઉં ! દયાના રસ્તે જાઉં તો સૌદામિની ખોવી પડે એમ હતું અને સૌદામિનીને મેળવું તો સત્ય પ્રેમના મૂળપર ઘા પડે એમ હતું. હું ગભરાઇ ગયો. રાત્રે નાટક જોઇ આવી સવારના શાન્તપણે વિચાર કરવાનું મેં નક્કી કર્યું. પણ મુખ્ય નટી કામ ન કરી

શકે એમ હોવાથી આજે ખેલ બંધ હતો એમ સાંભળ્યું. એટલે પથારીમાં પડયો. વિચાર કરતાં એક વખત થતું કે એને આ પેલાં વચનનો ફાયદો લઇ એની આંખ સુધારવાનો પ્રયત્ન ન કરવો. પણ આવી રીતે મેળવેલી સૌદામિનીને સ્પર્શ કરવાની પણ હિંમત નહિ ચાલે એવો વિચાર તરતજ આવતો. આમ સવારે ચાર વાગ્યા સુધી પથારીમાં તરફડયાં કર્યું. મળસ્કે જરાક ઉંઘ આવી, પણ એવામાં હું ચપ્પુથી સૌદામિનીની આંખો ફોડતો હતો એવું સ્વપ્ન આવવાથી સફાળો જાગ્યો.

મંગળ અને બુધ બંને દિવસ મેં સૌદામિનીની આંખમાં દવા નાંખી, પણ એનો ઉદ્દેશ લોકોની આંખમાં ધૂળ નાંખવા પૂરતોજ હતો. ગુરૂવારની સવાર સુધીમાં જો એની આંખમાં બીજી દવા નાંખવામાં આવે તોજ એની આંખો સુધરી શકે એમ હતું, એ હું જાણી ગયો હતો. અને એ દવા પણ મેં એની ઓરડીમાંજ મૂકી હતી. પણ એ દવાનાં ચારજ ટીપાં, મારી સર્વ આશા ને મનોરથોનો નાશ કરી શકે એમ હતું. આંધળી તો આંધળી પણ મારે સૌદામિની જોઇએ એમ મનમાં થવા લાગ્યું. અને મારૂં મન અધ:પાતને રસ્તે જવા લાગ્યું.

બુધવારની સાંજ આવી. દિવા થયા. આટલી એક રાત દવા વિના જાય તો સૌદામિનીની નજર સન્મુખ સદાય મારે રાતજ રહેવાની. મને મારા પોતા પર કંટાળો આવ્યો. હું આટલો દુષ્ટ હોઇશ એની મને ખબર નો'તી માટે મનોનિગ્રહ કરી હું તે ખાસ દવા લઇ સૌદામિનીની ઓરડીમાં ગયો. સૌદામિનીની મા ભારત વાંચતી હતી.

સૌદામિનીના સૌંદર્યનો મોહાગ્નિ મારા દિવ્ય પ્રેમને બાળી નાંખતો હતો. એ અગ્નિ આ દવાનાં ચાર ટીપાંથી બુઝાઇ જશે એ વિચારે મને આનંદ થયો. ભીંતપર મારો પડછાયો જોઇ માએ પૂછ્યું: 'કેમ ડોકટર!'

કાંઇ નહિ. આંખમાં થોડી દવા નાંખવી છે.

એ બાજુએ ખસ્યાં ને પલંગપર સુતેલી સૌદામિની મારી નજરે પડી અને જગતના સર્વ ઉષા કાળનું સૌંદર્ય ભેગું કરી આ મૂર્તિ વિધાતાએ ઘડી હોય એમ મને લાગ્યું. હું હાથમાં શીશી સાથે ત્યાંજ થંભી ગયો. આ દવા એની આંખમાં નાંખી કે એ સૌંદર્ય પરથી મારો હક ઉઠયો જ સમજવો.

"ડોકટર—દવા નાંખવી છે ને?" સૌદામિનીની માએ મને શુદ્ધિમાં આણ્યો.

મેં હકારમાં જવાબ વાળ્યો. પણ શીશી ઉઘાડવા મારો હાથ ન વળ્યો. એવામાં બહારથી ભાસ્કરનો અવાજ આવ્યો.

'ડોકટર! ઓ ડોકટર!'

'હાં?'

'ચાલો નાટક જોવા આવો છો ને!'

'હા!'

'તો ચાલો.'

'સવારે દવા નાંખીશ તો ચાલશે' એમ એની માને કહી હું બહાર નીકળ્યો.

અમે ગયા ત્યારે નાટક શરૂ થઇ ગયો હતો. હંમેશ મુજબની મારી ખુરસી અને તેની પાસેની ખુરસી એમ બે ખુરસી મેને જરે અમને આપી. ફક્ત પેલા લંગડાની ખુરસી ખાલી રહી હતી. ભાસ્કરને સારી જગ્યા મળે એ માટે મેં મેનેજરને કહ્યું, 'આ ખાલી ખુરસી પર બેસવા દોને!'

'માફ કરો.'

'પેલા લંગડા ગૃહસ્થ આવવાના છે! કે શું?' મેનેજર હસીને ચાલ્યો ગયો.

નાટક હંમેશ પ્રમાણે ચાલતો હતો. નટી કામ સુંદર કરે છે, પણ એવું મોં સુંદર નથી. ઇંગ્લાંડમાં આવી નટી હોય, "ડોક્ટર! તો—" વગેરે ગપ્પાં ભાસ્કર માર્યો જતો હતો.

બીજા અંકમાંનો શૃંગારનો પ્રવેશ ઠીક ગયો. નાયક ગયા પછી નાયિકા એકાગ્ર દૃષ્ટિથી મારી સામેની ખાલી ખુરસી તરફ જોતી હતી, એમ મને લાગ્યું અને આ વાક્યોમાં મને કરૂણરસની છાંટ લાગી. મેં ભાસ્કરને કહ્યું; "આજ કંઇ આણે બરાબર પાઠ નહિ ભજવ્યો. ગયે વખતે એવો સુંદર પાઠ કરેલો!"

ત્રીજા અંકમાંનો કરૂણરસનો પ્રસંગ આવ્યો. ગયે વખતે આ પ્રવેશ મને નાટકી લાગ્યો હતો એટલે એના પર લક્ષ ન આપતાં સૌદામિનીને ચાર કલાકમાં દવા ન અપાય તો એની આંખ જશે. એ વિચાર હું કરવા લાગ્યો. કોઇની છાતી આગળ ખંજર રાખી એ છાતી ચીરવી કે ન ચીરવી, એવો વિચાર કરનાર જેવી મારી સ્થિતિ થઇ પડી, એવામાંજ ઉપરથી રડવાનો અવાજ સંભળાયો. મેં જોયું તો પ્રેક્ષકોમાંથી ઘણી સ્ત્રીઓ રડતી હતી. નાયિકાનું કામ અત્યંત હૃદયદ્રાવક હોવાથી પ્રેક્ષકો તેમાં તલ્લીન થયા હતા. મારા હૃદયમાં એની પ્રેમમૂર્તિ અખંડિત છે. પણ મારી નજર સન્મુખ એ હવે નહિ દેખાય. મારા કાન એના પ્રેમમધુર સૂરો કયાંથી સાંભળશે? આ વાક્યોમાં એણે જાણે પોતાનું અંતઃકરણ ઉઘાડયું હતું. એણે મારી પાસેની ખાલી ખુરસી તરફ જોયું, ને એની આંખમાંથી ખળખળ આંસુ વહેવા લાગ્યાં. આના પછી એક ગીત હતું, પણ સ્હેજ મેનેજરે સમયસૂચકતા વાપરી પડદો નંખાવ્યો અને પ્રેક્ષકોએ આંખમાંનાં આંસુ લુછયાં.

હું ભાસ્કરને કંઇ કહેવા જતો હતો, એવામાં સ્ટેજ મેનેજર અમારી પાસે આવ્યો ને એણે કહ્યું: 'આ ખાલી ખુરસી આપને ન આપવા માટે ક્ષમા કરશો. એ ખુરસી હવે ખાલીજ રાખવી પડશે.'

'કાં ઘરની માફક ખુરસીમાંયે ભૂત હોય છે કે શું? 'ભાસ્કરે કહ્યું.' આ વાક્ય પર લક્ષ ન આપતાં મેનેજરે કહ્યું. આ ખુરસી હવે હંમેશ માટે ખાલીજ રાખવી પડશે. તે દિવસ પેલો લંગડો ગૃહસ્થ આપે જોયેલોને! એ હંમેશાં દરેક નાટકમાં આ ખુરસી પર બેસતો.

'નાટકનો જબરો ભક્ત લાગતો'તો.' ભક્ત તો ઠીક છે પણ નાયિકાનું કામ કરનારી નટીનો એ માનેલો પતિ હતો.

લગ્ન નો'તાં થયાં એટલુંજ. મધુમેહને લીધે એનો એક પગ કાપવો પડેલો. પછી એને હૃદયનો રોગ થયો, એટલે ક્યારે એનું હૃદય બંધ પડી જાય તેનું નક્કી નહિ. આથી એને પોતાની સામે ખુરસી પર બેસાડીને નાટકમાં કામ કરવાનું નાયિકાએ નક્કી કર્યું. એ જરાયે આઘોપાછો થાય તો નટીનું ચિત્ત નાટકમાંથી તરત ઉઠી જાય.

'ગજબ' ભાસ્કરે બગાસાં ખાતાં કહ્યું.

ખરી આશ્ચર્યજનક વાત તો હજી આવે છે. એ માણસ પહેલાં લક્ષાધિપતિ હતો, પણ સટ્ટામાં એકાદ વાર જબરી ઠોકર ખાઇ ભીખારી બન્યો. પણ આણે એનો સંગ છોડયો નહિ. આ નાટકમાં એનું કામ જોઇ એક રાજાજીની નજર એનાપર ઠરેલી પણ આણે તો એકજ ઉત્તર આપ્યો 'પ્રેમ આંધળો હોય છે.'

'આજ એ ભાઇ ક્યાં ગયા ?'

'પરમ દિવસે હૃદય બંધ પડવાથી મૃત્યુ વશ થયા. એટલેજ સોમવારનો ખેલ બંધ હતો ને !'

ગયા શનિવારે એ જીવંત હોવાથી શૃંગારનો આકર્ષક નીવડેલો પ્રવેશ આજે કેમ મોળો પડયો હતો તે મને તરત સમજાયું. હલકા કુળમાં જન્મ લીધા છતાં અને લગ્ન નો'તાં થયાં પણ આવા નિર્ધન પાંગળા મનુષ્ય પર અવ્યભિચારી પ્રેમ રાખનાર નટી માટે મને અનહદ માન ઉત્પન્ન થયું, અને મારા પોતા માટે મને શરમ આવી. આજના નાટકમાં આવવાથી માત્ર આયુષ્યનું એક ભયંકર પાપ ટાળી શકીશ એ વિચારે મને આનંદ થયો, અને હું ઘર જવા નીકળ્યો.

"હા; આટલી ઉતાવળ, નાટકમાં હજી તો ગમત આવે છે. નાયકના મૃત્યુની ખબર કે' ખરી નથી. ભાસ્કરે કહ્યું."

છેલ્લી ભૈરવી સાંભળવા જેવી છે હું. મેનેજરે જતાં જતાં કહ્યું.

'હું પાછો તરત આવું છું" એમ ભાસ્કરને કહી હું દવાખાનામાં ગયો અને સૌદામિનીની આંખમાં પેલું ખાસ ઔષધ નાંખ્યું. મારા હૃદયની આગ એકદમ શાન્ત થઇ ને પ્રેમના સચ્ચિદાનંદ સ્વરૂપની મને ઝાંખી થઇ. લૌકિક દ્દષ્ટિએ સૌદામિની મારી નો'તી થવાની પણ મારે કરવા જેવો ન્યાય મેં કર્યો હતો, એ વિચારે મને નિરાંતે ઉંઘ આવી.

આંખ સુધર્યા પછી સૌદામિનીએ એના પ્રેમપત્રો મારી પાસે માગ્યા. કદાચ એ પત્રો ભાસ્કરને બતાવી હું એમના લગ્નમાં વિઘ્ન ઉભું કરૂં એ માટે એ પત્રો એણે માગ્યા હશે એમ મને લાગ્યું.

"તારી પાસેના મારા બધા પત્રો બાળી નાખજે."

"ફુલોને કોઇ બાળે કે ?" એણે રૂદ્ધ કંઠે જવાબ આપ્યો.

જરાયે બોલ્યા વિના એ બધા પત્રો મેં એને પાછા આપ્યા. માને પોતાના એકના એક દીકરાના શરીરપરના દાગીના વેચતાં જે દુઃખ થાય તેથી અધિક દુઃખ મને થયું.

ભાસ્કરના વૈભવથી મુગ્ધ થઇ વચનભંગ કરનારી સૌદામિની આ પત્રો એને બતાવી લગ્ન તોડશે એની તો મને કલ્પનાએ નો'તી છતાં એમ થયું એ વાત ખરી. બુધવારે રાત્રે સૌદામિનીની આંખમાં દવા નાંખતી વખતે પ્રેમ પરમેશ્વર જેવો શાંતિ સ્વરૂપ છે એમ મને લાગેલું ને સૌદામિનીનું મનોધૈર્ય જોઇ એવો મને સાક્ષાત્કાર થયો. સૌદામિનીને મેં આ વાત કહી ત્યારે એણે કહ્યું. મને એ સાક્ષાત્કાર થવાથીજ આ હિંમત મેં કરી.

તને વળી કયારે સાક્ષાત્કાર થયો. મેં હસતાં હસતાં કહ્યું.

તે દિવસે રાત્રે દવા નાંખવા આવ્યા ત્યારે.



# સમાજ

## લેખકઃ–બલદેવલાલ નાનાલાલ શાહ

### (૧)

નવીનચંદ્ર પોતાની ઓરડીમાં બેઠો બેઠો સવારની ટપાલ જોઇ રહ્યો હતો; પરંતુ તે જે કાગળની રાહ જોતો હતો તે નહતો. કદાચ બપોરની ટપાલમાં આવે. તે ઉઠયો અને રસ્તા ઉપરની બારીએ આવી ઉભો, છતાં ચેન ન પડવાથી આ રામ ખુરસીમાં બેઠો. ઘડિયાળમાં એકનો ટકોરો થયો ને ટપાલીએ બૂમ મારી–"નવીનચંદ્ર મનહરલાલ મહેતા!" નવીન ચંદ્ર એકદમ નીચે ગયો. ટપાલી પાસેથી ટપાલ લીધી,પત્ર જોતાજ તેનાં હર્ષની સીમા ન રહી, પરંતુ પત્ર વાંચતાં તેનું મોં જે ટલું પત્ર જોતાં હસ્યું હતું તેટલુંજ પત્ર વાંચતાં નિરાશ થયું. તે સ્વગત કહેવા લાગ્યો–"અરે! પ્રથમ મને મારી સાથે લગ્ન કરવાનું વચન આપી હવે તે વચન ભંગ થઇ? મેં ઘણો વખત સમજાવી કે તું સમાજથી ન ડર. સમાજ હંમેશાં બી જાઓની ખોડખાંપણ જોવામાંજ સમજ્યો છે. હાય! કમલા! હું તારી આશામાંજ અહર્નિશ જીવન વ્યતીત કરી રહ્યો છું. તારા સિવાય આ સંસારમાં મારૂં સાથી કોઇ નથી. જો મારી કાંઇ પણ ઇચ્છા હોય તો તે તારી સાથે લગ્ન કરી સુખી થવાની. જો તું સુશીલાની હયાતીમાં લગ્ન કરવા રાજી ન હોય તો હું તેનો આજેજ નિ કાલ કરૂં. આપણા સુખનું વિઘ્ન દૂર કરૂં. તારી સાથે લગ્ન કર્યા વિના તો નહિજ રહું."

આમ બોલતાં બોલતાં તે ઉદાસ વદને ઘરની બહાર નીકળી પડયો.

### (૨)

નવીનચંદ્ર હમણાંજ બેરીસ્ટરની પરીક્ષા પાસ કરી વિલાયતથી આવ્યો હતો. બાપ દાદાની મિલકત સારી હતી, પરંતુ ભાઇએ વિલાયત જઇ પૂરી કરી. અત્યારે ફક્ત રહેવા માટે પોતાનું ઘર બાકી રહ્યું છે.

તેનાં લગ્ન ૧૪–૧૫ વર્ષની ઉંમરે કર વામાં આવ્યાં હતાં. હાલમાં તેના પરિ વારમાં તેની સ્ત્રી સુશીલા તેમજ એક પુત્ર હતો. પ્રથમથી ભાઇ શોખીન હતા અને હવે તો વિલાયત જઇ આવ્યો એટલે શો ખમાં વધારો થયો. જે વસ્તુ, જે ગામો, તે પહેલાં ફક્ત કાનોથી સાંભળતો હતો,

ભૂગોળમાં વાંચતો હતો, નકશામાં જોતો હતો, તે હવે જાતે જોઇ આવ્યો. પછી પૂછવું શું ? પહેરવેશ ઉપરથી તો માલુમ પડી આવતું કે આ કોઇ અંગ્રેજ યુવક છે.

સુશીલા દેખાવમાં સુંદરી હતી. સ્વભાવે સુશીલ હતી. ગુજરાતી લખતાં વાંચતાં જાણતી હતી. ગૃહકાર્યમાં પ્રવીણ હતી. પરંતુ નવીનચંદ્રની દષ્ટિમાં તે ગામડાની ગમાર યાને અભણ હતી. કારણ કે ભાઇ અંગ્રેજી ભણેલા એટલે ગુજરાતી ભણેલી સ્ત્રી સાથે કેમ બને ? ભાઇ તો કોઇ અપ–ટુ–ડેટ તેમજ અંગ્રેજી ભણેલી સ્ત્રી સાથે લગ્ન કરવાની શોધમાં હતા.

એક દિવસ નવીનચંદ્ર તેના મિત્રોને ત્યાં જમવા ગયો હતો. ત્યાં તેના મિત્રના અન્ય સ્નેહીજનો પણ આવ્યા હતા. તે વખતે નવીનચંદ્રની દષ્ટિ તેના મિત્રના સ્નેહીની છોકરી ઉપર પડી. તેનું નામ કમલા હતું. તેની ચાલવાની ઢબ ઉપર તે મુગ્ધ બન્યો, તેની બોલવાની છટા જોઇ તે વિચારવા લાગ્યો કે કયાં પેલી ગામડાની ગમાર સુશીલા અને કયાં આજ કાલની ફેશનેબલ સ્ત્રી કમલા. તે કમલાને ગમે તે બહાને મળ્યો. કલાક એક વાતચીત થઇ. કોઇ કહેશે કે વળી અજાણ્યા માણસ સાથે તે વળી કલાકેક વાતચીત થતી હશે; પરંતુ એ તો સુધરેલા વિચારના હતા. વળી સાથે બેસી એક વાર ચાહપાણી પીધાં. એટલે સ્નેહથી બંધાઇ ગયા. કારણ કે આપણે જ્યાં જોઇએ છે ત્યાં એક પ્હાલો પ્યાલો સાથે બેસી પીધો કે એકાદ વખત મળ્યા એટલે તેની સાથે મિત્રાચારી બંધાઇ ગઇ.

કમલાના પિતાની બદલી થવાથી તેમને બહાર ગામ જવાનું થયું. કમલા અવાર નવાર નવીનચંદ્રને કાગળો લખતી હતી. ભાઇ પણ જવાબ આપતા હતા. એક દિવસ કમલાને ખબર પડી કે નવીનચંદ્ર પરણેલો છે અને તેનાથી એક પુત્ર પણ છે. અત્યાર સુધી તે નવીનચંદ્રને કુંવારો જાણતી હતી. આ જાણી તે ઘણુંજ પસ્તાવા લાગી. જો તે નવીનચંદ્ર સાથે લગ્ન કરે તો સમાજમાં હાંસી થાય; સમાજ તેનો તિરસ્કાર કરે. છેવટે લાંબો વિચાર કરી નવીનચંદ્રને લખી દીધું કે સુશીલાની જીવિતાવસ્થામાં હું તમારી સાથે લગ્ન કરવા રાજી નથી. ઉપરના કાગળમાં પણ આજ શબ્દો લખ્યા હતા, તેથીજ તે નિરાશ થયો હતો. નવીનચંદ્રે પોતાના સુખના રસ્તામાંથી વિઘ્ન દૂર કરવાનો નિશ્ચય કર્યો.

(૩)

સુશીલાનો એક દિવસ પરણ્યા પછી સુખમાં ગયો નથી. તે પતિ–પ્રેમથી અજાણ હતી. નવીનચંદ્ર તેની દરેક વાતમાં ખામી કાઢતો હતો. જ્યારથી તે વિલાયત જઇ આવ્યો છે અને કમલાના પ્રેમમાં પડયો છે ત્યારથી પ્રતિક્ષણે તે ખાતાં પીતાં, ઉઠતાં બેસતાં, પહેરતાં ઓઢતાં, બિચારી નિર્દોષ સુશીલા પર ગુસ્સે થાય છે. અત્યારે સુશીલા તેનાં નેત્રોનું કંટક બની છે. તેને ધૈર્ય આપનાર આ સંસારમાં કોઇ નથી. બિચારી આખો દિવસ રુદનજ કરે છે.

પુત્ર પ્રમોદ કોઇ કોઇ વાર પોતાની બાળ ચેષ્ટાથી હસાવે છે. દુઃખથી કંટાળેલી સુશીલાએ ડૂબોહવાડો કરવાનો વિચાર કર્યો, પરંતુ બાળકનો પ્રેમ આમ કરતાં અટકાવતો હતો.

ચાર પાંચ દિવસથી સુશીલાને પુષ્કળ તાવ આવે છે. પરંતુ તેને દવા લાવી આપે કે સારવાર કરે તેવું કોઇ નથી. નવીનચંદ્ર પોતાના લગ્નની ચિંતામાં છે. તે શું કામ ધ્યાન આપે? ચાર દિવસ ભૂખે તરસે દવા વિના પસાર થયા. તે દુઃખ સહન ન થવાથી ઈશ્વરને પ્રાર્થના કરવા લાગી કે, હે માતાપિતા! આ અનાથ દુઃખિયારી તમારી રાંક દીકરીને તમારી પાસે હવે લઇ લો! તમારી મીઠી પાંખ તળે આ બળતીને રાખી ઠારો!! પિયરની બળેલીને કોઇ સાસરામાં ઠારે; અને સાસરાની બળેલીને કોઇ પિયેરમાં ઠારે; પણ માહ્યરાની બળેલીને પિયર પણ ન લે, સાસરૂં પણ ન લે અને જગત પણ ન લે!! તેને તો ચિતાજ ઠારે!! અત્યારે આ સુશીલાને પિયર પણ નથી અને સાસરૂં પણ નથી!! હવે તો પિયર ગગને અને સાસરૂં મસાણે!! હવે નજર ગગનપિયર ભણી પહોંચે છે!!

રાતના આઠ વાગ્યા હશે. સુશીલા પલંગ પર પડી પડી પોતાના દુર્ભાગ્ય પર રડી રહી હતી. પાસે પ્રમોદ સૂતો હતો. આ વખતે નવીનચંદ્ર હાથમાં દવાની એક પ્યાલી લઇ આવ્યો, અને સુશીલાને કહેવા લાગ્યો—'લે આ દવા પી જા.' ચાર કલાક ડોકટરને ત્યાં ખોટી થયો ત્યારે અત્યારે દવા મળી. વધુ બોલ્યા ચાલ્યા વિના દવા પીવડાવી તે ઘરની બહાર જતો રહ્યો.

ભોળી બિચારી સુશીલા દવા ધારી ગટગટાવી ગઇ. તે બોલવા જતી હતી, પણ ન બોલાયું. દવા જોતાં આશ્ચર્ય તો થયું, પરંતુ વિચાર્યું—"એ મનુષ્ય છે. મને દુઃખી જોઇ દવા લાવ્યા હશે. કદાચ મનમાં મારા તરફ પ્રેમ હોય! હું અંગ્રેજી ભણી હોત તો......" એકાએક રાતના અગીઆર વાગે જીવ ગભરાવા લાગ્યો. માથું ફરવા લાગ્યું. પેટમાં દરદ થવા લાગ્યું અને આંખે અંધારાં આવવા લાગ્યાં. આ વખતની સ્થિતિ શોચનીય હતી.

સુશીલા તરતજ સમજી ગઇ કે મને દવાને બદલે ઝેર આપવામાં આવ્યું છે. તે આ વખતે પ્રમોદને યાદ કરી રડવા લાગી. નિર્દોષ બિચારા બાળકને શી ખબર હતી કે આજ તેની માતા પ્રભુના દ્વારે જઇ રહી છે. બાળક ગાઢ નિદ્રામાં હતો.

સુશીલાએ મરવાની છેલ્લી ઘડીએ નવીનચંદ્રને બૂમ પાડી. તે અપરાધીની માફક બોલ્યાચાલ્યા સિવાય આવીને ખુરશીમાં બેઠો. સુશીલા કહેવા લાગીઃ "હું સદાને માટે જાઉં છું. તમારા સુખને માટે મારો આત્મા પ્રભુના દરબારમાં જાય છે, એ જાણી મને આનંદ થાય છે. મારા અપરાધોની ક્ષમા કરજો. પ્રમોદ તરફ નજર કરતાં આ કમળા છોડ જેવા બાળકને ન ભૂલશો. તમારાથી બને ત્યાંસુધી તેને દુઃખ પડવા ન દેશો." આટલું કહેતાં કહેતાં આંખે ઝોખા આવવા લાગ્યા. અત્યારે તેના

આત્માને સર્વેશ્વર છેલ્લી વારની ચાવી ખોલે એટલે તરત નીકળી રસ્તે પડે એટલુંજ બાકી રહ્યું છે. સુશીલાનો આત્મા આ સંસાર છોડી ચાલી ગયો.

આ વખતે કોઇએ ઘરમાં પ્રવેશ કર્યો.

નવીનચંદ્ર બોલી ઉઠયો—"હેં! તું કોણ? અને અત્યારે અહીં ક્યાંથી?"

(૪)

સુશીલાના મૃત્યુને આજે ત્રણ માસ પૂરા થયા. અત્યારે ઘરમાં નથી તે વખતની સાફસુફ કે ભપકો. નવીનચંદ્રે કમલા સાથે લગ્ન કરી દીધું છે. ઘરની શોભા કાંઇ નીરાળીજ દેખાય છે. પાશ્ચાત્ય સભ્યતા જ્યાં ત્યાં નજરે પડે છે. દીવાનખાનામાં રોમીઓ અને જુલીએટ, કાદમ્બરી, મેઘદૂત, શકુન્તલા અને વિક્રમોર્વશી સિવાય બીજું કાંઇ નીતિનું કે ધર્મનું પુસ્તક નજરે પડતું નથી! સુંદર તક્તા, હાથીદાંતની ફેન્સી કાંસકીઓ, પોમેટની ડબ્બીઓ, કોલ્ડક્રીમ ઓફ રોઝની બાટલીઓ નજર તળે તરે!! ઇંગ્લીશ આરામખુરશીઓ, હારમોનીયમ, દીલરૂબા, ફેન્સી લેડી વૉચ, એજ તેનું મનગમતું ફરનીચર! સરસામાન! રેશમી પોલકાં, સાડીઓ, સોનેરી ફ્રેમના ચશ્મા, ઇંગ્લીશ લેધરના લેડી બુટ, અને સેન્ટથી મધમધતા રેશમી રૂમાલ એજ તેનો મોહક પોશાક! આહા જમાના તારી પણ તાસીર છે!! કેળવણી; કેળવણી, ધર્મને નીચોવનાર કેળવણી તારો પણ દેવાંશી દમામ છે! અંગ્રેજી ભાષા, તારો પણ ઉધરતી પ્રજા પર જાદુઇ કાબુ છે! કેળવાયેલાં પુખ્ત ઉમ્મરના માબાપો પોતાની સંતતિને સ્વતંત્રતાનો પોષાક પહેરાવી, વિદ્યાના નાવમાં બેસારી સુધારાના સાગરમાં મુસાફરી કરાવે છે, અને તેમને મનગમતી છુટ આપે છે, એજ આ સુધરેલા જમાનાનો જાદુઇ દોર છે, દમામ છે, જોર છે અને જુલમ છે. કમલા એક "ઉચ્ચશિક્ષિતા" સ્ત્રી છે. મોટા મોટા માણસો તેમજ મંડળોમાં તેની સારી ઓળખાણ છે. ઘરની અંદર શું થાય છે ને શું નહિ તે જોવાનો તેને અવકાશ પણ મળતો નથી. કોઇ દિવસ કોઇને તે પોતાને ઘેર આમંત્રે છે તો કોઇ દિવસ તે પોતે તેને ત્યાં જાય છે. રાતના નાટક સિનેમા વગર તો ચાલતું નથી. પ્રાતઃકાળમાં ચાહ પાણી પી બે ત્રણ કલાક ફરવા જાય છે, બપોરના જમ્યા પછી છાપાં વાંચે છે, સાંજે સભાઓમાં જાય છે. આ તેનો કાર્યક્રમ છે.

(૫)

ચાર પાંચ મહિના શરૂઆતમાં તો નવીનચંદ્રને કાંઇ ખબર ન પડી. તેને તો કમળા સર્વગુણસંપન્ન લાગતી હતી, પરંતુ જ્યારે ચારે બાજુથી રૂપીઆની ઉઘરાણી આવવા લાગી, ઘરના નોકરો પગાર માંગવા લાગ્યા ત્યારે બેરીસ્ટર સાહેબની આંખ ઉઘડી.

જ્યાંસુધી સુશીલા ઘરમાં હયાત હતી ત્યાંસુધી નવીનચંદ્રનું ઘર કરકસરથી ચાલતું હતું, દળવાખાંડવાના પૈસા ખરચવા પડતા ન્હોતા; નોકરચાકરને પગાર આપવો પડતો ન્હોતો અને તમામ ઘર વ્યવહાર ઘણીજ કરકસરતાથી અને વિવેક

ખર્ચો ચાલતો હતો. પણ સુશીલાના મરણ પછી તમામ ઘરની સત્તા કમલાના હાથમાં આવી હતી. કમલા જેમ આવે તેમ પૈસાનો ખર્ચો કરતી એટલે અત્યારે ઉધરાણી આવતી હતી. કમલાને આ બધાની તલમાત્ર પણ ચિંતા ન હતી. તેણે તો ભાઇને સાફ સાફ કહી દીધું હતું કે, હું મારો ખર્ચો એક પાઇ પણ ઓછો નહિ કરી શકું.

એક દિવસ નવીનચંદ્ર કામપ્રસંગને લઇને રાતના બાર વાગે આવ્યો. આ વખતે કમલા સૂતી હતી, કમલાને જગાડી ખાવા આપવા કહ્યું. પહેલાં તો તે બોલી નહિ, પરંતુ થોડી વાર પછી પાસું બદલતાં બોલી—"રાતના બાર વાગે તે વળી વાળુ ઢાંકી રાખ્યું સાંભળ્યું છે?"

"કામ હતું એટલે મોડું થયું, ખાવાનું તો ઢાંકવું હતું ને તને ખબર નથી કે હું ભૂખ્યો છું?"

"હું શું કરૂં? મને કાંઇ પણ કહેશો નહિ. જાવ અહીંથી, મને ઉંઘવા દો. તમે કાંઇ કહીને નહોતા ગયા કે ખાવાનું ઢાંકજો."

"કાંઇ નહિ એમાં શું? ઉઠ, મને અત્યારે પૂરી ને શાક બનાવી આપ."

"હું! અને તે આટલી મોડી રાતે!"

"હા! તું રાંધી આપીશ તો શું થશે? તને મારી જરા પણ ફિકર નથી?"

"મ્હને રાંધવાનું કહેતાં શરમ નથી આવતી? હું સભામાંથી થાકી પાકી ઘેર આવું અને રાતના બાર વાગે તમને રાંધી ખવડાવું? શું આ સારૂં મારી સાથે લગ્ન કર્યું હતું? હું કદાપિ પણ રાંધી આપનાર નથી."

"હશે વ્હાલી! હવે એ બધું વિસરી જા."

"વિસારી ન વિસરે એવી ચીજ તે શોક."

"ત્યારે હવે હું શું કરૂં?"

"સૂઇ જાવ."

"ત્યારે તું મને નહિ રાંધી આપે?"

"એ ના."

"ત્યારે મારે કોની પાસે જાવું?"

"સુશીલા પાસે!"

"સુશીલા તો મરી ગઇ!"

"ત્યારે હવે ભગવાનનું ભજન કરો."

"અને પછી તારૂં."

"મને કાઢી મૂકો."

નવીનચંદ્ર આ બધા વિષના ઘુંટડા ગળી ગયો. આ વખતે સુશીલા યાદ આવી. ખાધાપીધા વિના મારી રાહ જોઇ તે કેવી બેસી રહેતી હતી. કેવી એકલી બેઠી બેઠી મહાભારત યા રામાયણ વાંચતી હતી. હું તો તેનું આ બધું જંગલીપણું સમજતો હતો. મેં તેને કોઇ દિવસ પ્રેમથી બોલાવી પણ નથી. રાજી પણ કરી નથી. સુશીલાને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે કમળા મને આ પ્રમાણે જવાબ આપશે. નવીનચંદ્ર ખાધાપીધા વિના પલંગપર સૂઇ ગયો, અને રડવા લાગ્યો.—"હાય! સુશીલા! તું કયાં હઇશ? તું મારા સામું પણ બોલતી નહિ. ઉલટો હું તને ધમકાવતો હતો. હાય! આવી સુશીલ સુશીલાને મેં ઝેર આપ્યું! તે ઘણોજ પસ્તાવા લાગ્યો."

સુશીલાના મૃત્યુ પછી પ્રમોદ દાસીની પાસે રહેતો હતો. સારવાર પણ દાસીજ

કરતી હતી. ચાર દિવસથી પ્રમોદને તાવ આવે છે, પરંતુ એ બિચારા માતૃહીના બાળકની કોઇ ખબર અંતર પૂછતું નથી.

નવીનચંદ્ર સવારમાં ડોકટરને બોલાવી લાવ્યો. ડોકટરે "નીમોનીયા" બતાવ્યો. જો બાળકની સારવાર નહિ થાય તો બાળક બચવો અસંભવિત છે. નવીનચંદ્રને ચિંતા થઇ કે આ બાજુ બાળકની સ્થિતિ દયા જનક છે જ્યારે બીજી બાજુ કોર્ટમાં ગયા વિના ચાલે તેમ નથી. માટે લાવ કમલાને તેની સારવાર માટે કહું. નવીનચંદ્ર કમલાની ઓરડીમાં ગયો. જોયું તો કમલા બહાર જવાની તૈયારી કરી રહી હતી.

"તું કયાં જાય છે?"

"કેમ! બહાર જાઉં છું?"

"કામ જરૂરતું છે?"

"હા."

"પ્રમોદને 'નીમોનીયા' તાવ આવ્યો છે."

"એમાં હું શું કરૂં?"

"તું તેની સારવાર કર. દાસી તો અભણ છે. દૈં ને બદલે દૈં કરી નાખશે."

"વાહ! કામ તો ઠીક બતાવ્યું. હું ત્યાં નહિ જાઉં તો મારી હાંસી નહિ થાય?"

"ત્યાં તો કેવળ હાંસી થશે, પરંતુ અહીં તો બાળકનો જીવ જશે."

"હું એટલા માટે નહિ રોકાઉં. હું કાંઇ ડોકટર નથી. કોઇ નર્સને બોલાવો."

"બસ જ્યારે ને ત્યારે પૈસા ખર્ચવાનીજ વાતો. નર્સ કાંઇ મફત આવશે. રૂા. ૧૦ રોજના લેશે. માથે ઘણું દેવું છે તેની પણ તને ચિંતા નથી ને અહીં તહીં ફરવાનું સૂઝે છે?"

જ્યારે ને ત્યારે તમે મને ફરવા બાબત રોકો છો. હું કાંઇ કામ વગર તો બહાર નથી જતી ને! હું કાંઇ તમારા બાળકની ધાવ બનીને નથી આવી સમજ્યા. મારૂં ભરણપોષણ નથી થતું તો શું કામ પરણ્યા હતા? કોઇ ગમાર સ્ત્રી સાથે પરણવું હતું ને?"

આવા વાક્બાણ સાંભળી નવીનચંદ્ર ક્રોધના આવેશમાં આવી ગયો. સહન શક્તિની પણ હદ છે. તે ગુસ્સામાં બોલ્યો: "તું ફાવે તેમ કેમ બકી રહી છે? હું પોતેજ તારી સાથે લગ્ન કરી અત્યારે પસ્તાઉં છું. તું તો પૈસાની અને એશ આરામનીજ ભૂખી છે. ભારતની સ્ત્રીઓનાં જીવન કેટલાં આદર્શમય હતા—છે, એ બધું તારી સમજણ બહાર છે. ખરેખર સુધારાએજ આ આર્યભૂમિના સત્વનું સત્યાનાશ કાઢયું."

કમલા ક્રોધમાં ને ક્રોધમાં બોલી—"મને તમારા પૈસાની જરા પણ પરવા નથી."

નવીનચંદ્ર—"તારે મારૂં કહ્યું માનવુંજ પડશે. મારી આજ્ઞા પાળવીજ પડશે. જા, પ્રમોદની સંભાળ રાખ."

કમલા કયાં ગાંજી જાય તેમ હતી. તે તો અત્યારે બે વેણનાં બાર વેણ ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે પાછાં આપતી હતી: "નહિ, એ મારાથી નહિ બને. શું તમે મને સુશીલા સમજો છો? જોઉં છું મને જતાં કોણ અટકાવે છે?"

આમ બોલતાં બોલતાં કમલા ઘરની બહાર જતી રહી. નવીનચંદ્રે રોકવા વિચાર

કર્યો. પરંતુ તરતજ વિચાર ફરી ગયો અને પ્રમોદને દવા આપવા સારૂ ગયો. કોર્ટમાં જતાં પહેલાં દાસીને સારવાર કરવાનું કહેતો ગયો.

(૬)

નવીનચંદ્ર ચાર વાગે ઘેર આવ્યો. એક તો આખા દિવસનો કંટાળેલો તો હતો અને ઘેર આવતાં કમળાને ન દીઠી એટલે ક્રોધમાં વધારો થયો. પ્રમોદ રડતો હતો તેને ખોળામાં લીધો અને દાસીને પૂછ્યું: "શેઠાણી ક્યાં ગયાં?"

"શેઠાણી બાર વાગે ઘેર આવ્યાં હતાં. જમીને તરતજ પોતાના કપડાંનાં ટ્રંક લઇ પિયેર જાઉં છું એમ કહી ગયાં છે."

નવીનચંદ્ર સાંભળતાંજ બેબાકળો બની ગયો. તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે કમલા પિયેર જતી રહેશે. ઓરડીમાં જઇ જોયું તો બધું અસ્તવ્યસ્ત પડયું હતું. ટેબલપર એક પરબીડીયું પડયું હતું તે લીધું. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

"......તમે મારૂં ભરણપોષણ કરવાને માટે અસમર્થ છો તેથી હું મારા પિયેર જાઉં છું. રાતદિવસ મને કંકાસ વ્હાલો નથી. હું મારાં માતાપિતાને ત્યાં સ્વતંત્ર રહી છું, એટલે મને પરતંત્ર રહેવું નથી ગમતું. હજુ સુધી કોઇ પણ મારા કામ માં આડું આવ્યું નથી અને તમે કોણ? મારી સ્વતંત્રતા છીનવી લેવા માગો છો તેથીજ હું જાઉં છું."

"બીજું કારણ એ છે કે પાપી મનુષ્યો શું નથી કરી શકતા? જેણે એક વાર પાપ કર્યું તે ફરી પણ પાપ કરી શકે છે. મેં સાંભળ્યું છે કે તમે સુશીલાને ઝેર આપી તમારા સુખને માટે બિચારીને મારી નાંખી છે. કદાચ મને પણ ઝેર આપો તેથી હું જાઉં છું: મારો જીવ મ્હને વ્હાલો છે. વિદાય!........" કમલા

પત્ર વાંચતાંજ નવીનચંદ્રના પગતળેથી જમીન ખસી ગઇ. એકદમ આરામખુરશીમાં ઢળી પડયો અને બબડવા લાગ્યો કે "ખરેખર આવી દુષ્ટ સ્ત્રીઓના પાપે હવેથી સ્ત્રીકેળવણી પર તિરસ્કારનો વરસાદ વરસશે, અને કન્યાશાળાના બારણે તાળા ચંદ સાંકળચંદ પીકેટીંગ કરશે!!"

આ વખતે ફરી સુશીલા યાદ આવી. તેની છબી તેની આંખ આગળ રમવા લાગી. તે એકદમ બાળકની માફક રડી પડયો. કમલાના સારૂ મેં તને ઝેર આપ્યું: મેં મારા સુખવિલાસને માટે એક મનુષ્યનો પ્રાણ લીધો. મારા કરતાં બીજો અભાગી આત્મા આ દુનિયામાં કોણ હશે? ખરેખર જો આવી ખબર હોત કે કમલા કેળવણીપાત્ર છે પરંતુ અંદર આવા ગુણો છે તો હું કદી પણ તેની સાથે સીવીલ મેરેજ ન કરત.

દાસીએ આવી નવીનચંદ્રને કીધું કે, ડાકટર આવ્યા છે. નવીનચંદ્ર પ્રમોદ પાસે ગયો. ડાકટર તપાસી રહ્યા હતા. નવીનચંદ્રે તેની તબિયત વિષે પૂછ્યું. ડાક્ટરે આઠેક દિવસમાં તબિયત સુધરી જશે એમ કહી આશ્વાસન આપ્યું. નવીનચંદ્રના જાતીય પ્રયત્નથી અત્યારે પ્રમોદની તબિયત પ્રથમ કરતાં સુધરી ગઈ છે.

પ્રમોદને લઇને નવીનચંદ્ર ત્યાંથી બીજા શહેરમાં ગયો અને ત્યાં તેણે પોતાનો ધંધો સારી રીતે જમાવી પ્રથમની પ્રતિષ્ઠા મેળવી સુખે દિવસ ગુજારવા લાગ્યો.

# નાગડો વઝીર

(લેખકઃ-રા. રા. ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા)

## (૧)

## પુત્રનાં લક્ષણ પારણામાંથી

**અલીયું વણ ભલા,**
**નાગડા નર ન નીપજે;**
**જાયો જુમાના,**
**કાં કરણ કુંતા તણો.**

"જુમાબાઇ ! આમ સાત સાત વર્ષનો દીકરો હજી આ રીતે માને ધાવે, એ શું ક્ષત્રિયકુળને શોભે ?"

"ડાઉ ! તમે હજી નાગડાને પૂરેપૂરો ઓળખ્યો નથી."

"શું ઓળખવો ? તૂટલ થાનેલાનો ધાવનાર થોડો ભાલું મારી શકે ?"

જુમાબાઈ ડાઉનો આ અભિપ્રાય સાંભળી સહેજ હસી, અને ધાવતા નાગડાને છોડાવી એના કાકા ડાઉ સમક્ષ ધર્યો.

"ડાઉ ! આજ સાત સાત વર્ષ થયાં આ થાનેલે આ સાવજ બાંધ્યો છે. એ થાનેલો તો આ જુમાબાઇનોજ ખમે. બાકી બીજી કોઇ હોત તો આ કેસરીસિંહ સરીખો સાત વર્ષનો બાળક ચુસીને થાનેલા ચાવી જાત."

"ભાભી ! મારૂં કહેવું એજ છે કે આ રીતે ધાવનારો ધીંગાણામાં શું મોથ મારશે !"

"ડાઉભાઇ ! આજે શું કહું ? પણ આ તૂટલ થાનેલા ધાવવાવાળાના ધમકારા કોઇ દિવસ રણવાટમાં જોજો અને પછી કહેજો કે તમારો ભત્રિજો એટલે શું ?"

જામનગરમાં સતા જામના વખતમાં જેસા વઝીર નામનો પ્રખ્યાત દીવાન થઇ ગયો છે. જેસાવઝીરનો નાનો ભાઇ ડાઉ આજે દરબારગઢમાં આવ્યો એ વખતે એણે જેસા વઝીરના સાત વર્ષના દીકરા નાગડાને એની માતા જુમાબાઇની પાછળ ઉભો રહી બચબચ ધાવતો જોયો. જુમાબાઇના થાનેલા એ ખભા પર હતા અને જેમ સિંહણને સિંહનું બચ્ચું ચોંટ્યું હોય તેમ થાનેલો પછવાડે નાખીને ધવરાવતી જુમાબાઇને વાંસે ઉભો ઉભો નાગડો ધાવતો હતો.

## (૨)

### ચકમક

જામ સતાનો પુત્ર જામ અજો અને જેસા વઝીરનો પુત્ર નાગડો બંને પંદર વર્ષની

ઉમરના થયા. જામનગરના રાજવી સતા જામ અને જેસા વઝીરને રાજા અને દીવાન તરીકે તો ઠીક, પણ અંગત મિત્રો તરીકે બંને વચ્ચે ખૂબ મીઠો સંબંધ હતો. એજ રીતે જસા જામના પાટવી અજા જામ અને દીવાનપુત્ર નાગડા વઝીર વચ્ચે પણ પ્રેમ ગ્રંથિ ગુંથાઇ હતી. બંને વચ્ચે ગળે ગાંઠ જેવો સંબંધ હતો. સાથે રમે, સાથે જમે, સાથે ઘોડાં ખેલવે અને આખોય દિવસ જ્યાં જુઓ ત્યાં બંને સાથેના સાથે.

દરબારગઢમાં આજે એ બંને મિત્રો વચ્ચે મોડી રાત સુધી ચોપાટ જામી. બંને થનગનતા યુવાન, બંનેમાં જુવાનીની ભરતી, અને બંને સ્વભાવે તેજ હોવાથી એક સોગઠી મારવાની બાબતમાં બંને સામસામા ઉછળ્યા.

"નાગડા! આખરે વઝીર તે વઝીર અને રાજા તે રાજા!"

"કેમ?" નાગડાની આંખ્યો ચમકી.

"કેમ શું? તારી ચાલબાજી આ ચોપાટની રમતમાં ખુલ્લી પડી ગઇ. તારી રમતમાં રાજકુંવરની ખાનદાની નથી......"

"અજા જામ! વધુ એક પણ શબ્દ બોલશો તો હું એ નહિ સાંખી શકું. રાજકુળ એટલે શું કહેવા માગો છો? તમે જેમ રાજપૂતાણીનું દૂધ ધાવ્યા છો તેમ આ નાગડાની નસેનસમાં રાજપૂતાણીનાં ધાવણ ભર્યાં છે." નાગડો શબ્દે શબ્દે ઉછળ્યો.

"નાગડા! રાજપૂતાણીના દૂધની ખબર ચોપાટ કે સેતરંજની રમતમાં ન પડે. પણ એ તો ધીંગાણાના ઢોલ વાગે તે દિ એનો પરચો જણાય, પણ તારા જેવો જે જુવાન ચોપાટ જેવી રમતમાં ચાલબાજી કરે એ જુવાન પાસે રણાંગણમાં કેવા પ્રકારની આશા રાખવી?"

નાગડા વઝીરની તેજીલી પ્રકૃતિ આ શબ્દો સાંખી શકી નહિ. એ ગુસ્સામાં ને ગુસ્સામાં ઉભો થઇ ગયો. એની આંખોમાં રકતના રેલા પ્રકટયા. અજા જામે આજે કરેલું અપમાન એને અસહ્ય લાગ્યું. અજા જામની જગ્યાએ બીજો કોઇ પણ જુવાન હોત તો પંદર વર્ષનો આ નાગડો એને પોતાની નાગી તલવારનાં તેજ જરૂર બતાવત.

"અજા જામ! તારે ને મારે આજે રામરામી છે. જ્યાં સુધી ધીંગાણાનું ટાણું ન આવે ત્યાં સુધી શું કહેવું? પણ યાદ રાખજે, જે દિ સિંધુડો વાગે તે દિ બતાવીશ કે ભાયડાનાં રંગ કેવા છે."

ગુસ્સામાં ને ગુસ્સામાં નાગડો વઝીર રંગમહેલમાંથી ચાલ્યો ગયો. અજા જામને એ વખતે તો કંઇ પણ જણાયું નહિ. પણ બીજે દિવસે એને આ બાલમિત્રનો વિયોગ વસમો લાગ્યો. સવારથી સાંજ પડે ત્યાં સુધીમાં અજો જામ નાગડાને અગણિત વખત સંભારતો. પણ નાગડો તો રોષે ભરાયો હોવાથી અજા જામના મહેલનાં પગથીઆં તરફ દષ્ટિ પણ ન કરતો. સતા જામને, જેસા વઝીરને અને જુમાબાઇને આ બન્ને મિત્રો વચ્ચે થયેલી બોલાચાલીની ખબર પડી ત્યારે એ બન્ને મિત્રો વચ્ચેનાં રૂસણાં ટાળવા સર્વેએ પ્રયત્ન કર્યો.

પણ રૂસણે બેઠેલો નાગડો કોઇથી પણ ન માન્યો. એણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે: "જે અજા જામે પોતાનું, પોતાની માતાનું અને પોતાના પિતાનું અપમાન કર્યું એની સાથે કોઇ પણ રીતે હવે એ મિત્રાચારી રાખી ન જ શકે."

(૩)

## આજમ મીરઝા કોકોની ચઢાઇ

દિલ્હીથી લશ્કર લઇને જામનગર ઉપર આજમ મીરઝા કોકો ચઢી આવ્યો અને કાઠિયાવાડની ભૂમિપર ધ્રોળ પાસે ભૂચર મોરીનું ઇતિહાસપ્રસિદ્ધ યુદ્ધ મંડાયું.

કોકો લશ્કર લઇને ધસ્યો આવે છે એવા ખબર મળતાં જામનગરમાં ભુંબીયો વાગ્યો, સિંધુડો ગાજ્યો અને હાલારી યુવાનો ભૂચર મોરી તરફ પાણીના પૂરની માફક ઉલટ્યા. પોતાના શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી નગરનું નાકું કોઇ પણ પરદેશી જિતી જાય તો રંગમતી અને નાગમતીનાં પાણી લાજે, એ વિચારે જામનગરના યુવાનો શસ્ત્ર સજી યુદ્ધે ચઢ્યા.

જામ સતાની આંખ્યો ઉઠવાથી જેસા વઝીરે દસ અંગરક્ષકો સાથે એમને ગોપના ડુંગરપર મોકલ્યા હતા, અહિં જામનગરમાં એક બાજુ અજા જામનાં લગ્ન છે અને બીજી બાજુ દિલ્હીથી લશ્કર ચઢી આવ્યું! જેસો વઝીર પોતાના ધણીની ગેરહાજરીમાં નગરના નૂર સમો પાદશાહના સૈન્ય સામે ચઢ્યો. અજેજામ પરણતાં પરણતાં યુદ્ધનાં નગારાં સાંભળી ચમક્યો. યુવાનીનો ઉછાળો આવતાં એ પોતાના મનમાં બબડ્યો: "આવે વખતે સતા જામ આ રીતે ડુંગરમાં સંતાઇને કેમ બેસી શકે?"

બીજી પળે પોતે જેસા વઝીર સાથે ધીંગાણે ચઢવું જોઇએ એ નિશ્ચય મનમાં ને મનમાં કરી લીધો. લગ્નમાં ત્રણ ફેરા ફરાઇ ગયા હતા. હજી એક ફેરો બાકી હતો, પણ આવે વખતે એક પણ પળ થોભે તો ક્ષાત્રધર્મ લાજે, એ દૃષ્ટિએ અજા જામે ડોકમાંથી વરમાળા કાઢી, ઘા કરી પરણતી રાણીની ડોકમાં નાંખી દીધી.

**"તુટી વરમાળા છૂટયા છેડલા;**
**માંડયાં માંડયાં રોજીએ પલાણ રે."**

જતાં જતાં ચોથો ફેરો કરવાને ઉત્સુક બનેલી રાજકન્યા તરફ અજો ફર્યો; "રાણીજી! જીવતો રહીશ તો આવીને ચોથો ફેરો ફરીશ. ન અવાય તો સરગાપરમાં ચોથો ફેરો જરૂર ફરીશું"

રાણીને નિરુત્તર ઉભેલી જોઇને ફરી જતાં જતાં એ વીર જોરથી બોલ્યો:

"ક્ષત્રિયોને ધીંગાણા વખતે લગ્ન કેવાં!?"

લગ્નમંડપમાંથી ગઢમાં આવી અજા જામે જેસા વઝીરની ખબર કાઢી પણ જેસો વઝીર તો કયારનોય સૈન્ય લઇને દુશ્મનનો સામનો કરવા પહોંચી ગયો હતો. અજા જામે હવે નગારે ઘા દીધો ને જેસા વઝીરને આંબી લેવા પોતાના સૈનિકોને હુકમ કર્યો. અજા જામનું રણનગારૂં વાગતાં નાગડાની માતુશ્રી જુમાબાઇ, રાજથી રીસાયલા પોતાના પુત્ર નાગડા પાસે આવી.

"નાગાજણ! બાપ! તારો અન્નદાતા જામ અજોજી ધીંગાણે ચઢયો છે ને તું આ વખતે ઘરને ખુણે બેસી રહે તો પછી આ થાનેલા ધાવીધાવીને લાંબાલચ કરી નાંખ્યા છે એને કયારે અમર કરીશ? આજ તો તારે માના થાનેલાને ઉજાળવાનો મોકો આવ્યો છે."

"માતા! તારી બધી વાત સાચી, પણ મારે ને અજા જામને રીસામણાં છે એનું કેમ?"

"બાપ નાગડા! રીસામણાં ખાંડ ખાનાર ખામાં હોય, તરવારમાં રીસામણાં ન હોય. જ્યારે દેશને માથે આફત આવી પડી હોય, જ્યારે દેશપર પરદેશીઓના હલ્લા આવ્યા હોય એ વખતે રીસામણાં મના-મણાં શૂરવીરોને ન શોભે! બેઠો થા, બાપ! જો બુંબીયો ઢોલ તને નોતરે છે. સાંભળ શરણાયુંના સૂર તને બીરદાવે છે. જો સાંભળ! સીંધુડાવેરા સૂર જામનગરની જુવા નીને રણખેલન માટે નોતરે છે."

માતાનાં વચનો સાંભળી નાગડો ઉઠયો અને નગારે ઘા દીધો.

"જો નાગડા! આ થાનેલાને ખૂબ ઉજળાં કરજે હો! રાજપૂતાણીના દૂધની ખબર આ ખરાખરીના ખેલમાંજ પડે છે!"

(૪)

## નાગાજણ રણે ચઢયો

અજો જામ ભૂચર મોરી તરફ પોતાના સૈનિકો સાથે ધસ્યો જતો હતો અને એની પાછળ નાગડે પૂર વેગમાં અજા જામને આંબી લેવા પ્રયત્ન કર્યો.



અજા જામે પોતાની પાછળ ઘોડાંઓની પ્રાછટ બોલતી દીઠી. પાછો ફરીને અજો જામ જુવે છે તો નગર તરફથી સ્વારો પોતા પાછળ પૂરપાટ ધસ્યા આવે છે.

"રખે બેલી નાગડો હોય!" અજા જામે પોતાના અંગરક્ષકને કહ્યું.

"હા, અન્નદાતા! એજ લાગે છે. આપ ધીંગાણે ચઢો ને જેસા વઝીરનું છોરૂ ઘેર રહે, એ કેમ બને? બાપુ! જેસા વઝીરના કુટુંબની ખાનદાની એ તો નગરના રાજ્યની એક પ્રકારની મોટામાં મોટી મીલ્કત છે:"

"જ્યાં લગી પાણી આવશે,
ત્યાં લગ દૂધ નચિંત;
શ્યામ ઉગારી રણ રહે,
એ રાજપૂતાં રીત."

અજો જામ અને એનો અંગરક્ષક મારતે ઘોડે આ રીતે વાતો કરે છે એટલામાં તો નાગડા વઝીરે એને આંબી લીધા. નાગડાને જોતાં અજાનો અંગરક્ષક સ્વાર બોલી ઉઠયો:

"એ તો આપણે ધાર્યું હતું તેમ નાગડો વઝીરજ છે. દૂધમાં પાણી હોય ત્યાં સુધી દૂધ ન દાઝે, એ જેમ પાણી અને દૂધ વચ્ચેનો મિત્રધર્મ છે તે મુજબ મિત્રતા રાખવા માટે નાગડો આજે આવી પહોંચ્યો હોય એમ લાગે છે."

લાંબા વખતનાં રીસામણાં આપોઆપ મટી ગયાં હોય તેવા પ્રેમથી, બંને જાણે નરરાજ હોય તેવી રીતે, લડાઇના મેદા-નમાં ભેટયા.

"અજા જામ! મારા બાપુ આપણી પહેલાં યુદ્ધમાં પહોંચી ગયા છે એટલે મ્હને બીક

છે કે રખે પહેલું સ્વર્ગ એ લેઈ જાય. હું તો એમ ઇચ્છું છું કે પહેલું સ્વર્ગ મ્હને મળે. બીજો હક્ક તમારો અને ત્રીજો હક્ક મ્હારા પિતાનો.” યુદ્ધમાં મૃત્યુ માટે હોડ બાંધતો હોય એવા ભાવથી નાગડાએ અજા જામ સામે જોયું.

બંને યુવાનના દિલમાં એકજ વસ્તુ રમી રહી હતી કે આજમ મીરઝાં કોકાને પોતે પહેલો મારે.

“નાગડા, જો ! જેસો વઝીર ઉગમણી બાજુથી લશ્કરમાં પડયા છે એ પહોંચે તે પહેલાં આપણે આથમણી બાજુથી પડીએ અને એમની પહેલાં કોકાના હાથી પાસે પહોંચી જઇએ.”

બંને વરરાજા સરીખા જુવાનો કોકાના કટકમાં પડયા.

(૫)

## નાગડા વઝીરનાં પરાક્રમ

મીરઝાં કોકાનો હાથી લશ્કરની મધ્યમાં હતો. ચારે તરફથી કુશળ સૈનિકોથી વીંટાચલા એ હાથી પાસે પહોંચવું લગભગ અસંભવિત હતું, પણ સ્વર્ગના વરરાજા સમા આ બે યુવાનો—અજો જામ અને નાગડો વઝીર સૈન્યની વચ્ચે થઇને અજબ રીતે હાથી તરફ ધસ્યા જતા હતા. બંનેમાંથી કોણ પહેલો પહોંચે અને આજમ મીરઝા કોકા પર ઘા કરે એનો હોડ ખેલતા આ યુવાનો આડે આવતાં માથાંઓ, જેમ કુલની ભરેલી ઉઘાડી છાબમાંથી વંટોળીયો આવતાં કુલ ઉડે એમ તલવારની અણીયે ઉડાડતા હતા.

“અજા જામ ! આજે કોકાના હાથી પાસે પહેલો પહોંચે અને એને મારે એ વરરાજા, બાકીના બધા જાનૈયા.” નાગડાએ હોડ કરી.

અજો જામ આગળ વધતો વધતો નાગડાના આ શબ્દો સાંભળી ધીમો પડયો અને કહ્યું:

“ધીરો નાગડા ! ધીરો.”

નાગડે જવાબ વાળ્યો: “અન્નદાતા ! વરરાજા થવાની બધાને ઉમેદ હોય. એમાં રાજા અને રંકનો ભેદ નથી.”

નાગડો વધારે ઉતાવળથી આગળ વધતો હતો. જ્યારે નાગડો ધીંગાણે ચઢયો ત્યારે એની રાણીએ માગી લીધું હતું કે: “વઝીર ! મારે હાથીદાંતનો ચૂડો જોઇએ છીએ.” રાણીની આ ઇચ્છા સાંભળી નાગડે કહ્યું: “મરેલા હાથીના હાડકાના ચુડલા તો આખા મલકની ઓરતું પહેરે છે. પણ આ નાગડો તમને આજમ કોકાના જીવતા હાથીના દાંત ખેંચી તેનો ચૂડલો પહેરાવશે.”

રાણીને આપેલો આ કોલ પાળવા નાગડો ઉતાવળો થયો. એણે તલ્વાર ચલાવી, અજા જામથી આગળ વધવામાં ઝડપ કરી.

અત્યારે નાગડાનું એકજ ધ્યેય હતું કે: હાથીના દાંત ખેંચીને સૌની પહેલો જઇ આજમ મીરઝાને મારી નાખું. એટલે રાણીને ચૂડલો પણ થાય અને વરરાજા પણ થવાય.

આખરે ધારેલા ધ્યેયે નાગડો પહોંચ્યો. હાથીના દાંત ઉપર નાગડા વઝીરે બે હાથે ઝડપ કરી, અંબાડીમાં બેસી કોકાની રક્ષા કરનાર એક્કાએ નાગડાના બંને હાથ પર તલ્વારનો ઘા કર્યો. એ ઘાથી નાગડા વઝી-

રના બેય હાથનાં કાંડાં કપાઇ ગયાં. નાગડે જાણ્યું કે મનની મનમાં રહી ગઇ અને રાજપૂતાણીનાં થાનેલાં ઉજળાં થયાં નહી. પણ બીજી પળે સાવધ થઇને હાથનાં ઠુંઠાંથી એણે આજમ મીરઝાંના હાથીને માર્યો.

એક બાજુથી નાગડો હાથના ઠુંઠાથી આસપાસના સૈનિકોને મારવા મંડયો અને બીજી બાજુ અજો જામ આજમ મીરઝાં તરફ ધસ્યો. આજમ મીરઝાં કોકો નાગડાના ઠુંઠાથી મરેલા હાથી પરથી બચી ગયો અને બીજા હાથીની અંબાડીએ ચઢયો. અજા જામે એ હાથીની પાસે આવી ઘોડાના આગલા પગના ડાબલા હાથી દાંત ઉપર માંડયા અને તરવારના ઘાથી કોકાના બે કટકા કરી નાંખ્યા, પણ સાથે સાથે કોકાના રક્ષણહાર એકાઓએ અજા જામને ઘેરી લઇ એના કટકે કટકા કરી નાંખ્યા.

**અજમલીયો એ લંગે,**
**લાયો લાખાસર ધણી;**
**દંતોશળ પગ દઇ;**
**અંબાડીયે ઘડયો અસ્વર.**

અજો જામ પડયો, એ નાગડે જોતાં એને શૂર છુટયું અને પોતાના ઠુંઠા હાથોએ એ કૂદયો. હાથી, ઘોડાં, માણસ જે આવે તેના પેટમાં ઠુંઠા હાથ મારી એણે મીરઝાં કોકાના લશ્કરમાં ત્રાસ વર્તાવ્યો. છેલ્લે એક મોટા હાથીના પેટમાં ઠુંઠો હાથ ખોસ્યો, હાથી મર્યો અને નાગડા વઝીર ઉપરજ પડયો. નીચે નાગડો અને ઉપર હાથી. માના દૂધને ઉજ્વળ કરનારો એ નાગડો વઝીર હસતો હસતો વરરાજો પરણવા જાય તેમ મોતને ભેટયો.

ભુચર મોરીના યુદ્ધમાં ચાર લાખ માણસની કતલ થઇ. માણસ ઉપર માણસ અને ઘોડા ઉપર ઘોડાનાં મુડદાંનો થર જામી ગયો હતો. બીજે દિવસે જુમાબાઈ પોતાના દેર ડાઉને ઘેર ગઇ અને કહ્યુ: "હાલ તારા ભત્રીજાએ મારા થાનેલા કેવાં ઉજળાં કર્યાં છે, તે બતાવું."

જુમાબાઇ અને ડાઉ બન્નેય રણાંગણમાં આવ્યાં અને હાથીઓના પેટમાં મોટાં ગોળ ભગંદર જોઇને વિચારમાં પડી ગયાં કે આ કયા હથીઆરથી હાથી મરાયો હશે? બંદૂક, બરછી કે ભાલું પેટમાં આ જાતનું ભગંદર પાડી શકે નહી. બન્ને વિચાર કરતાં, મુડદાંઓ વચ્ચે થઇને ચાલતાં હતાં. તેટલામાં જુમાબાઇની નજર નાગડાપર પડી. હાથીના પેટમાં જેનો એક હાથ ખુંચી ગયો છે અને જેના બે હાથની ચામડીની ખોળો ઉંચે ચઢી ગઇ છે એવો હાથીની નીચે દટાયલો દૂધમલીઓ નાગડો એણે જોયો.

"ડાઉ! આ જોયો તારો ભત્રીજો? આ હાથીનાં પેટ કોઇયે ફાડયાં હોય તો કાંડાં કપાઇ ગયા પછી નાગડાએ પોતાના ઠુંઠા હાથથી ઘા કર્યા છે. જેણે માત્ર ઠુંઠા હાથે સેંકડો માણસોને અને હાથીઓને માર્યા હશે. એણે તલવારથી કેટલા માણસોને માર્યા હશે. કેમ? ડાઉ! જોયાં મારાં દૂધ, જોયો મારો તુટેલ થાનેલાંનો પ્રભાવ!"

દેખતાં કાલિન્દીને પૂછ્યું: "બાળા! તું કોણ છે?"

"વીરને ઝંખતી વીરાંગના!" મધૂરી રૂપાની ઘંટડી જેવા મોહક રણકારે માનુ-નીએ જવાબ દીધો.

"અહો!" હૃદયમાં ઘવાયલો શાહમીર બોલી ઉઠયો. ઘોડા પરથી નીચે ઉતરી એણે પૂછ્યું "તેં મને કેવો ધાર્યો?"

ચંચલ નારીએ ચંચલાઇથી જવાબ દીધો. "પરીક્ષા વિના શી રીતે ધારી શકું?"

"વાહ! વાહ! શો સુંદર જવાબ" શાહ-મીર હસીને બોલ્યો: "હું પરીક્ષા દેવા તૈયાર છું."

"પધારો મંદિરીએ, મોંઘા મહેમાન!" કાલિન્દીએ પુનઃ કટાક્ષ કરી કહ્યું.

અને હા! યુદ્ધ તો યુદ્ધની જગ્યાએ રહ્યું પણ શાહમીર ચઢ્યો. નારીનાં નેત્રકમળમાં લુબ્ધ બનેલો એ વિલાસી નર તેના મકા-નની અંદર ગયો.

કમળમાં બીડાતા ભ્રમરની પેઠે, છટ-કામાં સપડાયલા સિંહની માફક અને માછી મારની જાળમાં આવેલા માછલાની જેમ શાહમીરની દશા થઇ.

કાલિન્દીએ મોહક વાતો સાથે દારૂના નશામાં તેને ચકચૂર કર્યો અને દોરડાંના બંધથી બાંધી દઇ પુરૂષવેશ લઇ પોતે તે મકાન બહાર નીકળી ગઇ.

શાહમીરનું જે સૈન્ય એ મકાન બહાર થંભી ગયું હતું તે કયારનું વિચાર કરતું હતું કે શાહમીરનું થયું શું? અને આ સ્ત્રી કોણ? એક અમલદાર તજવીજ કરવા અંદર ગયો તો શાહમીર નશામાં ચક-ચૂર! તેણે દોરડાના બંધ છોડી નાંખ્યા અને તેને જગાડવા બહુ બહુ યત્ન કર્યા પણ વ્યર્થ!

આખરે હતાશ થઇ તે બહાર આવ્યો અને શાહમીરનું આદરેલું, પણ અણ સધાયલું કાર્ય તેણે ઉપાડી લીધું. કુલ્લચની સામે થવાને તે સૈન્ય સાથે નીકળી પડયો. પણ જે પળ વહી જાય છે, તે પુનઃ ક્યારે આવે છે? ગયેલી બાજી પણ જિતવી મુશ્કેલ છે. આ મુજબ, જેવો તે દરવાજા આગળ ગયો કે તરતજ પહેરેગીરોનો નાશ કરીને કુલ્લચનું સૈન્ય આગળ ધસતું આ લુમ પડયું! કાશ્મીરના વીરોએ વીરતાથી સામનો કર્યો,પણ તેઓનું કશુંજ વળ્યું નહી.

કુલ્લચનું સૈન્ય કાશ્મીરી દળને પરાજય આપીને શહેરમાં ઘસ્યું. પ્રજાની કમબખ્તી બેઠી. [સેંકડો દૂકાનો લુંટાઇ; કેટલાની ઉપર હલ્લા થયા; સ્ત્રીવૃન્દની લજ્જા હણાઈ અને કાશ્મીરના તોષાગાર આગળ આવી, તે લુંટી, કુલ્લચનું લશ્કર રાક્ષસી આનન્દકલ્લોલ કરતું કાશ્મીર તજી ગયું!

કુલ્લચનું સૈન્ય પાછું ગયું તે પછી શહેરીઓ બહીતા ધ્રૂજતા બજારમાં ભેગા મળ્યા ત્યારે એક ઘોડેસ્વારે આવીને રણ શિંગું વગાડીને ખબર આપી કે, "મહા રાજા ઉદયદેવ એકાએક હૃદય બંધ પડી જવાથી મરણ પામ્યા છે. હવેથી મહારાણી કોટાદેવી રાજ્યની લગામ હાથમાં લેશે અને સાંભળો; પ્રજાજનો! રાજ્યના અન્ન

ભંડાર હજી અણલુંટાયા રહ્યા છે તેમાંથી સૌને અન્નદાન દેવામાં આવશે."

લોકોને આથી કૈંક આનંદ થયો. કુલ્લચનો એક જાસુસ લોકોની ગીર્દીમાં ભેળાચલો રહીને આ હકીકત સાંભળતો હતો, તે એકદમ ત્યાંથી ઉપડીને કુલ્લચને ખબર આપવા ગયો.

ઘોડેસ્વાર રણશિંગાના અવાજથી પ્રજાને જે ઢંઢેરો સંભળાવતો હતો તે જ્યારે કાલિન્દીના મકાનમાં જરા જરા શુદ્ધિમાં આવતા શાહમીરને કાને અથડાયો ત્યારે એકદમ સચેત થઈ તે ઉભો થયો અને "હું બેઠાં શું કોટાદેવી રાજ કરે?" એમ કહેતો તે મકાનમાંથી બહાર નીકળી પડયો.

શાહમીરે રાજ્યના અમલદારોની સભા મેળવી અને તેમાં પ્રશ્ન મૂકયો કે: "શું એક સ્ત્રી રાજ કરી શકે? એક સ્ત્રીના તાબામાં રહેવું એના કરતાં શું મરવું બહેતર નથી?"

અમલદારોને તેના પ્રશ્નો વ્યાજબી લાગ્યા. તેઓ કોટાદેવી પર ક્રોધે ભરાયા. તેઓએ શાહમીરને રાજા તરીકે સ્વીકાર્યો.

શાહમીરે કોટાદેવી પર આજ્ઞાપત્ર મોકલ્યો કે—"રાજ્યના અમલદારોએ મને રાજા તરીકે સ્વીકાર્યો છે. રાજ્યાસને સ્ત્રીઓથી ચઢી શકાય નહીં એવો તેમનો અભિપ્રાય છે. માટે મારું રાજા તરીકે તમને ફરમાન છે કે—'તમે હવેથી આ રાજ્યનાં મહારાણી તરીકે નહીં, પણ એક પ્રજાજન તરીકે ગણાશો. પણ તમારો રાજવંશી દરજ્જો સચવાય તે માટે તમને રાજ્ય તરફથી વાર્ષિક ૨૫૦૦૦ સોનામહોરો અપાશે. આ વ્યવસ્થા સામે તમે થશો તો તે રકમ બંધ કરી તમને દેશપાર કરવામાં આવશે."

આ બાજુ કુલ્લચના શા હાલ થયા? તે સૈન્ય સાથે જંગલમાં છાવણી નાંખીને પડયો. તેણે સૈન્યને નજદીકના ગામમાં ફરવાહરવા જવા છૂટ આપી. એ મુજબ જે વખતે તેની છાવણી ખાલી થઇ ગઇ હતી અને જે વખતે તે—કુલ્લચ—કાલિન્દી સાથે પોતાના તંબુમાં પ્રેમમાં મસ્ત હતો તે વખતે એક લૂંટારો અને તેનો જુવાન સાથી તંબુ આગળ આવી પહોંચ્યા. લૂંટારાનું નામ કિરણસિંહ હતું. તેના સાથીનું નામ અમરસિંહ હતું. તેઓ એક બાજુએ ઉભા રહી બહારથી અંદરની વાત સાંભળતા હતા. તેવામાં કુલ્લચના જાસુસે આવી કાલિન્દીને ખબર આપી કે, કાશ્મીરનરેશ સ્વર્ગસ્થ થયા છે. પૂછપરછ ઉપરથી જાસુસે જે તમામ હકીકત પોતે જોઇ–સાંભળી હતી, તે તેને કહી સંભળાવી.

કાલિન્દી રાક્ષસી મહત્વાકાંક્ષાવાળી સ્ત્રી હતી. કુલ્લચને ખૂબ નશામાં જોઇ જાસુસને તેણે બક્ષિસ આપી વદાય કર્યો અને પોતે કુલ્લચ તરફ વળી કહેવા લાગી: "પ્રિય કુલ્લચ! તું કાશ્મીરનો રાજા થાય એવો વખત આવ્યો છે."

"મારે રાજા થવું નથી." કુલ્લચે જવાબ દીધો."

"પણ મારે રાણી થવું છે!"

"તું વેશ્યા! રાણીપદની વાત તારા મુખે નથી શોભતી."

"વેશ્યા" એવું પોતાને અપાયલું વિશેષણ કાલિન્દીથી સાંખી શકાયું નહીં.

આ બાજુ જાસુસ તંબુ બહાર નીકળ્યો કે તરતજ બંને લૂંટારાઓએ તેને મારી નાંખ્યો અને તેનું મડદું દૂર દાટી આવ્યા.

એટલામાં શબ્દોની ટપાટપી કાલિન્દી અને કુલ્લચ વચ્ચે વધી જતાં કાલિન્દીએ કુલ્લચને કટાર મારી ઘાયલ કર્યો! પણ જે અબળાએ જીવનમાં કદિ ખૂન કર્યું ન હોય; ભયંકર મોતને વશ થનારની લોહીઆળી આકૃતિ કદિ દીઠી ન હોય, તે અબળા કીયા હૃદયે તેની ભયંકરતા સાંખી શકે? કીયા નેત્રે નિહાળી શકે? કાલિન્દીનું કોમળ કાળજું કુલ્લચના કરપીણ લોહીને જોતાંજ હબકી ગયું. ગભરાટથી તે ફફડી ગઇ. તંબુ બહાર નાસવા ગઇ પણ ન્હાસે કયાં?

બહારથી કોઇએ તેનું કાંડું પકડયું!

કોણ એ પકડનાર? એ કિરણસિંહ નામનો લૂંટારો હતો કે જેણે તેને કુલ્લચનું ખૂન કરતાં દીઠી હતી. કાંડું પકડાયાથી રામા રડી પડી. ઓશિયાળી થતી પગે લાગવા માંડી પણ ક્રોધથી ફુંફાડા મારતો કિરણસિંહ બોલ્યો: "કાશ્મીરના હાલહવાલ કરાવ્યા—તારા પ્રેમીને માર્યો—એથી પણ ધરાઇ નહીં? હવે જાય છે કયાં?"

તેને તે અંદર લઇ ગયો. એટલામાં કુલ્લચના સાથીઓમાંના થોડાક આવ્યા. બધી હકીકત તેમને કહેવામાં આવી. કાલિન્દીપર તેઓ ગુસ્સે થયા. દરમ્યાન એક જણે એક દવા કુલ્લચને સુંઘાડતાં તેને ભાન આવ્યું. પણ એના હૃદયમાં દગાખોર માટે કીનો અને ખુન્નસ વ્યાપેલાં હોવાથી કાલિન્દીને જોઇ બે ત્રણ વખત ઉછળી ઉછળીને તેને મારવા તે ધસ્યો. પરિણામ એ આવ્યું કે, ગજા ઉપરાંત જીવપર જોરાવરી કરવાથી તે પોતેજ મરણ પામ્યો!

મરતાં મરતાં તેણે પોતાના સાથીઓને આજ્ઞા આપી કે—તમારા સરદાર તરીકે આ બે બહાદુરોને સ્થાપજો કે જેઓએ મારી બનતી સારવાર કરી, આ પાપિણીને ન્હાસતી પકડી પાડી છે. સાથીઓએ તે આજ્ઞા પાળી. કુલ્લચને બદલે કિરણસિંહ સરદાર થયો.

કિરણસિંહે લૂટારાઓ સાથે મસલત કરી એમ નક્કી કર્યું કે—કાશ્મીરમાં શાહમીર કોટાદેવી ઉપર જે અન્યાય ગુજારવા તત્પર થયો છે, તે અટકાવવો અને રાજ્ય કોટાદેવીનેજ અપાવવું. દરમ્યાન કાલિન્દીને કેદ રાખીને જ્યારે કોટાદેવી સિંહાસને બિરાજે ત્યારે તેની મારફત તેનો ન્યાય કરાવવો.

કાલિન્દી ખુશખુશાલ કેદ પડી છે, તેવામાં એક રાત્રે એક દાઢીવાળો સૈનિક તેને પૂછવા આવ્યો; "કેમ કાંઇ જોઇએ છે?"

"બુલબુલને વને વને ઝાડે ઝાડે ગીત ગાતાં ફરવું છે. બુલબુલને કોણ છૂટું કરે?"

દાઢીવાળો એ 'બુલબુલ' પર આશક થયો હતો!

હા! રૂપવતીઓએ સર્વ જમાનામાં સર્વને તાબે કર્યા છે. રૂપવતી કાલિન્દીના રૂપ પર ફિદા થયેલો દાઢીવાળો યુક્તિ પ્રયુક્તિથી તેને કિરણસિંહની છાવણીમાંથી બહાર લઇ ચાલ્યો.

પ્રેમીઓને એકાન્ત વિના પ્રેમામૃતનું પાન કદિ ગમે ખરૂં?

એ બે બહુ સાવચેતીથી નાઠાં. એક ગામ આગળ આવતાં રાતના ૧૨ વાગેલા હોવાથી ગામના દરવાજા ઉઘડયા નહીં. તેઓ પાછાં ફરતાં હતાં તેવામાં એક ગાડાવાળો ખાલી ગાડું હાંકી જતો હતો. કાલિન્દીની વિનતિથી દાઢીવાળા સૈનિકે ગાડાવાળાને પૂછપરછ કરી જોઇ અને કાશ્મીર તરફ લઇ જવાનું સારૂં નક્કી કર્યું.

ગાડું ચાલે છે. બંને જણ અંદર સુતાં છે. ત્યાં કાલિન્દી ઉઠી અને ગાડાવાળાને પૂછવા લાગી: "ભાઇ! કસાઇવાડેથી ગાય છોડાવીશ?" ગાડાવાળો ચમકયો.

"છે શું?" એણે પૂછ્યું.

કાલિન્દી બોલી: "એ મારો દૂરનો સગો છે. તે મને કાશ્મીર લઇ જઇ મારી મરજી ઉપરાંત એક પૈસાદારને ત્યાં વેચવાનો છે!"

"તેમાં હું શું કરૂં?"

"એટલુંજ કે મને બચાવ. આને આપણે અહીં કયાંક સુતો મૂકી નાસી જઇએ."

દાઢીવાળો સૈનિક જાગૃત થઇ ગયો. આંખો મીંચી એ વાત સાંભળી રહ્યો.

કાલિન્દીએ ગાડાવાળાને આગળ કહેવા માંડયું: "હું તને ભારે પડીશ નહીં. કાશ્મીર જઇ આપણે છૂટાં પડીશું. હું કોઇકને ત્યાં પ્રામાણિકપણે નોકરી કરવા રહી જઇશ."

એણે એક કીંમતી મોતીની માળા ગાડાવાળાને આપી. ગાડાવાળો નગદ માલ દેખી લોભાયો—કબૂલ થયો.

એણે એક સ્થળે જંગલમાં ગાડું છોડયું; દાઢીવાળા સૈનિકને જાગૃત કર્યો. અને કહ્યું: "વાટમાં જંગલી પ્રાણીઓનો ભય છે. બળદ બ્હીએ છે. માટે અહીં મેલાણ કરી પ્રભાતે આગળ ચાલીશું."

જાણે પોતાને કશીજ ખબર નથી એવો ડોળ કરી દાઢીવાળો જમીન પર સુઇ ગયો. થોડી વારે તે જાગૃત થઇ ઉઠયો. એણે કાલિન્દીને એક શીશી સુંઘાડી બેભાન કરી. ગાડાવાળાને જાગૃત કરી તેણે ધમદાટી દીધી. મારી નાંખવા ધમકી આપી. પ્રચંડ કાયાના એ સૈનિકથી ગાડીવાળો બ્હીની ગયો. તેની માફી માગવા લાગ્યો. સૈનિકે તેને એ શરતે જીવતો મૂકવા કહ્યું કે:— "તારો પોષાક મને આપી દે. આ સ્ત્રીને ગાડામાં નાંખીને હું લઇ જાઉં. તું ચાલતો ચાલતો આવ. કાશ્મીરમાં દરવાજા પાસેની ધર્મશાળા આગળ તારૂં ગાડું છૂટું મૂકીશ. તે લઇ લેજે."

લાચારીથી ગાડાવાળાને કબૂલ થવું પડયું.

કાશ્મીરની ધર્મશાળામાં દાઢીવાળો કાલિન્દી સાથે જઇ રાત રહ્યો. પ્રભાત થતાં જેવી કાલિન્દી જાગીને તેને ગાડાવાળો ધારીને તેની પાસેથી વિદાય માગવા લાગી કે—ગાડાવાળાએ પોત પ્રકાશ્યું! ગાડાવાળામાંથી દાઢીવાળો બન્યો, અને દાઢીવાળામાંથી કિરણસિંહ બન્યો!

ક્રોધથી તેણે કહ્યું: "રંડા! તારી પરીક્ષા માટે મેં આ સ્વાંગ લીધો હતો! હવે તને શિક્ષા કર્યા વિના નહીં રહું."

પણ કાલિન્દી બાપાગાળા વિદ્યામાં કાંઈ ઓછી પ્રવીણ નહતી. શોરબકોર કરીને ધર્મશાળાના લોકોને તેણે જાગૃત કર્યા; કિરણસિંહ અને લોકો વચ્ચે મારામારી જામી. એનો લાભ લઈ કાલિન્દી નાશી ગઇ !

લોકોને મ્હાત કરીને કિરણસિંહ આમ તેમ જુએ છે તો કાલિન્દી ન મળે !

સુકેતસિંહ નામનો એક અમીર કાશ્મીરમાં ફરવા નીકળેલો. ધર્મશાળા પાસેની ગલીમાં જતાં એક રૂપવતી સ્ત્રીને તેણે હાંફળીફાંફળી હરિણીની પેઠે દોડતી જોઇ. એ તેજ કાલિન્દી હતી કે જે ધર્મશાળા માંથી નાઠી હતી. પૂછપરછને અંતે એ અનાથને સુકેતસિંહે સનાથ બનાવી. પોતાની ગાડીમાં બેસાડી તે તેને પોતાને ઘેર લઇ ગયો.

બીજે દિન મધ્યરાત્રિએ સુકેતસિંહ પોતાના બગીચામાં ચાંદનીમાં ફરતો હતો ત્યાં તેના મકાનમાંથી સિતારના સુન્દર સૂર સંભળાયા અને કોકિલકંઠી કિન્નરીનું કર્ણપ્રિય ગાન એ સૂર સહિત લજ્યું ! એનો આત્મા ચમકી ઉઠયો ! કોણ હશે એ ભાગ્યશાળિણી ? એમ વિચારતો જ્યાં તે મકાનમાં ગયો કે—કાલિન્દીને ગાતી દીઠી. 'અહા ! હું કેવો ભાગ્યવાન્ ?" એમ ધારીને તેણે તેની પાસે જઈ બીજું ગાન ગવરાવ્યું:—

અને ત્યારથી એ બેની જોડી જામી.

આ અમીર સુકેતસિંહ એકવાર શાહમીરને ત્યાં દારૂ પીતો બેઠો હતો તેવામાં તેના ખિસ્સામાંથી કાલિન્દીની તસ્વીર પડી ગઇ અને શાહમીરના ખોળામાં જઇને અટકી.

શાહમીરની નજર તે તસ્વીરપર પડી. તે તેને ઓળખી ગયો કે—આ તો તેજ સ્ત્રી કે જેણે મને નશામાં ચકચૂર કર્યો હતો ? વેરથી તેનું મસ્તક ઘેરાઇ ગયું. પણ ગુસ્સો અંકુશમાં રાખી તેણે તસ્વીરવાળી સ્ત્રી વિષે પૂછપરછ કરી. દારૂમાં મસ્ત થયેલા સુકેતસિંહે ઉપલી સર્વ બિના તેને કહી દીધી. શાહમીરે તેને કહ્યું: "એને મારે ત્યાં નૃત્ય સંગીત માટે લાવ."

રાજાની મિત્ર તરીકેની વિનતિ પણ આજ્ઞાજ ગણાય છે. અમીરે ના પાડી નહીં, પણ કહ્યું કે—'એ શરતે લાવું કે—તું તેના પર ફિદા ન થાય.'

"અસ્તુ" શાહમીરે કહ્યું. તેણે હૃદયમાં તો ગાંઠ વાળી કે—જેવી તે સ્ત્રી આવશે તેવોજ હું તેને કેદ કરાવી લઇશ.

સુકેતસિંહ શાહમીર પાસેથી છૂટો પડયો ત્યારે જેસલમીર અને કૃષ્ણસિંહ નામના શાહમીરના બે મંત્રીઓ તેની પાસે આવ્યા. શાહમીર તેઓને શહેરના વર્તમાન પૂછવામાં રોકાયો.

એ વેળા એજ મહેલની પાછલી બારીએથી કિરણસિંહ લુંટારાનો જુવાન સાથી અમરસિંહ છૂપી રીતે ચઢી આવી તેમની વાત સાંભળવા લાગ્યો.

શાહમીરને તેના મંત્રીઓએ ખબર આપી કે: "પ્રજા કુશળ છે; પણ મહારાજ ! આપનું સિંહાસન રાણી વિના શોભતું નથી" એવો પ્રજામત છે.

"પણ રાણી લાવું ક્યાંથી ?" શાહમીરે પૂછ્યું.

"આપને રાણીની શી ખોટ ? ચાહે તેને આપ રાણી બનાવી શકો. કોટાદેવી પણ આપની રાણી થઈ શકે–"

શાહમીરને એકદમ એ નામ સાંભળતાંજ વિચાર સ્ફુર્યો કે; એ એક પરમ સુંદર સ્ત્રી હોવાથી અને વળી રાજવંશી હોવાથી જુગતે જોડું થઇ પડશે ! તેણે તરતજ એમ ઠરાવ્યું કે–"આવતી કાલે પ્રભાતે તમે બંને તેની પાસે મારો એક આજ્ઞાપત્ર લઈ જજો."

જેસલમીર અને કૃષ્ણસિંહ વિદાય થયા. જુવાન લુંટારો અમરસિંહ બારી આગળથી સરકી મહેલ બહાર નીકળ્યો.

તેના સાથીઓ કાશ્મીર બહાર એક મંદિરમાં હતા ત્યાં જઇ તેણે તેમની સાથે મસલત કરી કોટાદેવીનું આ સંકટ કેમ નિવારવું તેના સંબંધમાં અમુક યુક્તિ રચી.

બીજે દિવસે જેસલમીર અને કૃષ્ણસિંહ રાણી પાસે શાહમીરનો હુકમ લઇ ગયા. એ વાંચતાંજ રાણીને અંગેઅંગ ક્રોધ વ્યાપી ગયો. કાગળના ટુકડે ટુકડા કરી નાંખી તેણે આ બંને ફરમાવી દીધું કે: "આજ તો આ હુકમ લાવ્યા છો: પણ ફરીથી કોઇ આવી વાત કરશે તો મારી કટારીથી તેના પ્રાણ લઇશ."

કૃષ્ણસિંહે કોટાદેવીની દાસી કમળાને ફોડવા યત્ન કર્યો: પરંતુ તેયે ન ચળી. તેણે રોકડું પરખાવી દીધું કે–"નાણાંની લાલચથી મારૂં કર્ત્તવ્ય ચૂકું એવી દાસી હું નથી." વ્હીલે મોંયે બંને પાછા ફર્યા.

× × × ×

શાહમીર પાસે જઇ જ્યારે જેસલમીરે અને કૃષ્ણસિંહે આ અપમાનની વાત કરી ત્યારે તે પણ ગુસ્સે થઇ કહેવા લાગ્યો: "મારૂં અપમાન ? કોટી ઉપાયે પણ કોટાદેવી મારે જોઇએ."

કૃષ્ણસિંહે યુક્તિથી કામ લેવા સૂચવ્યું અને એમ ઠર્યું કે–કમળાને કોટાદેવીથી વિખૂટી પાડવી અને મહેલ આસપાસ પહેરો મૂકી દઇ કોઇને અંદર ન જવા દેવું કે ન કોઇને બહાર આવવા દેવું. કાં તો કોટાદેવી લગ્ન કરે યા તો ભૂખે મરે.

૧૦૦ સૈનિકોની ટુકડીની સરદારી લઇને જેસલમીરે કોટાદેવીના મહેલ ઉપર ઘેરો ઘાલ્યો. કમળા મકાન બહાર આવવા ગઇ કે તરતજ તેના શરીર ઉપર એક કપડું નાંખી સૈનિકો તેને લઇ જવા તત્પર થયા.

પણ નિર્દોષ પર થતો અન્યાય શું પ્રભુ ચલાવી લે ? જો એમ થઇ શકતું હોત તો પૃથ્વી પર ધર્મીઓ રહેવાજ ન પામત.

કમળાને અણધારી મદદ મળી. એ સૈનિકો તેને ઉઠાવીને જતા હતા તે વખતે અચાનક મહેલ પાસેના ઝાડ ઉપરથી સનનન કરતું એક તીર છૂટયું અને એક સૈનિક ધબ્બ દઇને જમીન પર પટકાઇ પડયો. જેસલમીરની નજર ઝાડ પર પડી. જુએ છે તો કમળના ચિહ્નવાળો એક બુરખાધારી !

એક બીજું તીર આવ્યું. બીજો સૈનિક પડયો. તરતજ ઝાડ પરથી બુરખાધારીએ ઉતરીને અતિશય સ્ફુર્ત્તિથી કપડામાં વીંટાળેલી કમળાને ઉઠાવી લીધી અને કોટાદેવીના મહેલમાં તે પેસી ગયો !

જેસલમીર અને તેના માણસો બબુચ કની માફક જોઈ રહ્યા!

મહેલનું બારણું બંધ કરી દેવામાં આવ્યું. સિંહની ગેરહાજરીમાં શિયાળવાં ખૂબ ધમચકરી મચાવે છે. બિલાડી ન હોય ત્યારે ઉંદર મામા અતિશય ચૂંચાં કરે છે. તેમ જેસલમીરે સૈનિકોને હુકમ કર્યો. મહેલનું બારણું તોડી પાડો. ઝાડનું એક થડીઉં લાવી સૈનિકો "હેલ્લે હિસ્સા" કરવા લાગ્યા.

બુરખાધારીએ મહેલમાં જઈ બેશુદ્ધ કમળાને સચેત બનાવી. અને કોટાદેવીને તથા તેને આશ્વાસન આપ્યું કે "હું તમારો દુશ્મન નથી."

"તો આપ કોણ છો?" કોટાદેવીએ પ્રશ્ન કર્યો.

બુરખાધારીએ પોતાના ખિસ્સામાંથી એક પોટકી કાઢીને બતાવી. એ પોટકી છોડતાં કોટાદેવી બોલી ઉઠી: "અરે! આ તો મારા લૂંટાયલા બાળકનાં કપડાં!"

"આ કપડાં આપ કહો છો તેજ બાળકનાં છે, એ ચોક્કસ?" બુરખાધારીએ પૂછ્યું

"હા. સજ્જન! કહો, કહો, એ બાળક ક્યાં છે? તેની શી હાલત છે?"

બુરખાધારીએ તેને સ્વસ્થ થવા જણાવી પૂછ્યું "આપ કહો છો. તે બાળકનો ઇતિહાસ શો છે?"

કોટાદેવીએ કહેવા માંડયું: "વીસ વર્ષ ઉપર મહારાજા ઉદયદેવ શિકારે ગયેલા ત્યારે એક ઝાડ નીચેથી તે મળી આવ્યું હતું. પ્રભુએ સંતાન આપ્યું એમ માનીને તેઓ ઘેર લાવ્યા અને મને સોંપ્યું. હું તેને રમાડતી હતી અને તેના કાન પાછળ એક લાખું હતું તે જોઇને વિસ્મિત થતી હતી. તેવામાં એક લૂંટારો મકાનના પાછલા ભાગમાંથી ચઢી આવ્યો. તેણે કહ્યું: "હું આવ્યો હતો મહેલમાં લૂટ કરવા પરંતુ આ સુન્દર બાળક જોઈ મારૂં મન લોભાઇ ગયું છે. એ બાળક આપો. લઇને ચાલ્યો જઈશ." શું હાથ આવેલું, પોષવા માટે અપાયલું એક અનાથ બાળક હું આપી દઉં? મેં ના પાડી. તે બળાત્કારે ઉઠાવી ચાલ્યો ગયો. રાજાએ બહુ બહુ તપાસ કરાવી પણ તેનો પત્તો મળ્યો નહીં આજ તમે તેનાં કપડાં લાવ્યા—"

બુરખાવાળાએ ખબર આપી "એ બાળક સલામત છે અને હું તેના તરફથીજ આપને મદદ કરવા આવ્યો છું.

રાણીને આનન્દ થયો. તેણે બુરખાધારીને પૂછ્યું: "એ બાળક ક્યાં છે?"

જવાબ મળ્યો, "સમય આવ્યે ખુલ્લો થશે. દરમ્યાન આપ ફરમાવો તો શાહમીરને મહેલ બહાર ઘસડી લાવી પ્રજા પાસે પંચઇટાળી કરાવું."

રાણીએ કહ્યું: "લોહી રેડાય એ મને પસંદ નથી. કોઇક યુક્તિથી કામ લ્યો."

બુરખાધારીએ તેને એક શીશી આપી. તેમાં ઝેર હતું. એ શીશી સંબંધી ઘટતે સમયે ઘટતી સૂચના આપવા જણાવી તે વદાય થયો.

જતાં જતાં કમળાને તેણે એક ચિઠ્ઠી આપી કે જે ચિઠ્ઠી શાહમીરને ત્યાં મોકલી આપવાની સૂચના તેણે કરી.

ચિઠ્ઠીમાં શું લખ્યું છે, એ વાંચવા એ કમળા રોકાઇ ત્યાં તો બુરખાધારી પસાર !

જેસલમીરના સૈનિકો મહેલનું બારણું તોડતા હતા તે વેળા પ્રજાજનો ત્યાં એકઠા થયા અને તેમ કરવાનું કારણ પૂછતાં કેટલાક જુવાનીઆઓ સાથે જેસલમીરને તકરાર થઇ. એને પરિણામે જેસલમીરે સત્તાના તુમાખમાં જુવાનીઆઓને કેદ કર્યા અને બારણું તોડવાનું કામ વધારે જોસથી આગળ ચલાવ્યું. એ બારણું તોડીને તે સૈનિકો જ્યાં અંદર પેઠા કે તરતજ બુરખાધારીએ બહાર નીકળીને એક રણશિંગું બજાવ્યું. એના જવાબમાં મહેલ પાસેનાં ઝાડોમાં અને મકાનોમાં તીરકામઠાંવાળાઓએ દેખા દીધી અને સૈનિકો પર તીરોનો વરસાદ વરસાવ્યો.

જેસલમીરની શી મગદૂર કે, આ અણચિંતવ્યા હલ્લા સામે તે ટકી શકે ? તે નાઠો. તેની પાછળ તેનું સૈન્ય નાઠું.

કોટાદેવી મહેલની બારીએ આવી, જુએ છે તો, બુરખાવાળાના સાથીઓએ મહેલને ઘેરો ઘાલનારાઓને હઠાવી કાઢયા છે. પ્રજાજનમાંથી જે કેદ થયા હતા તેમના બંધ બુરખાવાળાએ પોતે છોડયા છે અને પ્રજા આનન્દમગ્ન બની ગઇ છે.

સૈનિકોને નસાડી, પ્રજાનું દુઃખ દૂર કરી, બુરખાવાળો પોતાના સાથીઓ સહિત કાશ્મીર નગર બહાર જતો રહ્યો.

શાહમીર દ્વાર ઢીંચતો પોતાના મહેલમાં બેઠો છે તે વેળા એક ચિઠ્ઠી તેના હાથમાં મૂકવામાં આવી.

"અમારાં મહારાણી લગ્ન કરવા તૈયાર છે. તરતનું શુભ મુહૂર્ત નક્કી કરી ખબર આપો—કમળા."

"અહો ! આખરે ઠેકાણે આવી !" શાહમીર બોલી ઉઠયો. રાજપુરોહિતને બોલાવવા માણસ મોકલાયું.

તે આવે તે દરમ્યાન અમીર સુકેતસિંહે આવીને ખબર આપી કે: "બુલબુલ મનાયું છે. તે તમારે ત્યાં આવી એકાન્તમાં આપણી બેની સમક્ષ નૃત્ય કરશે."

"વાહ ! એ પણ ઉત્તમ ! એ નૃત્ય માટે બીજું કોઇ મુહૂર્ત્ત જોવાનું નથી. હમણાંજ એની કલા બતાવવા એને કહો." સુકેતસિંહ કાલિન્દીને નાચ માટે બોલાવવા ગયો.

એ વેળા રાજપુરોહિતને બદલે તેનો કોઇક ભત્રીજો સૈનિક સાથે આવ્યો. એણે ખબર આપી કે પુરોહિતજી દેશાવર ગયા છે તેથી તેમને બદલે હું કામ કરીશ.

લગ્નમુહૂર્ત તેણે જોઇ આપ્યું: આવતી કાલે સાંજના ૭. બસ તમામ તૈયારીઓની વરદી અપાઇ ગઇ. પણ બ્રાહ્મણે સૂચવ્યું: રિવાજ મુજબ એક વિધિ આપે કરવાનો છે. આપનો પોષાક મહારાણીને મહેલે કંકુમાં રંગી આપવા મોકલવો જોઇએ. લગ્ન પહેલાં એક ઘટિકા પૂર્વે આપે તે પહેરી લેવો.

શાહમીરને આ સૂચનામાં કાંઇ ગેરવ્યાજબી લાગ્યું નહીં પણ એમાં તો જબરો ભેદ હતો. એ બ્રાહ્મણ હતો ભેદી: એની સૂચના હતી ભેદી અને એનું પરિણામ પણ આવનાર હતું ભેદી !

એક ખાસ નવો પોષાક મોકલવા ઠર્યું. બ્રાહ્મણ મહેલમાંથી વિદાય થતો હતો ત્યાં તો સુકેતસિંહ કાલિન્દીને રાજમહેલમાં લાવવા ગાડીમાંથી ઉતારતો તેના જોવામાં આવ્યો. બ્રાહ્મણભાઈ મહેલમાં પાછા ગયા અને છૂપાઇ રહ્યા.

સુકેતસિંહ કાલિન્દીને શાહમીર પાસે લાવ્યો. શાહમીર તેને ઓળખી ગયો. તેણે નિશ્ચય કર્યો કે નૃત્ય થઇ રહ્યા પછી હું જરૂર તેને કેદ કરાવીશ. નૃત્ય ચાલુ થયું. એ કટારી સાથેનો નાચ હતો.

અમીર અને શાહમીરને હાવભાવથી લોભાવતાં લોભાવતાં નૃત્ય દરમ્યાન કાલિન્દીએ એકદમ અમીરના શરીરમાં કટાર ભોંકી દીધી. શાહમીર આ જોઇ ચમક્યો. તે ઉઠવા જતો હતો ત્યાં ચપળા કાલિન્દી ચપળતાથી તેનાપર ચઢી બેઠી અને કટાર ગર્દન આગળ ધરીને બોલી: "લખી આપ કે તું મને પટરાણી બનાવશે—નહીંતર મારી નાંખું છું." બ્રાહ્મણભાઇ આ રંગ નિહાળી રહ્યો પણ પોતાની છૂપાવાની જગ્યાએથી બહાર આવ્યો નહીં. કાલિન્દી અને શાહમીર વચ્ચે રકઝક ચાલતી હતી તે દરમ્યાન ઘવાયલો સુકેતસિંહ બળપૂર્વક પોતાની જગ્યાએથી ખસ્યો અને કમ્મરેથી એક ખંજર કાઢી, કાલિન્દીની પીઠ પાછળ આવી તેણે કાલિન્દીના ખભામાં તે ખંજર ખોસી દીધું:

"રંડા! લે, આ દગાનો બદલો!"

"ઓહ!" જમીનપર પડતાં પડતાં કાલિન્દી બોલી: "આખરે મને મારાં દુષ્કર્મનો બદલો મ...ળ્યો...!"

એ શબ્દો સમેત તે મરણ પામી અને તેના શરીરપર પડીને અમીર પણ મરણ પામ્યો.

ભૂદેવ હવે બહાર આવ્યો: "શું છે, શું છે, મહારાજ?"

ફિક્કું હસતાં શાહમીર બોલ્યો: "આ કોઇ ગણિકાએ મારા અમીરનો જાન લીધો, અમીરે એને વળતો બદલો આપ્યો. કરણી તેવી પાર ઉતરણી?"

પછી બ્રાહ્મણને ખભે ટેકો દઈ શાહમીર તે બાદ ત્યાંથી જતો રહ્યો.

બ્રાહ્મણ મહેલમાંથી બહાર નીકળ્યો. તે શહેર બહારના મંદિરમાં ગયો. તો ત્યાં કિરણસિંહ લુંટારો બેઠેલો હતો. બ્રાહ્મણે પોતાનો વેષ કાઢી નાંખ્યો. કિરણસિંહ તેને જોઇ ચકિત થયો. કારણ કે તે અન્ય કોઇજ નહીં પણ તેનોજ સાથી અમરસિંહ હતો!

પરસ્પર ખુલાસાઓ થયા અને હવે પછી બનવાના બનાવો સંબંધી તેમણે કેટલીક છૂપી યોજનાઓ ઘડી.

સાયંકાળ થવાને હજી વાર છે. દરમ્યાન શાહમીર મહારાજનાં લગ્નની ધામધૂમ શરૂ થઇ ગઇ છે. રાતોરાત લગ્નમંડપ બાંધવાનું શરૂ કરવા હુકમ છૂટયો છે. કાપડીઆઓને બોલાવીને જોઇતાં કાપડની ખરીદી કરીને મહેલમાં દરજીઓ બેસાડવામાં આવ્યા છે.

કમળાને ઉઠાવી જવાની તદબીરમાંથી પાછા પડયા પછી અને શહેરીઓને કેદ કરવાના કામમાંથી નિરાશ થયા પછી "તેરી બી ચૂપ ઓર મેરી બી ચૂપ" એવો દેખાવ કરી, જેસલમીર હાલ તુર્ત શાન્ત રહ્યો છે.

રાજપુરોહિતના ભત્રીજા તરીકે ઠસી બેઠેલો બ્રાહ્મણ વાજિંત્રો સહિત કોટાદેવીને મહેલે જઇ શાહમીરનો પોષાક કોટાદેવીનાં ચરણમાં મૂકી ઉભો રહ્યો. કમળાએ પૂછ્યું: "કેમ ઉભા રહ્યા, ભૂદેવ? હવે પાછા સિધાવો.'

આહું અવળું જોઇને તેણે ખિસ્સામાંથી એક ચિઠ્ઠી કાઢી કમળાના હાથમાં મૂકતાં કહ્યું: "એક બુરખાવાળાએ આ આપી છે."

કમળાએ બુરખાવાળાનું નામ સાંભળીને તરતજ તે વાંચી. તેમાં લખ્યું છે કે:

"મહાદેવી! આપને જાણમાં હશે કે, આપની પાસે ઉંચી જાતના કંકુની એક શીશી આવીને પડી છે. એ શીશીમાંના કંકુના પાણીમાં શાહમીર મહારાજનાં આ કપડાં બોળી રાખશો અને જ્યારે પોતે આપની પાસે એકાન્તમાં તે પહેરવા આવે ત્યારે પહેરાવશો. શાહમીર મહારાજે જે જુનું અંગરખું પહેર્યું હોય તેની કસોને જો ગાંઠ પડી ગઇ હોય તો આ વસ્ત્રોના ખૂમચામાં મૂકેલી કટારથી તે ગાંઠ સદાને માટે કાપી નાંખજો."

આ ચિઠ્ઠીનું આ સંદિગ્ધ લખાણ મહાદેવી કોટાદેવી કાંઇ સમજ્યા વિના રહે? વિષથી રંગેલાં કપડાં શાહમીર લગ્ન પહેલાં પહેરશે તેથી આપોઆપ મરણ પામશે. અને જો કદાચ બળાત્કાર કરવા તત્પર થાય તો આ કટાર કામ લાગશે, એમ મહાદેવી સહજમાં સમજી ગયાં.

બ્રાહ્મણ નાકે આંગળી અરાડી ચૂપકીદીથી ચાલતો થયો.

× × × ×

રાત્રિને સમયે જેસલમીર અને કૃષ્ણસિંહ એક ગલીમાં એકઠા મળ્યા. જેસલમીરને કમળાના રૂપની રઢ લાગી હતી. એનો ઇરાદો કમળાને ઉપાડી જવાનો હતો. કૃષ્ણસિંહ તેમાં તેનો મદદગાર થયો. બંને કાળા બુરખા ઓઢીને મહેલ નજદીક આવ્યા. જેસલમીર ઉપર ચઢયો. કૃષ્ણસિંહ નીચે રહ્યો.

જેવો જેસલમીર મહેલમાં દાખલ થયો કે, મહેલ પાસેના ઝાડ આગળથી એક ત્રીજી બુરખાધારી વ્યક્તિ બહાર આવી. તેના બુરખામાં છાતી આગળ 'કમળ'નું ચિહ્ન હતું.

કૃષ્ણસિંહની પાછળ ધીમે ધીમે ડગલે આવીને 'કમળ'ના ચિહ્નવાળા બુરખાધારીએ તેના ઉપર હલ્લો કર્યો અને ગુંગળાવીને તેને બેશુદ્ધ બનાવી દીધો. પલકમાં તેને ઝાડ આગળ લઇ જઇને તેણે બાંધી દીધો. તેનો બુરખો દૂર કરતાં તેણે જોયું કે-તે કૃષ્ણસિંહ છે. "વાહ, હવે બીજાની વાત." એમ સ્વગત બરબડીને કમળના ચિહ્નવાળો બુરખાધારી મહેલપર બારી વાટે ચઢયો.

ચોગરદમ શાન્તિ હતી. રાત્રિનો અંધકાર હતો. કોઇ જાગતું ન હતું. જેસલમીર મહેલમાં એક ખંડમાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં જઇ કમળા જે ખંડમાં સુતી હતી ત્યાં જઇ પહોંચ્યો. તે એક શીશી કાઢીને કમળાને બેશુદ્ધ કરવા તૈયારી કરતો હતો તેવામાં પાછળથી 'કમળ'ના ચિહ્નવાળા બુરખાધારીએ તેની પાસે જઇ પહોંચીને તેના મ્હોં ઉપ

રના કાળા કપડાંનો મુખવટો ઉઠાવી લીધો. જેસલમીરજી ખુલ્લા પડી ગયા! પણ તરતજ 'કમળ'ના ચિહ્નવાળા બુરખાધારીએ પોતાના ડાબા હાથની ચૂડ જેસલમીરની ગર્દનમાં ભેરવી દીધી અને જમણા હાથથી જેસલમીરનો શીશીવાળો હાથ પકડીને ખૂબ જોરથી ઉંચો કર્યો અને જેસલમીરનાજ નાક આગળ તે શીશીવાળો હાથ આણ્યો. પરિણામે ખુલ્લી શીશીમાંથી બેશુદ્ધિની દવા જેસલમીરના નાકમાં ગઇ અને જેસલમીર બેશુદ્ધ થયો.

એ જનાબને એ બુરખાધારીએ દોરડાના બંધ બાંધી દીધા અને બારીવાટે તેને નીચે નાંખી દેવાની તૈયારીમાં તે હતો ત્યાં તો પાછળથી અવાજ આવ્યો "સબૂર!"

અવાજની દિશામાં બુરખાધારી જુએ છે તો, પ્રકાશ સાથે કટાર લઇને કોટાદેવી ત્યાં આવી પહોંચી છે! બુરખાધારીએ દોરડાંથી બાંધેલા જેસલમીરને તેનાં ચરણમાં મૂકી દઇ કહ્યું: "મહાદેવી! હવે આપની ઉંચી થયેલી કટાર આ દુષ્ટના શરીરમાં ભોંકી દો; કે જે આપની દાસીને ઉપાડી જવા આવ્યો હતો."

કોટાદેવીએ અવાજ ઓળખ્યો અને કહ્યું: "સજ્જન! તમે તેજ વ્યક્તિ છો જેણે એક વાર મારી કમળાને બચાવી હતી. આજ બીજી વખત તમે તેને બચાવી.

"મહાદેવી!" તે બોલ્યો: "કોઇને બચાવવાનો ગર્વ હું લઇ શકું નહીં. જ્યાં જ્યાં મેં અન્યાય દીઠો ત્યાં ન્યાયદેવીની સર્વોપરી સત્તા સ્થાપવા કોશિષ કરી છે."

આ બેની વાત ચાલતી હતી ત્યાં કમળા જાગૃત થઇ.

મહારાણીએ તેને કહ્યું: "પુત્રી! જો આ તારા બીજી વખતના સંરક્ષક આ પાપી જેસલને એમણેજ બાંધ્યો છે. ખેદની વાત છે કે, તેમનો જરીકે પરિચય નથી તને કે અને! આપણે તેમને દીઠે પણ ઓળખતાં નથી."

કમળના ચિહ્નવાળા બુરખાધારીએ જવાબ દીધો: "હું જરૂર મારો પરિચય આપીશ. દરમ્યાન, જય જય!"

એમ કહી જેસલમીરને બાંધેલી હાલતમાં લઇને તે બારી વાટે નીચે ઉતરી પડયો. જે ઝાડ સાથે કૃષ્ણસિંહને બાંધ્યો હતો ત્યાંથી તેને છોડીને તેને અને જેસલમીરને એકેક હાથથી ઢસડતો તે લઇ ગયો. કોટા દેવી અને કમળા બારીમાં ઉભાં ઉભાં જ્યાંસુધી તે દેખાતો બંધ પડયો ત્યાંસુધી તેને જોઇ રહ્યાં.

× × × ×

લગ્નના દિવસની પ્રભાતમાં શાહમીરને તેના બે મંત્રીઓની ગેરહાજરી માલુમ પડી. આજના મંગળદિને એ બે વળી કયાં અલોપ થયા, એમ તે વિમાસતો રહ્યો પરંતુ તેઓ તો બંને બુરખાધારીના કબજામાં હોવાથી શી રીતે આવી શકે?

બુરખાધારીએ શાહમીર ઉપર કોટાદેવીના નામથી ચિઠ્ઠી મોકલાવી કે, "જે મંગલ પ્રસંગ આપે યોજ્યો છે, તેમાં ભાગ લેવા મારાં સંબંધીજનો આજ પ્રભાતથી

આવવા માંડશે. તેમની સરભરા યોગ્ય રીતે કરાવશો—કોટાદેવી.”

જેસલમીર અને કૃષ્ણસિંહની ગેરહાજરીમાં શાહમીરે, સેનાપતિ અને કોષાધ્યક્ષને સરભરાનું કામ સોંપ્યું.

કાશ્મીર નગરમાં મહારાણી કોટાદેવીનાં લગ્નમાં તેમનાં સગાં વહાલાંઓની પાલખીઓ આવવા માંડી. એક નહીં—એકવીસ નહીં—એકાવન નહીં—એકસો નહીં પણ એક હજાર પાલખીઓ આવી. એ પાલખીઓને ઉચકનારાઓ તથા તે પાલખીઓની રક્ષા કરનારા સ્વારો તો જુદા! નગરના મુખ્યદ્વાર આગળ સુતાપતિ હાજર છે. સાથે સૈનિકો પણ છે. સ્હેજ પૂછપરછ કરી, કોટાદેવીનાં નિમંત્રણથી આવેલાંઓ તરીકે તેમનો પરિચય પામી સેનાપતિ સર્વ પાલખીઓને રાજમહેલ પાસેનાં બે વિશાળ મકાનો તરફ મોકલતો રહ્યો, જ્યાં તેમને માટે કોષાધ્યક્ષે સરભરાની સર્વ તૈયારીઓ કરી હતી.

પાલખીઓ મકાનનાં ચોગાનમાં આવી. તેમાંથી ત્રણ ત્રણ ઘુમટાવાળી સ્ત્રીઓ બહાર પડી અને મકાનમાં ગઇ.

કોટાદેવી તેના મહેલની બારીએ ઉભી રહી વિચાર કરતી હતી કે—આટલાં બધાં મહેમાનો કોનાં? ત્યાં તો ઝાડપરથી એક લખોટો પડયો. કમળાએ તે ખોલીને વાંચ્યો. તેમાં લખેલું હતું; કે—“એ બધાં મહાદેવીનાં સગાંવહાલાં છે! લગ્નમાં ગીત ગાવા આવ્યાં છે! શાહમીર મહારાજ તરફથી તેમની સરભરા થાય છે.”

“આપણે વળી ક્યારે તેમને બોલાવ્યાં છે?” કોટાદેવી બોલી.

કમળાની નજર ઝાડ તરફ ગઇ. તેણે જોયું કે—કમળ ચિહ્નવાળો બુરખાધારી એક ડાળે બેઠો છે!

“બસ! આ તેનાંજ કારસ્થાન! તે સ્ત્રીઓ કેવાં ગીત ગાય છે એ આપણે સાંભળીશું!” એમ મંદ હાસ્યથી મહારાણી બોલ્યાં.

× × × ×

લગ્ન સમય પૂર્વે શાહમીર બ્રાહ્મણ સહિત કોટા દેવીને મહેલે જઇ શાહમીરને રંગિત પોષાક પહેરાવી આવ્યો. કોટાદેવીને કટારનો ઉપયોગ કરવાની તક એ સમયે ન મળી; કેમકે શાહમીરે કોઇ જાતનાં અડપલાં કર્યાં નહીં.

લગ્નનો વરઘોડો ખૂબ ઠાઠમાઠથી નીકળ્યો અને શહેરના રસ્તાઓમાં ફરીને લગ્નમંડપમાં આવ્યો. થોડીક વાર પછી બ્રાહ્મણે શાહમીરને ખબર આપી કે: “હવે આપ ચોરીમાં પધારો.”

પણ એને ભાન ક્યાં હતું? તેની રગે રગમાં ઝેર વ્યાપી જવાથી તેની આંખોના ડોળા ઉંચા ચઢી ગયા! મોઢે ફીણ આવ્યાં! અને ઉઠવા જતો હતો ત્યાં તો ગબડીને ચત્તોપાટ પડયો!

શાહમીર પડયો તે પડયોજ; પલકમાં તેનો પ્રાણ દેહપિંજર છોડીને પ્રભુના દરબારમાં પોતાનાં પાપનો હિસાબ આપવા પહોંચ્યો!

અમલદારો આ જોઇને બ્રાહ્મણ તરફ ધસવા ગયા ત્યાં તો બ્રાહ્મણે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. પોતાના હાથમાંની લાકડીને પોલાદની ગુપ્તીમાં ફેરવીને તેને ચમકાવતો તે બોલ્યોઃ "ખબરદાર! જો મારી પાસે કોઈ આવ્યું છે તો તેના બાર વાગશે!" ચલાવ—

"ચલાવ" શબ્દ સંકેતરૂપ હતો. એ શબ્દ બોલાતાં સમેત એક બાજુથી શાહમીર જ્યાં બેઠો હતો તેની પાછળના ઓઝલમાંથી કોટાદેવી કટાર સહિત બહાર આવી ઉભી અને બીજી બાજુથી મંડપ–દ્વાર આગળ લુંટારો કિરણસિંહ આવીને ખુલ્લી તરવાર સાથે ઉભો.

ટપોટપ લગ્નમંડપના સ્ત્રીવિભાગમાંથી તલવારો સાથે સ્ત્રીઓ બહાર નીકળી પડી! તેમણે પોતાના વેષ દૂર કર્યા અને તે તમામ સ્ત્રીઓ પુરૂષ યોદ્ધાઓના સ્વરૂપમાં પલ્ટાઈ ગઈ!

બ્રાહ્મણ તરફ ધસી આવનારાઓ આ ચમત્કાર જોઇ વિસ્મિત થઇ ગયા! તેમનાં તો હાંજાંજ ગગડી ગયાં; કેમકે મંડપમાં ચોગરદમ જ્યાં જુઓ ત્યાં તલવારો સહિત યોદ્ધાઓ જ દૃષ્ટિએ પડયા!

એ વખતે બ્રાહ્મણે બુરખો પહેરી લીધો અને કહ્યું: "મહારાણી કોટાદેવીનો જય!"

એના અવાજનો પડઘો યોદ્ધાઓએ ગગનભેદી સ્વરે પાડયો.

મહારાણીએ તે બાદ કહ્યું: "શાન્ત! કાશ્મીર પ્રદેશના રહીશો—મારી પ્રજા—શાન્ત! જે દુષ્ટ હતો; જેણે અન્યાયથી ગાદી પચાવી પાડી હતી, અને હું જેની માતાતુલ્ય હતી તેને જેણે પરણવા ઇચ્છા કરી, તેને યોગ્ય નતીજો મળ્યો છે. તમે નિરર્થક લોહી રેડી કપાઇ નહીં મરો, એવી હું આશા રાખું છું. એમ કરવામાં કશો સાર નથી કેમકે મારી કુમકે એક મોટું લશ્કર છે. માટે સામા થવાને બદલે હથીઆરો નાંખી દો."

આ વાત સાચી હતી એમ સૌ કોઇએ જોયું. તેઓએ હથીઆરો નાંખી દીધાં અને "મહારાણી કોટાદેવીનો જય!" એમ જય ગર્જના કરી.

બાદ કિરણસિંહનો પરિચય 'કમળ'ના ચિહ્નવાળા બુરખાધારીએ કરાવ્યો કે, આ તેજ સરદાર છે, કે જેમનું લશ્કર મહારાણીની કુમકે આવ્યું છે, એને જોતાંજ કોટાદેવીએ કહ્યું: "અરે! આ તો તેજ લૂંટારૂ સરદાર કે જે વીસ વર્ષ ઉપર મારા હાથમાંથી બાળક ઝુંટવી ગયો હતો!"

કિરણસિંહે કહ્યું: "હા. હું તે જ સરદાર છું. અને બાળક મારી સાથે જ લાવ્યો છું." તેણે ઇશારત કરતાં તેના બે ત્રણ યોદ્ધાઓ ઓઝલવાળા ભાગમાંથી પેટીઓ લાવ્યા. તેમાંની એકમાંથી રાજપુરોહિત ને કિરણસિંહ રાજમુકુટ સાથે બહાર કાઢી કહ્યું: "મારા જુવાન મદદનિશે રાજપુરોહિતને સુરક્ષિત છુપાવીને તેની જગ્યા લીધી હતી. એટલાજ માટે કે—દુષ્ટ શાહમીરનાં લગ્ન મહારાણી સાથે થઇ શકે નહીં."

મહારાણીને એક ખાસ સિંહાસને બેસાડીને રાજપુરોહિતના હાથથી તાજ પહેરાવવાની ક્રિયા મંગળ વાદ્યધ્વનિ સાથે કરાવવામાં આવી અને એ બાદ કિરણસિંહે ખુલાસો કર્યો કે—મારો આ જુવાન મદદ

નિશ અમરસિંહ તેજ આપનું વીસ વર્ષ પર ગુમ થયેલું બાળક છે!

રાણીના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. અમરસિંહે બુરખો કાઢી નાંખીને તેને વંદન કર્યું એટલે રાણીએ કહ્યું: "મને શકજ હતો કે, આ યુવાન બુરખાધારી જે મને મદદ કરતો હતો તેજ એ બાળક છે. અસ્તુ. હવે એક ગુણીયલ, રૂપવાન અને બહાદુર જુવાન તરીકે તે બન્યો છે તેથી સરદાર કિરણસિંહ! હું તમારો આભાર માનું છું."

મહારાણીએ અમરસિંહના કાન પાછળ લાખાની નિશાની તપાસી જોઇ અને એ યુવાન તેજ ૨૦ વર્ષ ઉપરનું બાળક છે, એવી ખાત્રી કરી જોઇને કહ્યું: "યુવક! તારા ગુણો અને તારા ઉપકારના બદલામાં હું તને એક બક્ષિસ આપું છું."

રાણીએ કમળાને સિંહાસન પાસે બોલાવી તેનો હાથ અમરસિંહના હાથમાં મૂકતાં કહ્યું: "આ બક્ષિસ તું ધારતો હોય તેવી સામાન્ય પ્રકારની નથી. કમળા મારી દાસી નથી, ખવાસણ નથી, પણ મારી મહુંમ નાની બહેનની પુત્રી છે. મને ખાત્રી છે કે, તમો બંનેનાં હૃદયમાં એકબીજા માટે અત્યાર અગાઉ ચાહના જાગી છે. પ્રભુ તેમાં વૃદ્ધિ કરો અને તમારૂં બેનું કુશળ થાઓ."

લગ્નમંડપમાં સર્વત્ર આનંદ પ્રસરી ગયો.

કિરણસિંહે તે બાદ બે પેટીઓમાંથી જેસલમીર અને કૃષ્ણસિંહને બહાર કાઢયા; જેઓએ પલટાયલા સંયોગોમાં પોતાનાં દુષ્કૃત્યની માફી ચાહતાં મહારાણીએ ઉદાર તાથી તે આપી.

કિરણસિંહને મહારાણીએ પોષાક આપ્યો અને કાશ્મીરનો સેનાપતિ બનાવ્યો. તેના યોદ્ધાઓને દરેકને રાજ્યના સૈન્યમાં દાખલ કરવામાં આવ્યા.

× × × ×

એ રાત્રે કાશ્મીરના સરોવરમાં ચાંદનીમાં એક હોડી ફરી રહેલી જણાઇ.

એ હોડીમાં કોણ છે? અમરસિંહ અને કમળાદેવી.

નૌકાવિહાર કરતું એ નવયુગલ શી વાતચીત કરે છે?

કમળાએ પાણીમાંથી એક કમળ લઇ કહ્યું: "વ્હાલા! કહો જોઇએ. આ કમળ સરસ છે કે નહીં?" અમરે જવાબ દીધો: "ના. મારી સમક્ષ મારી હોડીમાં જે કમળનયન અને કમળવદન છે, તેની આગળ આ કમળ ફિક્કું છે!"

એ કમળ તેનાપર ફેંકીને કમળા બોલી: "જાઓ! જાઓ! તમે તો ખુશામતીઆ છો."

અમરસિંહે કહ્યું: "મારા બાળપણમાં હું હંમેશાં મારી પાસે કમળનાં ફુલ રાખતો, પાછળથી 'કમળ'ના ચિહ્નવાળો બુરખો પહેરતો; પણ હવે તો ખુદ "કાશ્મીરનું કમળ"—જીવતું જાગતું મને મળ્યું છે, તે છોડીને હું અહીંથી જનારજ નથી."

રૂપેરી ચાંદનીમાં કમળાના પ્રેમલહાસ્ય વચ્ચે અમરે તેને સ્નેહદાન દીધું અને આ નિર્મળ પવિત્ર નવદંપતીના વિનોદમાં અંતરાય રૂપ થનાર ત્યાં કોઈ જ ન હોવાથી વાંચકવૃન્દ! અમે અને તમે પણ તેમાં અંતરાયરૂપ નહીં થતાં આ કથાનક અત્રે જ બંધ કરીશું.

# સારા ઘરની દીકરી*

લેખકઃ
શ્રી પ્રેમચંદજી

અનુવાદકઃ
મકનદાસ હરજીવનદાસ મહેતા

(૧)

વિઠ્ઠલદાસ શેઠ નવાપુર ગામના જાગીરદાર હતા. તેમના દાદા એક સમયે ઘણા ધન–ધાન્યસંપન્ન હતા. ગામનું પાકું તળાવ અને મંદિર તેમનાંજ કીર્તિ–સ્તંભ હતાં. કહે છે, કે એક વખતે તેમનાં બારણાં પર હાથી ઝુલતા હતા, પણ અત્યારે તો તેની જગ્યાએ એક ઘરડી ભેંસ હતી. ભેંસના શરીરમાં હવે હાડકાં અને ચામડાં સિવાય બીજું કાંઈ બાકી રહ્યું ન હતું. છતાં તે દૂધ ઘણું આપતી હતી; કેમકે સવારસાંજ ગોવાળ એક મોટો હાંડો લઇને તેને ઘણા વખત સુધી દોહ્યાં કરતો.

વિઠ્ઠલદાસ પોતાની અર્ધી કરતાં પણ વધારે સંપત્તિનો ભાગ વકીલોને આપી ચૂક્યા હતા. તેમની અત્યારની આવક વર્ષના એક હજાર રૂપિયા કરતાં વધારે નહતી. તેમને બે દીકરા હતા. મોટાનું નામ બળવંત હતું. નાનાનું વિનુ. બળવંતે ઘણા દિવસોના સતત પરિશ્રમ પછી બી. એ. ની ડીગ્રી પ્રાપ્ત કરી હતી. તે મુંબઇમાં એક ઓફીસમાં નોકરી કરતો હતો. વિનુ સુદૃઢ શરીરનો ઉમંગી જુવાન હતો. તેનું ભરેલું પહોળું મોં, તેજસ્વી આંખો, ગોરો રંગ અને પહોળી છાતી હતી. તે સવારે ઉઠીને ભેંસનું બશેર તાજું દૂધ પી જતો હતો. બળવંતની શારીરિક દશા આનાથી તદ્દન ઉલટી જ હતી. આવા નેત્રપ્રિય ગુણોને તેણે 'બી. એ.'ના બે જ અક્ષરો પર કુરબાન કરી દીધા હતા. આજ બે અક્ષરોએ તેના શરીરને નિર્બળ અને ચહેરાને કાંતિહીન બનાવી દીધો હતો. એથી જ વૈદ્યકીય પુસ્તકો અને સામયિકો પર તેને વિશેષ પ્રેમ હતો. વિલાયતી દવાઓ કરતાં આયુર્વેદિક ઔષધિઓ પર તેને વધારે વિશ્વાસ હતો. મોટા મોટા વૈદ્યો સાથે તેને ઘણો પત્રવ્યવહાર થતો હતો.

બળવંતે આ અંગ્રેજી ડીગ્રી મેળવી હોવા છતાં પણ તે અંગ્રેજી આચારવિચારનો પ્રેમી નહતો. બલ્કે તે ઘણી વખત ઘણા જોરથી તેમની નિંદા અને તિરસ્કાર કર્યા

* સહેજ ફેરફાર સાથે.

કરતો હતો. આથી જ ગામમાં તેનું ઘણું સન્માન હતું. તે ધાર્મિક પણ હતો. પ્રાચીન હિંદુ-સભ્યતાનાં ગુણગાન તેની ધાર્મિકતાનું પ્રધાન અંગ હતાં. તેને જુના વખતથી ચાલતા આવેલા રીતરીવાજો ઉપર ઘણો પ્રેમ હતો, અને તે જ રીવાજો જાળવી રાખવા જોઇએ, એમ ભાર મૂકીને સૌને કહેતો. સંયુક્ત કુટુંબ-પ્રથાનો તે પૂરેપૂરો ઉપાસક હતો. આજકાલ કુટુંબમાં હળી મળીને રહેવા તરફ નવી સ્ત્રીઓની જે અરૂચિ જોવામાં આવે છે, તેને તે હિન્દુ-જાતિ અને દેશને માટે ઘણી જ હાનિકારક માનતો હતો, અને તે પોતાના આ વિચાર સૌને જણાવતો ફરતો હતો. આજ કારણને લીધે ગામની યુવાન લલનાઓ તેની નિંદા કરતી હતી. કોઈ કોઈ તો તેને પોતાનો શત્રુ માનવામાં પણ સંકોચ ન કરતી હતી.

બળવંતની નવ વધુ જયા ઉંચા કુળની કન્યા હતી. તેના બાપ મોટા ધનાઢ્ય જાગીરદાર હતા. તેમને ત્યાં સુંદર મોટું મકાન, હાથી, દશ-બાર ઘોડા, સોએક ગાય-ભેંસો, વિગેરે ઘણો વૈભવ હતો. તેઓ ઘણા ઉદાર મનના અને પ્રતિભાશાળી પુરૂષ હતા, પરંતુ દુર્ભાગ્યે તેમને એક પણ દીકરો નહતો. તેમને સાત દીકરીઓ થઇ હતી. અને દૈવયોગે તે બધી જીવતી રહી હતી. પહેલા ઉમંગમાં તેમણે ત્રણ દીકરીઓનાં લગ્ન તો દિલ ખોલીને કર્યાં; પરંતુ જ્યારે તેમાં પંદર-વીશ હજાર રૂપિયા ખર્ચાઇ ગયાની તેમને ખબર પડી અને પછી વખત ખરાબ આવવા લાગ્યો. ત્યારે તેઓ ચેતી ગયા, અને હાથ સંકોચી લીધો. જયા તેમની ચોથી છોકરી હતી. તે પોતાની સૌ બહેનો કરતાં વધારે સ્વરૂપવતી તેમ જ ગુણવાન હતી. એથી જ તેના પિતા તેને ઘણી ચાહતા હતા. સુંદર સંતાનને તેનાં માતા-પિતા પોતાનાં બીજાં સંતાન કરતાં કદાચ વધારે ચાહે છે.

જયા લગ્નને લાયક ઉમ્મરની થઇ ત્યારે તેના પિતા તેને માટે સારૂં ઘર શોધવા લાગ્યા. એક દિવસ મુંબઇમાં તેમને બળવંત સાથે મેળાપ થઇ ગયો. તેઓ તેના સ્વભાવથી ખુશી થઇ ગયા. તેમણે તેના ઘર સંબંધી પૂછપરછ કરી, અને થોડા વખત પછી તેની જ સાથે જયાનું ઠીક ધામધુમથી લગ્ન કર્યું.

જયા નવા ઘરમાં આવી, તો તેણે અહીંનો રંગ-ઢંગ કાંઇક જુદો જ જોયો. જે મોજ-શોખોની તેને નાનપણથી જ ટેવ પડેલી હતી, તે અહીં નામમાત્રનાં પણ ન હતાં. હાથીઘોડાનું તો કહેવું જ શું, પણ એકાદ સજેલી સુંદર 'બેલગાડી' પણ ન હતી. રેશમી સ્લીપર સાથે લાવી હતી; પણ અહીં બાગ ક્યાં? મકાનમાં અટારીઓ તો શું, પણ એકાદ બારી પણ ન હતી. ન હતી જમીન પર મખમલ કે ન હતી દીવાલ પર સુંદર છબીઓ અને અરીસાઓ. આ એક સીધા-સાદા ગામડિયા ગૃહસ્થનું ઘર હતું. પરંતુ સમજુ જયાએ થોડા જ દિવસમાં પોતાને આ નવી સ્થિતિને એવી અનુકૂળ બનાવી દીધી કે જાણે તેણે ભોગવિલાસની ચીજો કદી જોઇ જ ન હોય.

સારા ઘરની દીકરીનું આ એક મુખ્ય લક્ષણ હોય છે.

(૨)

એક દિવસ બપોરે વિનુ બજારમાંથી શાક લઈ આવ્યો અને પોતાની ભાભીને કહ્યું: "ભાભી! જલ્દી જલ્દી શાક કરી નાખો. મને ભૂખ લાગી છે."

જયા રસોઇ બનાવી ચુકી હતી અને શાકની જ રાહ જોતી હતી. તે તુરત શાક સમારવા લાગી.

શાક થઇ જતાં વિનુ જમવા બેઠો. તેણે દેવતા જમાડવા માટે થોડુંક ઘી વાડકામાંથી લીધું. તેણે જોયું કે વાડકામાં ઘી ઘણું થોડું હતું. તેથી તેણે પૂછ્યું: "આજે ઘી કેમ નથી કાઢયું?"

જયાએ કહ્યું: 'ઘી તો બધું વપરાઇ ગયું.'

વિનુએ કહ્યું: "હજુ તો હમણાં જ અઢી શેર ઘી આવ્યું હતું, આટલું જલ્દી ખલાસ થઇ ગયું?"

જયાએ જવાબ આપ્યો.

"આજે તો પારેશેક રહ્યું હશે. તે બધું મેં રોટલીમાં ચોપડી દીધું."

જે પ્રમાણે સુકું લાકડું જલ્દી બળી ઉઠે છે, તે જ પ્રમાણે ભૂખથી બાવરો બનેલો માણસ જરા જરા સરખી વાતથી પણ છેડાઇ જાય છે. વિનુને ભાભીની આ ઉડાઉગીરી બહુ ખરાબ લાગી. તેણે ખીજાઇને કહ્યું: "આટલું બધું ઘી આટલા દિવસમાં વાપરી નાંખ્યું, તે જાણે બાપને ઘરે તો ઘીની નાળો વહેતી હશે?"

સ્ત્રીઓ ગાળો સહી લે છે, માર પણ સહી લે છે; પરંતુ બાપના ઘરની નિંદા તેનાથી જરાય સહન થતી નથી.

જયાએ ગુસ્સે થઇને કહ્યું: "હા, અમારે ત્યાં આટલું ઘી તો રોજ કૂતરાને રોટલામાં અપાય છે. મારા બાપનું ઘર તમારા બાપના ઘર જેવું ભૂખડીબારસ નથી."

વિનુ આ સાંભળીને બળી ગયો. તેણે થાળી ઉપાડીને પછાડી દીધી, અને કહ્યું: "મનમાં ઘણું થાય છે, કે તારી જીભ પકડીને ખેંચી કાઢું."

જયાનો ગુસ્સો વધી ગયો. તેનું મોં લાલ થઇ ગયું. તેણે કહ્યું: "આજે એ ઘરે હોત, તો આ શબ્દોની મજા ચખાડત."

હવે અભણ અને અજ્જડ વિનુથી ન રહેવાયું. તેણે બાજુમાં પડેલો પાણીથી ભરેલો વજનદાર લોટો ઉપાડીને જયાના મોં સામે ફેંકયો, અને કહ્યું: "જેના ભરોંસે આટલી બધી ચઢી ગઇ છે. તેને પણ જોઇ લઇશ, અને તને પણ."

જયાએ હાથથી લોટો રોકી લીધો. એટલે તેનું માથું તો બચી ગયું, પણ તેની આંગળીઓપર સખત ઘા લાગ્યો. ગુસ્સાની મારી ધ્રૂજતી ધ્રૂજતી તે પોતાના ઓરડામાં જઇને બેસી ગઇ, અને રડવા લાગી. સ્ત્રીનું જોર, સાહસ, અને માન તેના પતિ ઉપર આધાર રાખે છે. તેને પોતાના પતિના જ બળનો આધાર હોય છે. જયાનો પતિ ઘરે ન હતો, મુંબઇ હતો. એટલે તે આજે તો કાંઇ કરી ન શકી, લોહીનો ઘુંટડો ગળે ઉતારી ગઇ.

(૩)

બળવંત મુંબઇથી દર શનિવારે સાંજે ઘરે આવતો હતો, અને રવિવારે રાત્રે પાછો ચાલ્યો જતો હતો. ઉપરનો બનાવ ગુરૂવારે બન્યો હતો. એટલે બે દિવસ સુધી જયા રીસાયેલી રહી. ન કાંઇ ખાધું કે ન કાંઇ પીધું. પતિની વાટ જોતી રહી.

છેવટે શનિવારે સાંજે બળવંત ઘરે આવ્યો. તેના બાપ અને આડોશીપાડોશીઓ તેની વાટ જોતા જ બેઠા હતા. તે બધાની સાથે તે બહાર જઇ બેઠો. કાંઇક અહીં તહીંની વાતો અને કાંઇક દેશ–કાળ સંબંધી સમાચારની વાતો થવા લાગી. આ વાર્તાલાપ રાતના દશ વાગ્યા સુધી થતો રહ્યો. ગામના માણસોને આ વાતોમાં એવો આનંદ મળતો હતો કે તેમને ખાવા પીવાની પણ શુદ્ધ રહેતી ન હતી. તેમની વચ્ચેથી છુટવું એ બળવંતને માટે ઘણું મુશ્કેલ થઇ જતું હતું. આ ત્રણ–ચાર કલાક જયાએ ઘણા કષ્ટથી કાઢયા.

છેવટે પંચાયત ઉઠી. જ્યારે એકાંત થયું, ત્યારે વિનુએ કહ્યું: "ભાઇ ! તમે જરા મારી ભાભીને સમજાવી દેજો કે ઘરનાં માણસો સાથે સંભાળીને વાતચીત કરે, નહિ તો એક દિવસ અનર્થ થઇ જશે."

વિઠ્ઠલદાસે દીકરાની તરફથી સાક્ષી આપી: "હા, વહુઓનો એ સ્વભાવ સારો ન કહેવાય, કે ઘરના પુરૂષોની સામે જેમ ફાવે તેમ બોલે."

વિનુએ કહ્યું: "તે મોટા ઘરની છોકરી છે, તો અમે તેનાથીએ મોટા ઘરના છીએ. તેના બાપની કાંઇ પરવા નથી."

બળવંતે ચિંતાતુર સ્વરે કહ્યું: "પણ વાત શી થઇ, તે તો કહે."

વિનુએ કહ્યું: "કાંઇ નહિ. એમ જ વાત વાતમાંથી પોતાની મેળે છેડાઈ પડી, અને મને ગાળો દેવા લાગી. એ એના બાપના ઘર આગળ આપણ લોકોને તો કાંઈ જ વિસાતમાં ગણતી નથી."

બળવંત ખાઇ–પીને જયાની પાસે ગયો. જયા પ્રયત્નપૂર્વક ખીજાઇને બેઠી હતી. બળવંત પણ કાંઇક ગરમ થયેલો હતો.

જયાએ પૂછયું: "કેમ, તબીયત તો સારી છે ને ?"

બળવંતે કહ્યું: "હા, બહુ સારી છે; પણ તેં આજકાલ ઘરમાં આ શું તોફાન મચાવ્યું છે ?"

જયાના કપાળ ઉપર કરચલીઓ વળી ગઇ. ક્રોધને લીધે તેના શરીરમાં જાણે આગ ભભૂકી ઉઠી હતી. તેણે કહ્યું: "જેણે તમને આ દીવાસળી ચાંપી છે, તે અત્યારે મારી સામે હોત, તો તેનું મોં તોડી લેત."

બળવંત: "આટલી ગરમ કેમ થાય છે ? વાત તો કહે ?"

જયા: "શું કહું ? આ મારા નસીબનો વાંક છે. નહિ તો એક ગમાર છોકરો, જેને ઢોર ચારવાની પણ આવડત નથી, તે મને સારે કળશો મારીને, ઉપરથી આવી શીરજોરી ન કરતે."

બળવંત: "બધી સાફ સાફ વાત કર તો કાંઇ ખબર પડે. મને તો કાંઇ જ ખબર નથી."

જયાઃ "પરમ દિવસે તમારો બહુ મોંઢે ચઢાવેલો ભાઇ જમવા બેઠો. તે દિવસે ઘી પાશેર કરતાંય ઓછું બાકી રહ્યું હતું. તે બધું મેં રોટલીમાં ચોપડી દીધું હતું. એટલે બાકી થોડુંકજ ઘી રહ્યું હતું. તેણે કહ્યું, 'આજે બીજું ઘી કેમ નથી કાઢયું?'"

મેં કહ્યુંઃ "'બધું ઘી વપરાઇ ગયું છે.' બસ, આટલાજ ઉપરથી તે મારા બાપના ઘરને ગાળો દેવા લાગ્યો. અને તેણે પાણીથી ભરેલો વજનદાર કળશો મારા મોં તરફ જોરથી ફેંકયો. જો મેં કળશાને હાથ થી રોકી લીધો ન હોત, તો મારૂં માથું ફૂટી જાત. તેને જ પૂછી જુઓ, કે મેં જે કહ્યું તે સાચું છે કે ખોટું?"

બળવંતની આંખો લાલ થઇ ગઇ. તેણે કહ્યુંઃ "હેં! આટલે સુધી બની ગયું? આ છોકરાની આટલી હિમ્મત?"

જયા સ્ત્રીઓના સ્વભાવાનુસાર રડવા લાગી; આંસુ હંમેશાં સ્ત્રીઓની પાંપણો નીચે તૈયાર જ રહે છે. બળવંત ઘણો ધૈર્યવાન અને શાંત માણસ હતો. તેને ભાગ્યે જ કદી ક્રોધ આવતો હતો. પણ સ્ત્રીઓનાં આંસુ પુરૂષોના ક્રોધાગ્નિને ભડકાવવામાં તેલની ગરજ સારે છે. તેમ બળવંતની બાબતમાં પણ બન્યું. તે આખી રાત પથારીમાં પાસાં બદલતો રહ્યો. ઉદ્વિગ્નતાને લીધે તેની પાંપણુજ ન મળી.

(૪)

સવારે ઉઠતાં વેંત બળવંતે બાપ પાસે જઇને કહ્યુંઃ "બાપા! હવે આ ઘરમાં મારો નિભાવ નહિ થાય. હું જૂદો થવા માગું છું."

બળવંતે કેટલીય વાર કેટલાય મિત્રોને, આવી જ જાતની બળવાખોર વાત તેમના પિતાને કહેવા માટે ઠપકો આપ્યો હતો. પરંતુ દુર્ભાગ્યે, આજે તેને પોતાને એજ વાતો પોતાના મોંમાંથી કાઢવી પડી! બીજાઓને ઉપદેશ આપવો એ સહેલું છે, પણ પોતે તે પ્રમાણે વર્તવું અઘરૂં છે.

વિઠ્ઠલદાસ ગભરાઇ ઉઠયા અને બોલ્યાઃ "કેમ? આમ બોલવાનું શું કારણ?"

બળવંતઃ "એજ કે મને પણ મારાં માન–સન્માનનો કાંઇક વિચાર છે. ઘરમાં હવે અન્યાય અને જુલમ ફાટી નીકળ્યો છે. જેણે મોટાંઓને માન આપવું જોઇએ, તે તેમનું અપમાન કરે છે અને તેમને મારે છે. હું બીજાઓનો નોકર રહ્યો, નોકરી માટે બહારગામ જાઉં, અને અહીં મારી પાછળ વહુને ગાળો દેવામાં આવે અને મારવામાં આવે, એ મારાથી નહિ સહન થાય. કડવી વાતની ચિંતા નહિ, કોઇ એકને બદલે ભલે બે કહે, એટલે સુધી હું સહી શકું છું. પણ એ કદી નહિ બને કે વહુ ઉપર વિના વાંકે લાતો પડે અને હું કંઇ પણ ન કરૂં."

વિઠ્ઠલદાસ કાંઇ જવાબ ન દઇ શકયા. બળવંત હંમેશાં તેમને માન આપતો હતો, તેમની સાથે કદી ઉંચે સાદે વાત કરતો નહિ. એટલે આજે તેને આવો ગરમ થઇ ગયેલો જોઇને તેઓ અવાચક થઇ ગયા. તેમણે જોયું કે છોકરો આવેશમાં આવી ગયો છે. અત્યારે તેની સાથે લાંબી વાત કરવામાં ફાયદો નથી. તેથી તેમણે એટ

સું જ કહ્યું: "બેટા! તું બુદ્ધિમાન્ થઇને આવી વાતો કરે છે? સ્ત્રીઓ આજ પ્રમાણે ઘરનો નાશ કરી દે છે. તેને બહુ માથે ચડાવવી સારી નથી."

બળવંત: "એટલું તો હું જાણું છું. આપના આશીર્વાદથી એવો મૂર્ખ નથી. તમે જાણો છો કે મારા જ સમજાવવા-બૂઝવવાથી, આજ ગામમાં કેટલાય ઘર ભાંગતાં બચી ગયાં છે. પણ જે સ્ત્રીની માન-પ્રતિષ્ઠા અને રક્ષણને માટે હું જવાબદાર છું, તેના તરફ આવો ઘોર અન્યાય અને પશુવત્ વ્યવહાર થાય, એ મારે માટે અસહ્ય છે. આપ નક્કી માનજો કે નાનીસૂની વાત હોત તો હું ધ્યાનમાં લેત નહિ. હું વિનુને કાંઈ સજા નથી કરતો, એજ મારે માટે કાંઇ ઓછું નથી."

હવે વિઠ્ઠલદાસ પણ ગરમ થયા. તેઓ આવી વધારે વાતો ન સાંભળી શક્યા. તેમણે કહ્યું: "વિનુ તારો ભાઇ છે. તેનાથી જ્યારે કદી કાંઇ ભૂલચૂક થાય, ત્યારે તેનો કાન પકડ અને બે તમાચા માર. પણ—

બળવંત—"વિનુને હું હવે મારો ભાઇ નથી ગણતો."

વિઠ્ઠલદાસ—"સ્ત્રીના કહેવાથી?"

બળવંત—" નહિ, વિનુની ક્રૂરતા અને અવિવેકને લીધે."

બંને જણા થોડી વાર સુધી ચૂપ રહ્યા. વિઠ્ઠલદાસ બળવંતનો ક્રોધ શાંત કરવા ઇચ્છતા હતા, પરંતુ એ કબૂલ કરવા ન હોતા ઇચ્છતા કે વિનુએ કોઇ અનુચિત કામ કર્યું છે. કેમકે બાપ હંમેશાં નાના દીકરાનો પક્ષ લે છે, એ નિયમ તેમને પણ લાગુ પડતો હતો.

આ દરમ્યાન ગામના બીજા કેટલાક સજ્જનો આ બાપ-દીકરાની બોલચાલ સાંભળીને તે સાંભળવા માટે હોકો કે બીડી પીવાને બહાને અહીં આવી બેઠા હતા. ગામની કેટલીક સ્ત્રીઓએ જ્યારે એ સાંભળ્યું કે બળવંત વહુનો પક્ષ લઇને બાપથી જૂદો થવા તૈયાર થયો છે, ત્યારે તેમને ઘણો આનંદ થયો. બંને પક્ષોની મધુર વાણી સાંભળવાને માટે તેમના જીવ તલસવા લાગ્યા. ગામમાં કેટલાક એવા કુટિલ માણસો પણ હતા, જે આ કુટું બને સંપ અને પ્રેમથી રહેતું જોઇને મનમાં ને મનમાં જ બળતા હતા. તેઓ કહેતા હતા કે:

'બળવંત તેના બાપથી દબાય છે, એટલા માટે તે નમાલો છે. તે બહુ ભણ્યો, એટલે વેદીયો ઢોર બની ગયો છે, તેને દુનિયાના વ્યવહારની ખબર નથી. વિઠ્ઠલદાસ બળવંતની સલાહ વિના કોઇ કામ નથી કરતા, એ તેમની મૂર્ખાઇ છે. વિનુ તેના ભાઇ અને બાપના કહ્યામાં રહે છે, એ તેને માટે શરમભરેલી વાત છે. એનામાં કાંઇ પાણી જ નથી. બદમાશો ભેગા જ રહે છે. જૂદા પડે તો ઠીક થાય.'

આ મહાનુભાવોને પોતાની શુભ કામનાઓ આજે સફળ થશે એમ જણાયું. એટલે કોઇ હોકો પીવાને બહાને, તો કોઇ બળવંત પાસે એક કાગળ લખાવવા, એમ કાંઇ કાંઇ બહાને આવીને બેસી ગયા.

વિઠ્ઠલદાસ જમાનાના ખાધેલ માણસ હતા. તેઓ આ લોકોના ભાવ જાણી ગયા. તેમણે નિશ્ચય કર્યો કે ભલે ગમે તેમ થાય, પણ આ વિઘ્નસંતોષીઓને તાળી પાડવાની તક તો નહિ આપું.

તેમણે તુરત કોમળ શબ્દોમાં કહ્યું: "બેટા! હું કાંઈ તારાથી જૂદો નથી. તારી જેમ મરજી પડે તેમ કર, વિનુથી અપરાધ તો થઇ ગયો. તું તેને માફ કર. હવે તે ફરી કદી આવું નહિ કરે."

બળવંતે કહ્યું: "હું હવે કોઇ રીતે વિનુની સાથે આ ઘરમાં નહિ રહી શકું."

વિઠ્ઠલદાસે કહ્યું: "બેટા! બુદ્ધિમાન્, અને સમજુ માણસ મૂર્ખ, નાદાન માણસની વાત કે વર્તન ઉપર ધ્યાન નથી આપતો. અણસમજુ છોકરો છે. તેનાથી જે કાંઈ ભૂલ થઇ ગઇ, તેને તું તેનાથી મોટો હોવાથી મોટું મન રાખીને માફ કરી દે, હવે ફરી તે કદી આવું નહિ કરે."

બળવંતઃ "તેની આ દુષ્ટતાને હું કદાપિ માફ નહિ કરૂં. કાં તો તેજ ઘરમાં રહે અથવા હુંજ. તમને જો તે વધારે વહાલો હોય, તો મને રજા આપો. મારો ભાર હું પોતે સંભાળી લઇશ. જો મને રાખવા માગતા હો, તો તેને કહો કે, તે તેને જ્યાં ગમે ત્યાં ચાલ્યો જાય. બસ, આજ મારો છેવટનો નિશ્ચય છે. હવે હું તેનું કાળું મોં જોવા નથી માગતો."

(૫)

વિનુ ઘરમાં બારણાની આડમાં મુંગો મુંગો ઉભો રહીને ભાઇની બધી વાતો સાંભળતો હતો. તે તેના મોટા ભાઇને ઘણું માન આપતો હતો. તેણે કદી એટલી હિંમત કરી નહતી કે બળવંતની સામે ખાટલા પર બેસી જાય, હોકો પી લેય, કે પાન ખાઇ લેય. તે તેના બાપને પણ આટલું માન આપતો નહતો. બળવંતનો પણ તેના ઉપર હાર્દિક સ્નેહ હતો. તેણે તેને કદી ધમકાવ્યો પણ નહતો. તે જ્યારે મુંબઇથી ઘેર આવતો, ત્યારે તેને માટે કોઇ નહિ ને કોઇ ચીજ જરૂર લેતો આવતો. તેને માટે મુગદળની જોડી તેણે જ બનાવરાવી આપી હતી. ગયે વરસે જ્યારે વિનુએ પોતાના કરતાં મોટી ઉમ્મરના એક જુવાનને નાગપંચમીને દિવસે કુસ્તીમાં પછાડી દીધો હતો, ત્યારે બળવંત હર્ષથી ફૂલાઇને અખાડામાં જઇને તેને ભેટી પડયો હતો, અને તેણે ખુશાલીમાં પાંચ રૂપિયાના પૈસા લૂંટાવ્યા હતા.

આવા સ્નેહાળ મોટા ભાઇને મોંએથી આજે આવી હૃદયવિદારક વાત સાંભળીને વિનુને ઘણુંજ દુઃખ થયું. તે ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો. એમાં સંદેહ ન હતો કે તે પોતાના અવિચારી કામ માટે હવે પસ્તાતો હતો. ભાઇના આવવાની એક દિવસ પહેલાંથી જ તેની છાતી ધડકવા લાગી હતી કે, 'ભાઇ શું કહેશે? હું તેમની સામે કેવી રીતે જઇશ, તેમ જ કેવી રીતે બોલીશ, મારી આંખો તેમની સામે ઉંચી કેવી રીતે થશે?' તેણે ભાભીની પાસે જઇને તેની માફી માગી લેવાનો અને તેના ભાઇને આ વાત ન કરવાની તેને વિનતિ

કરવાનો વિચાર પણ કર્યો હતો. પરંતુ રીસાયેલી ભાભી પાસે જઇને આ વાત કરવાની તેનાથી હિંમત ન થઈ. છેવટે તેણે મન મનાવ્યું કે, 'હવે જે થાય તે ખરૂં. હવે ફરી કોઈ વાર આવું નહિ કરૂં.' તેણે ધાર્યું હતું કે, ભાઈ મને એકાંતમાં બોલાવીને મારી ભૂલ સમજાવશે અને હવે આવું ન કરવાની શીખામણ આપશે. હું પણ મારી ભૂલ કબૂલ કરીશ, તેમને મારો પસ્તાવો જણાવીશ અને હવે આવું ન કરવાનું વચન આપીશ. એટલે વાત એટલેથી પતી જશે.' પરંતુ છેવટે 'અભિમાને' તેના આ કોમળ ભાવો દાબી દીધા હતા. અને તેથી જ તેણે તેના ભાઇની આગળ તેની ભાભીનો દોષ કાઢયો હતો. તેને આશા હતી કે તેનો ભાઇ તેનો જ પક્ષ લેશે.

પરંતુ આ આશાથી વિપરીત આજે તેણે મોટાભાઇને કઠોરતાની મૂર્તિ બની ગયેલો જોયો: તેનું મન કહેતું હતું કે, 'મોટાભાઇ આજે મારી સાથે અન્યાય કરે છે. તેથી તેને મનમાં ઘણું દુ:ખ થયું.'

જો બળવંત તેને એકાંતમાં બોલાવીને બે-ચાર કડવી વાતો કહી દેત, એટલુંજ નહિ, પણ બે ચાર તમાચા પણ લગાવી દેત, તો તેને આટલું દુ:ખ ન થાત. પણ તેના ભાઇએ જે એમ કહ્યું કે, 'હવે હું તેનું મોં પણ નથી જોવા માગતો,' તે તેનાથી સહન ન થઇ શક્યું.

તે રડતો રડતો ઘરમાં ગયો. તેણે પોતાનાં કપડાં પહેર્યાં અને આંખો લૂંછી, જેથી કોઇ એ ન જાણી જાય કે તે રડતો હતો. પછી ભાભીના ઓરડાનાં બારણાં પર જઈને તેણે ભાભીને કહ્યું: "ભાભી! ભાઇએ નિશ્ચય કર્યો છે કે તેઓ હવે મારી સાથે આ ઘરમાં નહિ રહે. તેઓ હવે મારૂં મોં પણ જોવા નથી માગતા. એટલા માટે હું હવે ઘરમાંથી ચાલ્યો જાઉં છું, તેમને હવે મારૂં મોં નહિ દેખાડું. મારાથી તમારો જે અપરાધ થયો છે, તે માફ કરજો. મારા ભાઇને મારા પ્રણામ કહેજો."

આમ કહેતાં કહેતાં વિનુનું ગળું ભરાઇ આવ્યું.

(૬)

જયાએ પતિને વિનુની ફરિયાદ તો કરી હતી, પરંતુ હવે તેને માટે મનમાં તે પસ્તાતી હતી. તે સ્વભાવથી જ દયાવાળી હતી. તેને એની જરા પણ ખબર ન હતી કે વાત આટલી વધી જશે. તેણે તો ધાર્યું હતું કે, તેનો પતિ પોતાના ભાઇને ઠપકો જ આપશે. તે મનમાં પોતાના પતિ ઉપર ચીઢાતી હતી કે, એ નાહક આટલા ગરમ શા માટે થાય છે. તેને તેના પતિની જૂદા થવાની વાત સાંભળીને એવી બ્હીક પણ લાગતી હતી કે, જો તેઓ મને તેમની સાથે મુંબઇ ચાલવાનું કહેશે, તો હું શું કરીશ? મારાથી વૃદ્ધ સસરાને છોડીને કેવી રીતે જઇ શકાશે?

એટલામાં જ્યારે તેણે વિનુને તેના બારણા પર ઉભો રહીને એમ કહેતો સાંભળ્યો કે, 'હવે હું ઘરમાંથી ચાલ્યો જાઉં

છું. મારાથી તમારો જે અપરાધ થયો છે, તે માફ કરજો,' ત્યારે તો તેનો રહ્યો સહ્યો ક્રોધ પણ પીગળી ગયો. તેનું હૈયું પણ ભરાઇ આવ્યું. તે રડવા લાગી. મનનો મેલ ધોવાને માટે નયન–જળ કરતાં વધારે ઉપયોગી બીજી કોઇ પણ વસ્તુ નથી.

આજ વખતે બળવંત પણ લાલ આંખો સાથે દીવાનખાનામાંથી આવ્યો. બારણા આગળ ભાઇને ઉભેલો જોયો, એટલે તેણે ઘૃણાથી આંખો ફેરવી લીધી, અને તેનાથી દૂર રહીને અંદર ચાલ્યો ગયો. જાણે હવે તેના પડછાયાથી પણ દૂર ભાગતો હોઇને!

પતિને જોઇને જયાએ કહ્યું: "વિનુભાઇ બહાર ઉભા ઉભા બહુ રડે છે."

બળવંત: "તો હું શું કરું?"

જયા: "તેમને અંદર બોલાવી લો, અને સાંત્વન આપીને છાના રાખો. મારી જીભ માં આગ લાગે! મેં ક્યાંથીય આ તકરાર ઉભી કરી?"

બળવંત: "હું હવે એને નહિ બોલાવું."

જયા: "પસ્તાશો. ભાઇને બહુ દુઃખ લાગ્યું છે, કયાંક એવું ન થાય, કે તે કયાંક ચાલ્યા જાય."

પણ બળવંત ન ઉઠયો.

એટલામાં વિનુએ ફરીથી કહ્યું: "ભાભી! મારા ભાઇને મારા પ્રણામ કહી દો. તેઓ મારું મોં નથી જોવા માગતા, એટલે હું મારું મોં તેમને નહિ બતાવું."

વિનુ એટલું કહીને પાછો વળ્યો, અને ઉતાવળે બહાર ચાલ્યો જવા લાગ્યો. હવે જયાથી ન રહેવાયું. તે તેના ઓરડામાંથી બહાર નીકળી, અને દોડી જઇને તેણે વિનુનો હાથ પકડી લીધો.

વિનુએ પાછળ ફરીને જોયું, અને આંસુ ભરી આંખે કહ્યું: "ભાભી! મને જવા દો."

જયા: "કયાં જાઓ છો?"

વિનુ: "જ્યાં મારા ભાઇ મારું મોં ન જોઇ શકે ત્યાં."

જયા: "હું તમને નહિ જવા દઉં."

વિનુ: "હું હવે તમો લોકોની સાથે રહેવા લાયક નથી."

જયા: "તમને મારા સોગન, હવે એક ડગલું પણ આગળ ન વધતા. ઘરમાં ચાલો. સમજુ થઇને આમ શું કરતા હશો?"

વિનુ: "જ્યાં સુધી હું એ નહિ જાણું કે મારા ભાઇનું મન હવે મારા તરફથી સાફ થઈ ગયું છે, ત્યાં સુધી હું આ ઘરમાં કદી પગ નહિ મૂકું."

જયા: "હું ઈશ્વરને સાક્ષી રાખીને કહું છું કે, તમારા તરફ મારા મનમાં જરા પણ મેલ નથી. મારી મોટી ભૂલ થઇ ગઈ કે મેં આ વાત તમારા ભાઇને કરી. તમે અંદર ચાલો, હું તમારા ભાઇનું મન પણ તમારા તરફથી સાફ કરાવી દઇશ. ડાહ્યા થઇને આમ હઠ શું કરતા હશો? મારા સમ........"

દીયર–ભોજાઇનો આ સ્નેહ જોઇને હવે બળવંતનું મન પણ પીગળ્યું. તેણે બહાર આવીને વિનુને ગળે લગાડી દીધો. બંને ભાઇઓ ધ્રૂસકે ધ્રૂસકે રડયા.

વિનુએ ડુસકાં ભરતાં ભરતાં કહ્યું: "ભાઇ ! હવે કદી એમ ન કહેતા કે, તમે મારું મોં નથી જોવા માગતા. આ સિવાય તમે જે કાંઇ સજા કરશો, તે હું ખુશીથી સહન કરીશ."

બળવંતે હર્ષથી ધ્રૂજતા સ્વરે કહ્યું: "વિનુ ! આ વાતને બિલકુલ ભૂલી જ જા. ઇશ્વરેચ્છા, તો હવે ફરી કદી આવું નહિ બને."

વિઠ્ઠલદાસ બહારથી આવતા હતા. બંને ભાઇઓને ભેટેલા જોઇને તેમનું હૃદય આનંદથી ઉભરાઇ ગયું.

તેઓ બોલી ઉઠ્યા: "સારા ઘરની દીકરી આવી જ સમજુ અને ઉદાર હોય છે. તે બગડતી બાજીને સુધારી લેય છે."

# અભાગિની અસ્માલિકા

## અથવા

# મનનો વિકાર અને અદૃષ્ટનો અધિકાર!

લેખકઃ—રા. ઠક્કર નારાયણ વિસનજી

## પ્રકરણ ૧ લું

### નાયકનાયિકાનો પરિચય

પ્રિય પાઠક તથા પાઠિકાઓ! પ્રસ્તુત પ્રકરણના 'નાયકનાયિકાનો પરિચય' એ નામથી અન્ય નવલકથાઓ તથા નાટકોમાં જેમ નાયક પતિ હોય છે અને તેની પત્ની નાયિકા કહેવાય છે તેવીજ રીતે આ કથા માંનાં નાયકનાયિકા પણ પતિપત્નીજ હશે અને કથાકારે તે દંપતીનો પરિચય કરાવવાના ઉદ્દેશથીજ પ્રસ્તુત પ્રકરણને આ નામ આપ્યું હશે, એવી જો તમારી ધારણા હોય, તો તમારી તે ધારણા પ્રમાદ રૂપ સિદ્ધ થવાનો સંભવ છે. કારણ કે, આ કથાનાં નાયકનાયિકા પતિપત્ની નથી કિન્તુ બંધુભગિની છે અને આ કથાની એ એક પ્રધાન વિલક્ષણતા છે. પ્રસ્તુત કથામાં બંધુભગિની નાયકનાયિકા તરીકે સ્વીકારાયલાં હોવાથી સ્વાભાવિકજ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, બંધુ તથા ભગિનીને સાહિત્યના નિયમ અનુસાર નાયક તથા નાયિકા તરીકે ઓળખાવી શકાય કે કેમ? તો એ પ્રશ્નનું ઉત્તર એજ છે કે નવલકથા કિંવા નાટકમાં જે પુરૂષ અન્ય સર્વ પુરૂષો કરતાં વિશેષ મહત્ત્વની તથા અગ્રેસર ભૂમિકા ભજવનાર હોય છે તેને નાયક કહેવામાં આવે છે અને સ્ત્રીઓમાં સર્વથી અધિક મહત્ત્વની તથા અગ્રેસર ભૂમિકા ભજવનારી સ્ત્રી નાયિકા કહેવાય છે. પરંતુ નાયક તથા નાયિકા પતિપત્નીજ હોવાં જોઇએ અથવા તો તેમનો પ્રણયસંબંધ અવશ્ય હોવોજ જોઇએ એવી એક રૂઢિ હોવા છતાં પણ નાયક તથા નાયિકા શબ્દોમાંથી એવા અર્થનો ધ્વનિ નીકળતો નથી અને તેટલા માટે એ શબ્દો સરળ

વાચ્યાર્થને સ્વીકારી પ્રસ્તુત કથામાં કેવળ ભૂમિકાના પ્રાધાન્યનેજ મહત્ત્વ આપવામાં આવ્યું છે. એટલે એ દૃષ્ટિથી જોતાં બંધુ તથા ભગિનીને નાયક તથા નાયિકા તરીકે ઓળખાવવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય આવી શકે તેમ છેજ નહિ.

અસ્તુઃ અત્યારે કાઠિયાવાડના નામથી ઓળખાતી પ્રાચીન સૌરાષ્ટ્ર ભૂમિના જૂના ગઢ નગરમાં એક જાગીરદાર અને ધનાઢ્ય ગરાશિયા એટલે કે અભિજાત રાજપૂતના આગારમાં એક સુન્દર બાળક તથા એક કોમળ કલિકા સમાન સુન્દરી બાલિકા વસતાં હતાં. જો કે એ બાળક તથા બાલિકા એકજ માતાપિતાથી ઉત્પન્ન થયેલાં બંધુ તથા ભગિની પ્રમાણે અત્યંત પ્રેમપૂર્વક રહેતાં હતાં; તથાપિ તેઓ વસ્તુતઃ એકજ માતાપિતાનાં સંતાનો નહોતાં, એ વાર્તાનો સત્ય તરીકે અમારે સ્ફોટ કરવોજ જોઇએ; માત્ર એટલુંજ નહિ, પણ જે રાજપૂતના આગારમાં તેઓ વસતાં હતાં તે રાજપૂતનાં પોતાનાં સંતાનો પણ નહોતાં; કિન્તુ તેઓ બન્ને બાલ્યાવસ્થામાંજ માતૃપિતૃવિહીન તથા નિરાશ્રિત થઈ ગયેલાં હોવાથી તે રાજપૂતે તેમને પોતાના ગૃહમાં આશ્રય આપીને પોતાનાં સંતાનો પ્રમાણેજ પ્રેમપૂર્વક પાળી પોષીને મોટાં કર્યાં હતાં; કારણ કે તેઓ તેના જાતિબંધુઓનાંજ સંતાનો હતાં. તેઓ જે પ્રતિપાલક અથવા આશ્રયદાતાના આશ્રયમાં રહેતાં હતાં તે એક અત્યંત મધુર સ્વભાવનો તથા સ્નેહશીલ પુરૂષ હોવાથી તે બાલક તથા બાલિકાનો તેનામાં એટલો બધો પ્રેમ તથા પૂજ્યભાવ બંધાઇ ગયો હતો કે તેઓ તેને પોતાનો જન્મદાતા પિતાજ માનતાં હતાં; તેમજ તેમનો પરસ્પર સ્નેહ પણ એવો અનન્ય તથા અલૌકિક હતો કે તે પરસ્પર સ્નેહના પરિણામે તેઓ જો પરસ્પર સહોદર બંધુ તથા સહોદરા ભગિની પ્રમાણેજ વર્તે, તો તે સર્વથા સ્વાભાવિકજ હતું. તે બાલક તથા બાલિકા સાથેજ જમતાં હતાં, સાથેજ રમતાં હતાં, સાથેજ ખાતાં પીતાં હતાં અને સાથે બેસીનેજ ભણતાં હતાં. આવી રીતે તેમનો સમય આનંદ અને આનંદમાંજ વીતતો હતો. એ બાલકનું નામ આનંદસિંહ અને બાલિકાનું નામ અમ્બાલિકા હતું. એટલે હવે પછી આપણે પણ એમને એજ નામોથી ઓળખીશું. એમનો પ્રતિપાલક અથવા ધર્મપિતા સમસ્ત સૌરાષ્ટ્રમાં પરદુઃખભંજન ખેંગારજીના નામથી વિખ્યાત હતો.

વૃદ્ધ ખેંગારજી એક અત્યંત સુશીલ, અદ્વિતીય સજ્જન, નીતિમાન તથા રાજા વિક્રમાદિત્ય યથાસંભવ પરદુઃખભંજન હોવા છતાં પણ ધર્મના વિષયમાં કાંઇક અલ્પશ્રદ્ધાવાળો હોવાથી ઇશ્વરના અસ્તિત્વને નામ માત્રથીજ સ્વીકારતો હતો અને પ્રાર્થનાની આવશ્યકતા તથા પરલોકના અસ્તિત્વને તો તે માનતોજ નહોતો. આનંદસિંહ તથા અમ્બાલિકા પણ પોતાના પ્રતિપાલકની ધર્મભાવનાઓને માતાના દુગ્ધ સમાન પીપીને અંતે ધર્મ

તથા પરલોકતત્ત્વનાં વિદ્વેષી થઇ ગયાં હતાં. પરંતુ તેમને નિત્ય મળતા આ શિક્ષણનો ક્રમ અધિક સમય પર્યન્ત સ્થિર રહી શક્યો નહિ; કારણ કે, જે વેળાયે આનન્દ સિંહ તથા અમ્બાલિકાની અનુક્રમે પંદર તથા ચૌદ વર્ષની અવસ્થા થઇ તે વેળાયે તેમના પ્રતિપાલક ખેંગારજીનો સ્વર્ગવાસ થયો અને તે પોતે નિઃસંતાન હોવાથી તેનો તેના કરતાં પણ મોટો એકજ સહોદર બંધુ હતો તે તેની સમસ્ત સંપત્તિનો ઉત્તરાધિકારી તથા તેના ગૃહનો સ્વામી થતાં અન્ય ગ્રામમાંના પોતાના નિવાસ સ્થાનને ત્યાગીને જૂનાગઢમાંના ખેંગારજીના ગૃહમાં આવીને રહેવા લાગ્યો. સ્વર્ગીય ખેંગારજીના એ જ્યેષ્ઠ બંધુનું નામ દેશલજી હતું. એ દેશલજી એક પરમ ધર્મનિષ્ઠ તથા પરલોકતત્ત્વને માનનારો પુરુષ હતો અને તેથી હવે આનન્દસિંહ તથા અમ્બાલિકા પોતાના એ નવીન પ્રતિપાલકના મુખથી ધર્મવિષયક નિત્ય નવીન નવીન વાર્ત્તાઓ સાંભળવા લાગ્યા. ધર્મ તથા પરલોક વિષયક નવીન વાર્ત્તાઓના શ્રવણનું પરિણામ એ થયું કે એ નવીન સંસર્ગથી તેમની અવિશ્વાસમયી પૂર્વ ભાવનાઓ શિથિલ થઇ ગઇ; છતાં પણ તેમના બાલ્યકાળમાંના સંસ્કારો સમૂળ નષ્ટ તો ન થઇ શક્યા; એટલે કે તેમના મનમાં જે એક મહા પ્રબળ સંદેહનો ભાવ દૃઢ થઇ ગયો હતો તે કોઇ પણ પ્રકારે દૂર થઇ શક્યો નહિ.

દેશલજીએ અમ્બાલિકા જ્યારે ઓગણીસ વર્ષની થઇ તે વેળાએ એક કુલીન, તરૂણ, સ્વરૂપસુંદર તથા સુશિક્ષિત રાજપૂત સાથે તેનો લગ્નસંબંધ કરી આપ્યો અને તેથી અમ્બાલિકા એક અન્ય ગ્રામમાં પોતાના પતિ સાથે રહેવા લાગી. અમ્બાલિકાનાં લગ્ન પછી અલ્પ સમયમાં જ દેશલજીએ પોતાની જાતિના એક કુલીન તથા પ્રતિષ્ઠિત કુટુંબની એક રૂપવતી, સદ્ગુણવતી, સુશિક્ષિતા તથા યુવતિ કન્યા સાથે આનંદસિંહનો પણ શરીરસંબંધ કરાવી આપ્યો અને ખેંગારજી પ્રમાણે દેશલજી પણ નિઃસંતાન હોવાથી તેણે આનંદ સિંહનેજ દત્તક લઇને પોતાની સમસ્ત સંપત્તિનો ઉત્તરાધિકારી બનાવી દીધો. આ સર્વ વ્યવસ્થા થઇ રહ્યા પછી દેશલજી પાંચેક વર્ષ જીવ્યો અને ત્યાર પછી તે પણ આ મર્ત્યલોકને ત્યાગીને સ્વર્ગના માર્ગનો પ્રવાસી થયો. દેશલજીનો સ્વર્ગવાસ થયો તે વેળાએ આનંદસિંહની અવસ્થા પચીસ વર્ષની હતી અને અમ્બાલિકા ચોવીસ વર્ષની અવસ્થામાં એટલે કે યૌવનના વસંતકાળમાં વિહરતી હતી.

અમ્બાલિકાનો પતિ છેલ્લાં ત્રણ વર્ષથી એક સારા વ્યાપારમાં જોડાયલો હોવાથી અને તેમાં અચાનક તેને ત્રણથી ચાર લાખ જેટલો નફો મળી જવાથી તેણે પોતાના ભાગ્યોદયના સ્થાનમાં એટલે કે મુંબઈ નગરીમાં મહાલક્ષ્મીના સમુદ્રતીરપ્રાંતમાં એક આલીશાન બંગલો બંધાવ્યો હતો; અને પોતાની પ્રાણેશ્વરી અમ્બાલિકા સહિત તે પોતાના એ બંગલામાંજ રહેવા લાગ્યો હતો. અંબાલિકાના પતિનું નામ રણજિત

સિંહ હતું અને તે એક ભાગ્યશાળી તથા ઉદારાત્મા પુરૂષ હતો.

સારાંશ કે, આનંદસિંહ હવે બાલક નહોતો, કિન્તુ હવે તે એક મોટો જાગીરદાર બની ગયો હતો અને અમ્બાલિકા પણ બાલિકા મટીને એક ધનાઢ્ય પતિની પત્નીના પદને શોભાવતી હતી. આવી રીતે આનંદસિંહ તથા અંબાલિકા ઉભયના જીવનનું પ્રચંડ પરિવર્ત્તન થવા છતાં પણ તેમનો બાલ્યકાલિક પરસ્પર પવિત્ર સ્નેહભાવ પર્વત સમાન અવિચલ હતો અને તેથી તેઓ પોતાના બંધુભગિનીના સંબંધને દૃઢતાથી નિભાવીને પરસ્પર પૂર્વ પ્રમાણેનોજ પ્રેમ રાખ્યા કરતાં હતાં. આનંદસિંહ જેવો સ્વરૂપ સુંદર હતો તેવોજ તેનો સ્વભાવ પણ ઉદાર હોવાથી મૈત્રીના સંબંધને નિભાવવામાં તે હિમાચલ કરતાં પણ અધિક દૃઢ હતો તેમજ અંબાલિકા પણ રૂપવતી, ગુણવતી તથા ઉદારસ્વભાવા રમણી હોવાથી અને નિર્ભયતા તથા સ્નેહશીલતામાં અદ્વિતીય હોવાથી તેના સદ્વ્યવહાર વડે તેના સમાગમમાં આવનારાં સર્વ સ્ત્રીપુરૂષો તેનાથી પ્રસન્ન રહ્યા કરતાં હતાં; જે કોઇ પણ વ્યક્તિ એક વાર કોઇ પણ કારણવશાત્ તેની પાસે જતી હતી તે તેના વિનમ્ર વ્યવહારથી આકર્ષાઇને સ્વાભાવિકજ તેનામાં સ્નેહ રાખવાનો પાઠ શીખતી હતી; સઘળાં આડોશી પાડોશી અમ્બાલિકાના સાધુ સ્વભાવની એકવાક્યતાથી પ્રશંસા કર્યા કરતાં હતાં અને તેનાં ગુણગાન ગાવાથી કદાપિ કંટાળતાં નહોતાં. જ્યારે અમ્બાલિકા કોઇ પણ અન્ય મનુષ્યને પોતાના સ્નેહભાવ વડે સંતોષવાના કાર્યમાં સમર્થ થતી હતી ત્યારે તે પોતાના અંતઃકરણમાં એક અપૂર્વ સુખને અનુભવતી હતી. તે સ્વભાવતઃ ધર્માનુરાગિણી હતી, કિન્તુ બાલ્યકાળના શિક્ષણદોષથી તેનો ધર્મવિશ્વાસ વારંવાર શંકાના ઝૂલામાં ઝૂલ્યાં કરતો હતો અને એવીજ સ્થિતિ આનંદસિંહની પણ હતી. એટલે એ કારણથી વારંવાર તેમના મનમાં ઘોર અશાન્તિનો ઉદ્ભવ થતો રહેતો હતો; કારણ કે, તેમનાં હૃદયો જે વસ્તુમાં વિશ્વાસ રાખવા ઇચ્છતાં હતાં તે તેમના વિશ્વાસને શતાવધિ પ્રકારના સંશયોદ્વારા હૃદયમાંથી કાઢી મૂકવા માટેના કાર્યને સિદ્ધ કરી બતાવવાનું તેમનાં મન તથા બુદ્ધિએ બીડું ઝડપી લીધું હતું.

આનન્દસિંહ એક કન્યાનો પિતા થયો હતો અને અમ્બાલિકા બે કન્યાઓની માતા થઇ હતી. વર્ષમાં એક વાર અમ્બાલિકા પોતાના પતિ સહિત અવશ્ય જૂનાગઢ આવતી હતી; કારણ કે, આનન્દસિંહના ગૃહને તે પિતૃગૃહજ માનતી હતી. તેમજ આનન્દસિંહ પણ વર્ષમાં એક વાર કિંવા બે વાર અમ્બાલિકા પાસે જઇ આવતો હતો અને જો તે ત્યાં પરિવાર સહિત ગયેલો હોય તો તો બબ્બે મહિના જેટલો સમય મુંબઈમાં અમ્બાલિકાના સહવાસમાં વીતાડી દેતો હતો. આવી રીતે એ બંધુ તથા ભગિની જ્યારે પણ મળતાં હતાં ત્યારે અદ્યાપિ તેઓ ધર્મ

તથા પરલોકના સંબંધમાં કોઈ પણ એક નિશ્ચિત સિદ્ધાન્તપર ન આવેલાં હોવાથી તેમની વચ્ચે ધર્મ તથા પરલોક વિષયક ચર્ચા ચાલ્યાં કરતી હતી અને તેમનો પરસ્પર દીર્ઘ વાદાનુવાદ થયાં કરતો હતો. એક વાર અમ્બાલિકા પોતાની કન્યાઓને લઈને એક દાસ તથા એક દાસી સાથે જ જૂનાગઢમાં આવી હતી. એક અગત્યના કાર્ય માટે રોકાઈ જવાથી તેના પતિથી એ વેળાયે જૂનાગઢ આવી શકાયું નહોતું. એક દિવસ રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થયા પછી આનન્દસિંહ તથા અમ્બાલિકા વચ્ચે પ્રસંગાનુસાર પરલોકના અસ્તિત્વ વિષયક ચર્ચાનો આરંભ થયો અને કેટલાક સમય પર્યન્ત વાદાનુવાદ થયા પછી આનન્દસિંહે ગંભીરતાથી જણાવ્યું કેઃ—

"મારી બુદ્ધિમતી ભગિની અંબાલિકા! આ વિષય એવા પ્રકારનો છે કે જીવને કાળમાં આ જટિલ વિષયનો કાંઇ પણ નિર્ણય કરી શકાય તેમ નથી અને તેટલા માટે આપણે એવા પ્રકારની પ્રતિજ્ઞાથી બદ્ધ થવાની આવશ્યકતા છે કે આપણામાંથી જેનું પ્રથમ મરણ થાય તેણે જો સંભવનીય હોય તો મરણ પશ્ચાત્ અન્ય સજીવન વ્યક્તિને દર્શન આપીને તેનાપર લોક તથા જગદીશ્વર વિષયક સંશયનું નિવારણ કરવું અને તે સાથે તે સજીવન વ્યક્તિને વાસ્તવિકતાથી કયો ધર્મ સત્ય છે તેમ જ ઈશ્વરાનુમોદિત છે, એ રહસ્ય પણ જણાવી દેવું. પ્રથમ હું પોતે જ આ પ્રતિજ્ઞાથી બદ્ધ થાઉં છું."

"અને હું પણ આ પ્રતિજ્ઞાના બંધનમાં બંધાઉં છું." અમ્બાલિકાએ કહ્યું.

---

## પ્રકરણ ૨ જું
## છાયાદર્શન અને પ્રતિજ્ઞાપૂર્તિ

ગત પ્રકરણના અંતમાં વર્ણવાયલી ઘટનાને લગભગ એક વર્ષ જેટલો કાળ વહી ગયો હતો. દશ મહિનાથી આનન્દસિંહ જૂનાગઢ સ્ટેટના કોઇ કાર્ય માટે લંડન ગયેલો હોવાથી લંડનથી લખેલું તેનું એક જ પત્ર અમ્બાલિકાને મળ્યું હતું. ત્યાર પછી તેના કશા પણ સમાચાર અમ્બાલિકાના જાણવા કે સાંભળવામાં આવ્યા નહોતા.

હિન્દુ વર્ષનો વૈશાખ તથા અંગ્રેજી વર્ષનો મે માસ ચાલતો હતો; મધ્ય રાત્રિનો સમય વર્ત્તમાન હતો. પૂર્ણિમા હોવાથી ચંદ્રમાના શીતલ શુભ્ર પ્રકાશનો સમસ્ત સૃષ્ટિમાં વિસ્તાર થયેલો હતો અને મહાલક્ષ્મીના સમુદ્રતીરપ્રાંતમાં કેવળ સમુદ્રની ગર્જના વિના રાત્રિની શાંતિના ભંગનું અન્ય કોઇ પણ કારણ દૃષ્ટિગોચર થતું નહોતું. આવી શાંત રાત્રિના સમયમાં આપણી કથાની નાયિકા અમ્બાલિકા તથા તેનો પતિ રણજિતસિંહ પારદર્શક લઘુદુકૂલ પરિધાન કરીને બંગલાના ઉપરિભાગમાંના પોતાના વિશાળ શયનમંદિરમાંની એક વિશાળ પર્યંકશય્યામાં સમુદ્રાભિમુખ વાતાયનમાંથી આવતી સુશીતલ વાયુલહરીના સ્પર્શસુખને અનુભવતાં ગાઢ નિદ્રાને આધીન થયેલાં હતાં. શયનમંદિરમાંના

એક ખૂણામાં એક ટેબલપર લેમ્પ લાઇટ ને ડિમ—મંદ—કરી નાંખેલી હોવાથી તેનો અતિશય મંદ પ્રકાશ પડતો હતો; તથાપિ વાતાયનમાર્ગે ચંદ્રિકાનો શયનમંદિરમાં પ્રવેશ થતો હોવાથી દીપકનો પ્રકાશ મંદ હોવા છતાં પણ શયનગૃહમાંથી અંધકારનો બહિષ્કાર થઇ ગયો હતો. બંગલામાં સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું તેમ જ સમુદ્રની ગર્જના વિના અન્ય કોઇ પણ પ્રકારનો ધ્વનિ ક્યાંયથી સંભળાતો નહોતો; છતાં પણ કોણ જાણે શા કારણથી અચાનક અમ્બાલિકાની ગાઢ નિદ્રાનો ભંગ થઈ ગયો, તે ઊઠીને શય્યામાં બેઠી થઇ ગઇ અને નેત્રો ઉઘાડતાં જ જે દૃશ્ય તેના જોવામાં આવ્યું તેથી પ્રથમ તેના અંતઃકરણમાં આશ્ચર્ય થયું. ત્યાર પછી લજ્જામિશ્રિત વિરક્તિનો આવિર્ભાવ થયો અને ત્યાર પછી તેનું કોમળ અંતઃકરણ ભયથી કંપવા લાગ્યું. ત્યારે એવું તે આશ્ચર્યોત્પાદક, લજ્જાકારક તથા ભયાનક દૃશ્ય શું હતું વારૂ? તે દૃશ્ય એ કે આનન્દસિંહ એ વેળાએ અમ્બાલિકાના પર્યંક પાસેની એક કુરસીમાં બેઠેલો હતો.

અમ્બાલિકા કોઇ પણ પ્રકારના નિશ્ચય પર ન આવી શકવાથી મનોગત કહેવા લાગીઃ "પોતાના આગમનના કોઇ પણ પ્રકારના સમાચાર આપ્યા વિના જ બંધુ આનન્દસિંહ મધ્યરાત્રિના સમયમાં અચાનક અહીં કેમ આવ્યા હશે, એ સમજી શકાતું નથી. છતાં માનો કે ભલે આવ્યા; તો પણ તેમણે આવો અશિષ્ટ વ્યવહાર શા કારણથી કર્યો? કારણ કે, પતિની શય્યામાં નિદ્રાધીન થયેલી ભગિની સમક્ષ આમ અચાનક આવીને બેસવું અને ભગિનીની લજ્જાનો લેશ માત્ર પણ વિચાર ન કરવો, એ વ્યવહાર ધર્મ, નીતિ તથા સભ્યતાથી સર્વથા વિરૂદ્ધ છે અને આનન્દસિંહ જેવો ધર્મનિષ્ઠ, નીતિપરાયણ તથા સભ્ય બન્ધુ આવો ધર્મવિરૂદ્ધ વ્યવહાર કરે, એ અત્યંત આશ્ચર્યજનક છે! પરંતુ ખરેખર જ આ મારો બન્ધુ આનન્દસિંહ જ છે કે કેમ? ના, ના; એમ થવું કે હોવું સર્વથા અસંભવનીય છે."

પુનઃ અમ્બાલિકાના હૃદયમાં કંપ થવા લાગ્યો. તેણે ચીત્કારનો યત્ન કર્યો; પરંતુ તેના કંઠમાંથી સ્પષ્ટ સ્વર નીકળી શક્યો નહિ અને જે અસ્પષ્ટ અથવા મંદ સ્વર નીકળ્યો તેના યોગે તેના પતિ રણજિતસિંહની ગાઢ નિદ્રાનો ભંગ ન થયો. ચીત્કારના યોગે પતિને જગાડવાના પ્રયત્નમાં નિષ્ફળતા મળવાથી અમ્બાલિકાએ સાહસ કરીને આનન્દસિંહ પ્રતિ દૃષ્ટિપાત કર્યો અને પૂછ્યું કેઃ—

"બંધુ આનન્દસિંહ! તમો અત્યારે મારા આ શયનમન્દિરમાં આવી અનુચિત રીતિથી કયા માર્ગે આવ્યા છો? અને શા અભિપ્રાયથી આવ્યા છો, તે કૃપા કરીને જણાવશો?

અમ્બાલિકાના એ પ્રશ્નના ઉત્તરમાં આનન્દસિંહ ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ "અમ્બાલિકા! આટલા અલ્પ સમયમાં જ તું શું બધી વાતોને

ભૂલી ગઇ? આજથી લગભગ એક વર્ષ પૂર્વે જ્યારે તું જૂનાગઢમાં આવી હતી અને પરલોકના અસ્તિત્વ વિષે આપણો વાદાનુવાદ ચાલ્યો હતો તે વાદાનુવાદના અંતમાં આપણે જે પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રતિજ્ઞાનું સ્મરણ તો તને હોવુંજ જોઇએ. તે પ્રતિજ્ઞા શી હતી?"

"તે પ્રતિજ્ઞા એ હતી કે 'આપણામાંથી જેનું પ્રથમ મરણ થાય તેણે જો સંભવનીય હોય તો મરણ પશ્ચાત્ અન્ય સજીવન વ્યક્તિને દર્શન આપીને તેના પરલોક તથા જગદીશ્વરવિષયક સંશયનું નિવારણ કરવું અને તે સાથે તે સજીવન વ્યક્તિને વાસ્તવિકતાથી કયો ધર્મ સત્ય છે તેમ જ ઇશ્વરાનુમોદિત છે એ રહસ્ય પણ જણાવી દેવું.' કેમ, આપણે આજ પ્રતિજ્ઞા કરી હતી કે બીજી?" અમ્બાલિકાએ તે પ્રતિજ્ઞાનો અક્ષરશઃ ઉચ્ચાર કરીને એ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

"યથાર્થ છે; આપણે અક્ષરશઃ આજ પ્રતિજ્ઞા કરી હતી અને આ પ્રતિજ્ઞાનો એક અક્ષર પણ તું નથી ભૂલી એટલા માટે હું તારી સ્મરણશક્તિને ધન્યવાદ આપું છું." આનન્દસિંહે આવી રીતે અમ્બાલિકાની સ્મરણશક્તિની પ્રશંસા કરી લીધા પછી આગળ વધીને અત્યંત ગંભીરતાથી કહ્યું કે: "ભગિની! હું અત્યારે આપણી તે પ્રતિજ્ઞાની પૂર્તિ કરવા માટેજ તારા શયનમન્દિરમાં તારી પાસે આવ્યો છું."

"બંધુ! આ તમો શું બોલો છો? આપણી પ્રતિજ્ઞાની આપણા મરણની ઘટના વિના પૂર્તિ થઇ શકે તેમ છેજ નહિ અને હજી તો આપણ બંને જીવિત છીએ. તમારા મસ્તિષ્કમાં ઉન્માદનો વિકાર તો નથી થયોને?" અમ્બાલિકાએ તે પ્રતિજ્ઞાની પૂર્તિના વિષયને અસંભવનીય સિદ્ધ કરી બતાવ્યો.

પરંતુ એ વસ્તુતઃ અમ્બાલિકાનો ભ્રમ હોવાથી તેના તે ભ્રમનો નિરાસ કરતો આનન્દસિંહ વિશેષ ગંભીર થઇને કહેવા લાગ્યો કે: "મારી સદાચારિણી ભગિની! આપણામાંના એકની એટલે કે તારા આ બંધુ આનન્દસિંહના મરણની ઘટના બની ચૂકી છે અને તેથી જ આપણી તે પ્રતિજ્ઞાની પૂર્તિ કરી બતાવવાનો અવસર મને પ્રાપ્ત થયેલો છે. ગત મંગળવારને દિવસે જર્મનીની રાજધાની બર્લિન નગરીમાં જ્વરના માત્ર ચાર દિવસના સાધારણ વ્યાધિથી મારા દેહનો અન્ત થઇ ગયો છે અને ત્યાર પછી ઈશ્વરાનુપ્રણિત પુરૂષે પ્રતિજ્ઞા ધર્મના પાલન માટે અનુમોદન આપીને મને અહીં તારી પાસે આવવા દીધો છે. પરલોકના અસ્તિત્વ વિષે આપણા મનમાં જે જે સંશયો ઉદ્ભવતા હતા તે સર્વ સંશયો પરલોકમાં ગયા પછી મને મિથ્યા પ્રતીત થયા છે; કારણ કે, પરલોક સત્ય છે અને પાપ તથા પુણ્યોનું કર્મ ફળ અનિવાર્ય છે, એનો મને સાક્ષાત્કાર થઇ ચૂક્યો છે. આ પૃથ્વીતલમાં આપણે જે કાંઇ પણ વિચારીએ છીએ, જે કાંઇ પણ બોલીએ છીએ અને જે કાંઇ પણ કરીએ છીએ; તે સર્વ પરલોકના કર્મપટમાં અંકિત થઇ જાય છે. એ સાથે એ પણ સમજી લેવાનું

છે કે ઈશ્વર સત્ય છે. તે અનંત પ્રેમમય, અનંત મંગળ સ્વરૂપ અને ન્યાયવિધાતા પરમ પુરૂષ ઇહકાલ તથા પરકાલમાં વ્યાપ્ત છે, અને તેથી અવિચલ શ્રદ્ધા તથા દૃઢતમ ભક્તિ સહિત તે પરમાત્માનાં ચરણોમાં આત્માને સમર્પી દેવો એ જ આપણા પરિત્રાણનો એક માત્ર ઉપાય છે!"

આટલું બોલીને આનંદસિંહે મૌનનું અવલંબન કરી લીધું અને અમ્બાલિકાના મુખમંડળમાં થતા પરિવર્ત્તનનું એકાગ્ર દૃષ્ટિથી નિરીક્ષણ કરવા માંડયું. કેટલીક વાર સુધી જ્યારે અમ્બાલિકા કાંઇ પણ બોલી નહિ એટલે પછી તે પોતે જ વળી પાછો આગળ વધીને કહેવા લાગ્યો કે: "અમ્બાલિકા! તને એ સંવાદ સંભળાવવા માટેની પણ મને આજ્ઞા મળેલી છે કે તું અલ્પ સમયમાં જ પુત્રવતી થઇશ અને તારો તે પુત્ર સમય આવતાં મારી કન્યા સાથે લગ્નના સંબંધથી જોડાઇને મારી કન્યાનો પતિ થશે. તારા પુત્રનો હું મામો હોવાથી અને આપણી જાતિમાં મામાની પુત્રી સાથે લગ્ન કરવાની રૂઢિ પ્રચલિત હોવાથી એ શરીર સંબંધ અનુચિત અથવા ધર્મવિરૂદ્ધ થવાનો સંભવ નથી.* આ તારા માટે આનંદજનક સંવાદ છે: પરંતુ હવે મારે જે એક અન્ય ભવિષ્યવાણી તને સંભળાવવાની છે તે શોકજનક તથા વિષાદવર્ધિની હોવાથી તે સાંભળવા માટે તું હૃદયને દૃઢ તથા વજ્ર, કઠોર કરી લે; કારણ કે, નહિ તો તેથી કદાચિત્ વિપરીત પરિણામ પણ થઇ જાય, એવો સંભવ છે."

"મેં મારા હૃદયને કયારનુંયે દૃઢ તથા વજ્ર કઠોર કરી રાખેલું હોવાથી હું તે શોકજનક સમાચાર સાંભળવાને પણ તૈયાર છું." અમ્બાલિકાએ બળાત્કારે દૃઢતાનું અવલંબન કરીને તે શોકજનક ભવિષ્યવાણી સાંભળવા માટેની આતુરતા દર્શાવી.

આનંદસિંહ ગંભીર વાણીથી કહેવા લાગ્યો કે: "અમ્બાલિકા! તારા ભાગ્યમાં હવે સત્વર જ વૈધવ્યનો અનિવાર્ય યોગ લખાયલો હોવાથી તારે તે વૈધવ્યની યાતના ભોગવવી જ પડશે. અર્થાત્ તને પુત્રની પ્રાપ્તિ થવા પછી અલ્પ સમયમાં જ તારા પતિ રણજિતસિંહનો સ્વર્ગવાસ થતાં તારા સૌભાગ્યસૂર્યનો અસ્ત થશે અને ત્યાર પછી તું એક અન્ય પતિની પત્ની થઇશ. પરંતુ તારા તે દ્વિતીય પતિના અસદ્વ્યવહાર તથા દુરાચારોના કારણથી તારૂં જીવન સર્વથા દુઃખમય તથા ભારરૂપ થઇ જશે, એ પણ અત્યારથી જ તારે જાણી રાખવાનું છે. તારા તે દ્વિતીય

*રાજપૂતોમાં મામાની દીકરી સાથે પરણવાની રૂઢિ અદ્યાપિ પ્રચલિત છે અને શરીરસંબંધ માટે મામાની દીકરી અન્ય કન્યાઓ કરતાં એટલી બધી ઉત્તમ મનાય છે કે તેની ઉત્તમતાને દર્શાવવા માટે રાજપૂતોમાં '**ખીચડીસેં ઘી ને મામેજી ચી!**' એવી એક કહેવત પણ ચાલતી થઇ ગઇ છે અને એ કહેવતનો અર્થ એવો થાય છે કે: 'જેમ ખીચડીમાં ઘી ભળી જાય છે તેમ ફઇના દીકરા સાથે મામાની દીકરી પણ ભળીને એકરસ થઇ જાય છે.'

પતિના સંયોગથી તને બીજી બે કન્યાઓ અને અંતમાં એક પુત્ર પણ થશે. તે પુત્રના જન્મ પછી એક મહિનામાં એટલે કે તારી અવસ્થાના સડતાળીસમા વર્ષના આરંભમાં તારો પોતાનો દેહાન્ત થઈ જશે અને તારી સંસારયાત્રાની સમાપ્તિ થશે. મારા કથનમાંનો એક અક્ષર પણ મિથ્યા થનાર નથી અને તેટલા માટે મારા કથનમાં સંપૂર્ણ વિશ્વાસ રાખજે; કારણ કે, સંશયાત્માનો વિનાશ થાય છે, એવો શ્રીકૃષ્ણ પરમાત્માનો ઉપદેશ વિશ્વવિખ્યાત છે!"

આ કઠોરતમ ભવિષ્યવાણીના શ્રવણથી અમ્બાલિકાના અંતઃકરણમાં શોક, લજ્જા તથા ભયનો ભીષણ આઘાત થતાં તેનું કોમળ અંતઃકરણ ભયવિહ્વલ થઇને કંપવા લાગ્યું. કેટલીક વાર સુધી ચિન્તામાં નિમગ્ન રહેવાથી તે કાંઇ પણ બોલી શકી નહિ અને ત્યાર પછી તે વિનીત તથા કાતર સ્વરથી પૂછવા લાગી કે: "પરંતુ, બંધુ! આ ભીષણ ભવિતવ્યતાને ટાળવાનો પણ કોઇ ઉપાય છે ખરો કે નહિ? અને જો તેવો કોઇ ઉપાય હોય તો પણ મારાથી મારી એ ભયંકર ભવિતવ્યતાને ટાળી શકાય તેમ છે ખરૂં કે?"

અમ્બાલિકાના એ પ્રશ્નના ઉત્તરમાં આ નંદસિંહ કહેવા લાગ્યો કે: "હા, ભવિતવ્યતાને ટાળવા માટેનો ઉપાય પણ છે અને મનુષ્ય તે ઉપાયને દઢતાથી યોજવાને સમર્થ હોય તો તેના યોગે ભવિતવ્યતાને ટાળી પણ શકાય છે. મનુષ્યથી ન કરી શકાય તેવું કોઇ અશક્ય કાર્ય છે જ નહિ; કારણ કે, નરમાંથી નારાયણ તેમ જ નારીમાંથી નારાયણી થવાનું સામર્થ્ય જો કોઈ પણ પ્રાણીમાં હોય તો તે કેવળ માનવ પ્રાણીમાં જ છે! સારાંશ કે, તું એક સ્વાધીના, પોતાનાં કર્મફળોની અધિકારિણી આત્મિકા, તે પરમપિતાની પ્રિયતમા પુત્રી, તે અનન્ત શક્તિની અસ્ફુટ કલિકા, અનંત ધામની યાત્રિકા તથા અનંત મંગળની સ્વામિની હોવાથી તારૂં ભવિતવ્ય અનેક અંશે તારા પોતાના હસ્તમાં જ રહેલું છે અને તેથી જો તું દઢતમ સંકલ્પ કરીને તન મન ધનથી પ્રયત્ન કરીશ તો પોતાના ભાગ્યનું અવશ્ય પરિવર્ત્તન કરી શકીશ. કિન્તુ આ કાર્ય અત્યંત કઠિન છે. જો તું ચિત્તસંયમ દ્વારા અન્ય પતિની પ્રિયતમા થવાના લોભને દબાવવાના કાર્યમાં સફળતા મેળવી શકીશ, તો અવશ્ય તારા ભાગ્યની ગતિ બદલાઇ જશે અને તારી સર્વ વિપત્તિઓનો વિલય થશે; પરંતુ તારી ભોગ

કાંઇ પણ જણાવ્યું નથી તેમ જ વિશેષ બોલવાની અનુમતિ પણ આપી નથી; છતાં પણ એક વાર્ત્તા હું તને દૃઢતાપૂર્વક જણાવી દઉં છું કે હવે પછી પણ જો તું તારા અંતઃકરણમાં ધર્મ તથા પરલોકના સંબંધમાં અવિશ્વાસમય તથા અશ્રદ્ધાપૂર્ણ ભાવોનું જ પોષણ કરતી રહીશ, તો પરલોકમાં તારી દુર્ગતિની સીમા જ રહેવાની નથી; એટલા માટે હું તને ત્રણ વાર ભીષણ સ્વરથી સૂચના આપું છું કે સાવધાન, સાવધાન અને સાવધાન! પરમેશ્વરમાં અચલ શ્રદ્ધા રાખીને જીવનયાત્રામાં અગ્રગામિની થતી રહેજે; કારણ કે, માનવજીવન કેવળ મૃગજળ કિંવા મનઃકલ્પિત સ્વપ્ન નથી!!"

અમ્બાલિકાએ કહ્યું કે: "વારૂ, ત્યારે હવે હું એક બીજી વાત જાણવા માગું છું અને તે એ છે કે શું પરલોકમાં જઇને તમો સુખી થઇ શક્યા છો?"

"જો હું પરલોકમાં જઇને કેટલેક અંશે સુખી ન થઇ શક્યો હોત, તો અત્યારે તારી પાસે કદાપિ આવી શકત નહિ." આનંદસિંહે ઉત્તર આપ્યું.

"ત્યારે તો એમ જ કહેવું જોઇએ કે પરલોકમાં તમો અતિશય સુખી થયા છો અને તેથી અહીંનાં સુખોને સર્વથા ભૂલી ગયા છો!" અમ્બાલિકાએ માર્મિકતાથી કહ્યું.

આનન્દસિંહની છાયામૂર્તિએ આ વેળાયે મૌનનું જ અવલંબન કરી લીધું અને તેના ઓષ્ઠોમાં મંદહાસ્યની છટા દેખાવા લાગી. અવિશ્વાસ, સંશય તથા કુટતર્કના પરિણામે અમ્બાલિકાનું હૃદય અંધકારમય થયેલું હોવાથી તે આ વિસ્મયજનક દૃશ્યને પ્રત્યક્ષ જોવા છતાં પણ તેમાં વિશ્વાસ રાખી શકતી નહોતી. એ રહસ્યને આનન્દસિંહ જાણી ગયો હતો અને તેથી જ તેણે મૌનનું અવલંબન કર્યું હતું. આનન્દસિંહ અમ્બાલિકાને કાંઇક ઘૃણાની દૃષ્ટિથી જોવા લાગ્યો અને અમ્બાલિકા આનન્દસિંહના મુખમંડળને સંશય તથા આશ્ચર્યમય ભયની દૃષ્ટિથી જોવા લાગી. કેટલીક વાર સુધી ત્યાં ભીષણ નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું.

---

## પ્રકરણ ૩ જું

### આત્મિકના અસ્તિત્વનું સજીવન પ્રમાણ!

અન્તે એ ભીષણ નિઃસ્તબ્ધતાનો ભંગ કરીને અમ્બાલિકાએ પોતાના સંશયને દર્શાવતાં જણાવ્યું કે: "બંધુ આનન્દસિંહ! તમો પરલોકવાસી થયેલા હોવા છતાં તમારા આ સાક્ષાત્કારની ઘટના સત્ય હતી અને મારા મનની અસત્ય સ્વપ્નકલ્પના નહોતી, એમ હું પ્રભાતમાં કેમ કરીને માની શકીશ વારૂ?"

"આવતી કાલે તને મારા મરણના સમાચાર મળી જશે; કારણ કે, બર્લિનમાં મરતી વેળાયે મારા અનુચરને મેં મારી પત્નીને તારથી મારા મરણના સમાચાર આપવાની આજ્ઞા આપી હતી અને તેણે તે આજ્ઞાનું પાલન કરેલું હોવાથી મારી પત્નીને

મારા મરણના સમાચાર મળી ગયા છે અને મારી પત્નીએ એ વિષયનું પત્ર લખીને ગઇ કાલે ટપાલમાં નંખાવ્યું છે કે જે આવતી કાલે પ્રભાતમાં જ તને મળવાનો સંભવ છે. આ પ્રમાણથી મારા સાક્ષાત્કારની ઘટના સત્ય હતી એમ તું પ્રભાતમાં તો શું પણ જીવનની અંતિમ ઘટિકાપર્યન્ત માનતી રહીશ." આનન્દસિંહે અમ્બાલિકાને સંશયનિવારણનો માર્ગ બતાવ્યો.

પરંતુ એટલાથી અમ્બાલિકાના સંશયની નિવૃત્તિ થઇ નહિ અને તેથી તે પુનઃ સંશયને દર્શાવતી કહેવા લાગી કેઃ "જો તે પત્ર મળ્યા પછી હું એમ જ માની લઉં કે ગઇ રાતે મેં જે કાંઇ પણ સાંભળ્યું હતું તે કેવળ સ્વપ્ન જ હતું અને તે સ્વપ્ન કાકતાલીય ન્યાયથી સત્ય સિદ્ધ થયું છે, તો પછી આ સાક્ષાત્કારની ઘટનાને સત્ય કેમ કરીને માની શકાય ? અર્થાત્ હું એના કરતાં કોઇ અન્ય પ્રબળ પ્રમાણને મેળવવા માગું છું; કારણ કે, પત્રના પ્રમાણથી મારા સંશયનું નિરસન થઇ શકે તેમ નથી."

"જો અન્ય પ્રમાણને જોવાની જ તારી ઇચ્છા હોય તો તે અન્ય પ્રમાણને પણ જોઈ લે." એમ કહીને આનન્દસિંહની છાયામૂર્તિએ પોતાના એક હસ્તને લંબાવીને શયનમંદિરના દ્વારમાં લાકડાના ચોકઠામાં લટકતા પડદાના એક છેડાને ઉપાડીને છતમાંના એક હૂકમાં ભેરવી દીધો. તે હૂક એટલી ઉંચાઇ પર હતો કે નીચે કોઇ પણ ઉંચી વસ્તુને રાખીને તેનાપર ચઢ્યા વિના તે હૂક સુધી હાથને પહોંચાડવાનું કાર્ય મનુષ્યની શક્તિથી બાહ્ય હતું.

તથાપિ સંશયશીલા અમ્બાલિકાના મનનું એથી પણ સમાધાન ન થયું અને તેથી તે પુનઃ શંકાને દર્શાવતી બોલી કેઃ "આ પણ યથેષ્ટ પ્રમાણ નથી; કારણ કે, કેટલીક વાર એમ પણ બને છે કે જે કાર્ય આપણે જાગ્રદવસ્થામાં નથી કરી શકતાં તે કાર્ય કોઇ વાર સ્વપ્નાવસ્થામાં અનાયાસજ આપણા હસ્તથી થઇ જાય છે, અર્થાત્ પ્રભાતમાં આ પડદાની આ સ્થિતિને જોઇને કદાચિત્ એમ પણ કેમ ન માની શકાય કે આ મારી પોતાની જ નિદ્રિત અવસ્થામાં કરાયલું અજ્ઞાત અંધશક્તિનું કાર્ય છે અને આ કાર્યનો તમારા સાક્ષાત્કાર સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ છે જ નહિ ?"

"આ પાસેના ટેબલપર તારી ખાનગી ડાયરી અને પેન્સિલ પડયાં છે. એટલે હું આ ડાયરીના પ્રથમ પૃષ્ઠના શિરોભાગમાં મારૂં નામ લખી રાખું છું તે મારા નામના અક્ષરોને તારી પાસે મારા હસ્તાક્ષરોવાળાં બીજાં પત્રો સાથે પ્રભાતમાં સરખાવી જોતાંની સાથે જ તારા જાણવામાં આવી જશે કે અત્યારની મારા સાક્ષાત્કારની ઘટના સ્વપ્ન નથી, કિંતુ સર્વથા પ્રાકૃતિક તથા સત્ય ઘટના જ છે." આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ આનન્દસિંહની છાયામૂર્ત્તિએ તે ડાયરીના પ્રથમ પૃષ્ટમાં પેન્સિલવડે પોતાનું નામ લખી નાંખ્યું.

પરંતુ અમ્બાલિકા સદાની અવિશ્વાસિની હોવાથી આ નામલેખનથી પણ તેના મનનું સમાધાન ન થયું; કારણ કે, બાલ્યકાળથી જ અવિશ્વાસ તેના હૃદયનો સ્વાભાવિક ભાવ થઇ ગયેલો હોવાથી દૃષ્ટિથી પ્રત્યક્ષ દેખાતી વસ્તુમાં પણ તેનો વિશ્વાસ બંધાતો નહોતો. આ કારણથી વળી પાછી તે પોતાના પ્રબળ સંશયને દર્શાવતી કહેવા લાગી કે: "નહિ, આ નામલેખન કિંવા હસ્તાક્ષરથી પણ મારો સંદેહ દૂર થાય એવી સંભાવના નથી; કારણ કે, કદાચિત્ તમારા આ હસ્તાક્ષરોને પણ હું તમારા હસ્તાક્ષરોની પ્રતિકૃતિ કરીને મારી સ્વપ્નાવસ્થામાં લખાયલા મારા પોતાના જ હસ્તાક્ષરો માની લઇશ અને તેથી મારા મનનો સંશય જેવો છે તેવો ને તેવો જ અવિચલ રહી જશે."

અમ્બાલિકાની શંકાશીલતાની પરિસીમા થતાં હવે તે છાયામૂર્ત્તિના વદનમંડળમાં કાંઇક અપ્રસન્નતાની છાયા વિસ્તરેલી દેખાવા લાગી અને ત્યાર પછી તેણે કાંઇક રૂક્ષ સ્વરથી કહ્યું કે: "હાયરે, વિશ્વાસશૂન્ય સંશયિની અમ્બાલિકા ! તારો કોઇ પણ વસ્તુમાં કિંવા કોઇ પણ ઘટનામાં વિશ્વાસ નથી, એમ હવે સ્પષ્ટતાથી મારા જોવા તથા જાણવામાં આવી શકે છે. હું આ ક્ષણે જ તારા શરીરને સ્પર્શ કરીને તારા સંશયને શમાવવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવું છું; પરંતુ આધ્યાત્મિક જીવનની જે અવસ્થામાં પરલોકવાસી આત્માનો સ્પર્શ જીવિત મનુષ્યો માટે સુખશાંતિદાયક થઇ પડે છે તે અવસ્થાની અદ્યાપિ મને પ્રાપ્તિ થયેલી નથી અને તેટલા માટે હું તારા શરીરને સ્પર્શ કરતાં અચકાઉં છું; કારણ કે, અત્યારના મારા હસ્તસ્પર્શથી તારૂં જે અનિષ્ટ થશે, તે અનિષ્ટ તારા જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત અવિચલ રહેશે; મારા હસ્તસ્પર્શથી તારા શરીરમાં જે ચિહ્ન થવાનો સંભવ છે તે ચિહ્નને મટાડવાની દેવોમાં પણ શક્તિ નથી, તો પછી મનુષ્ય તો તેને ક્યાંથી જ મટાડી શકે વારૂ ? અર્થાત્ હજી પણ હું કહું છું કે, અમ્બાલિકા ! આ અવિશ્વાસને ત્યાગી દે અને વિશ્વાસિની થઇ જા !"

"તમારા હસ્તસ્પર્શથી મારા શરીરમાં એક ચિરસ્થાયિ ચિહ્ન બની જશે એટલું જ કે નહિ ? ભલે મારા શરીરમાં એવું ચિહ્ન બની જાય; કારણ કે, તે ચિહ્નથી અન્ય કશી પણ વિશેષ હાનિ તો નથી જ થવાની." અમ્બાલિકાએ આ શબ્દોથી સ્ત્રીની દૃઢતમ હઠવાદિતાનો સંપૂર્ણ પરિચય કરાવી દીધો.

"અમ્બાલિકા ! તારા જેવી એક અદ્વિતીય સાહસિકા સ્ત્રીના મુખમાંથી આવાજ શબ્દો નીકળવા જોઇએ. અસ્તુ. તારી એવીજ ઇચ્છા છે તો તારા દક્ષિણ હસ્તને મારા પ્રતિ લંબાવ." છાયામૂર્ત્તિએ અંતે અનિચ્છાપૂર્વક તેની ઇચ્છાને પૂર્ણ કરવાના ઉદ્દેશથી કહ્યું.

અમ્બાલિકા એ વેળાયે એવી તો મોહમુગ્ધા થયેલી હતી કે છાયામૂર્ત્તિની ઉપર્યુક્ત અનુમતિ મળતાંની સાથે જ તેણે

અત્યંત ઉત્સુકતાથી પોતાના દક્ષિણ હસ્તને છાયામૂર્ત્તિ પ્રતિ લંબાવ્યો. છાયામૂર્ત્તિએ તત્કાળ પોતાની અંગુલીઓ વડે તેના કોમળ કાંડાને ઝાલી લીધું. પરલોકવાસી આત્માના સ્પર્શ માત્રથી જ અમ્બાલિકાના સમસ્ત શરીરમાં ભયાનક કંપનો આવિર્ભાવ થયો અને જાણે તેના કરમાં કોઈએ અત્યંત શીતલ હિમનો ચૂડો પહેરાવી દીધો હોયની! તેવી અસહ્ય શીતલતાનો તેને અનુભવ થવા લાગ્યો. તત્કાળ છાયામૂર્ત્તિના હસ્તનો તેના હસ્તના જેટલા ભાગને સ્પર્શ થયો હતો તેટલા ભાગની પેશીઓ સંકોચાઇ ગઇ અને શિરાઓ સૂકાઇ ગઇ, એટલે પછી છાયામૂર્ત્તિએ ભીષણ ગંભીરતાથી અમ્બાલિકાને સંબોધીને કહ્યું કેઃ—

"સર્વ પરલોકવાસી આત્માઓનો સ્પર્શ જીવિત મનુષ્યો માટે દુઃખદાયક નથી થતો એટલે કે જે આત્માઓ દયા તથા ધર્મના આનન્દમય મહિમા તેમ જ દેવભાવો વડે મંડિત હોય છે તેમનો સ્પર્શ તો મનુષ્યો માટે સદાસર્વદા સુખ શાંતિદાયક જ થઈ પડે છે; કિન્તુ જે મનુષ્યો પરલોકવાસી હોવા છતાં પણ પાર્થિવ લાલસાઓ તથા પાપજ્વાળાઓથી સર્વથા મુક્ત થયેલાં નથી હોતાં તેમનો સ્પર્શ પૃથ્વીના જીવો માટે અસહ્ય તેમ જ અતિશય હાનિકારક થઇ પડે છે, એ એક નિર્વિવાદ સત્ય હોવાથી અને હું પરલોકવાસી હોવા છતાં અદ્યાપિ સર્વાંશે પાર્થિવ લાલસાઓ તથા પાપજ્વાળાઓથી મુક્ત થયેલો ન હોવાથી જ્યાં સુધી તું આ મર્ત્ય સંસારમાં જીવતી રહે ત્યાં સુધી મારા સ્પર્શના આ ચિહ્નને ગુપ્ત જ રાખજે; કારણ કે, આ ચિહ્નનો પ્રકાશ નિતાન્ત વિધિવિરુદ્ધ હોવાથી જો આ ચિહ્નને પ્રકટ થવા દઇશ, તો તું તેના પરિણામે કોઇ મોટી વિપત્તિમાં આવી પડીશ. અમ્બાલિકા! હવે હું જાઉં છું, અંતિમ પ્રણામ!!"

છાયામૂર્તિએ એ અંતિમ પ્રણામ કરીને અખંડ મૌનને ધારી લીધું અને અમ્બાલિકાએ ક્ષણ માત્રમાં જ દૃષ્ટિને ઉન્નત કરીને જોતાં આનંદસિંહની છાયામૂર્તિ ત્યાંથી અદૃશ્ય થઈ ગયેલી જ તેના જોવામાં આવી.

અમ્બાલિકા જ્યાં સુધી આનંદસિંહની છાયામૂર્તિ સાથેના વાર્તાલાપમાં નિમગ્ન હતી ત્યાં સુધી તેના મનમાં ભય તથા અન્ય અનેક પ્રકારની ભાવનાઓનો સંચાર થતો રહેવા છતાં પણ તે એક પ્રકારની પરવશ તથા જડીભૂત અવસ્થાને પ્રાપ્ત થયેલી હતી અને તેથી જ તે કંઇક શાંત તથા પોતાના તાબામાં હતી; પરંતુ છાયામૂર્તિ અદૃશ્ય થતાં જ કોણ જાણે ક્યાંથી એક પ્રકારના ભય તથા આતંકે આવીને તેને અધીર તથા અશાન્ત બનાવી દીધી. અમ્બાલિકાએ પોતાના પતિને જગાડવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેના મુખમાંથી એક પણ શબ્દ બ્હાર નીકળી શક્યો નહિ. તેને એમ જ જણાવા લાગ્યું કે તેનો આખો બંગલો તેમજ તેનો પલંગ ચક્રાકાર ભ્રમણ કરી રહ્યા છે! આવા પ્રકારના ભય તથા વિસ્મયથી તે કેટલાક સમય પર્યન્ત અસહ્ય માનસિક યંત્રણાને ભોગ

ત્રિતી રહી અને ત્યાર પછી અચાનક આનંદ સિંહના અકાળ મરણના શોકનો સમુદ્ર તેના હૃદયમાં ઉછળી આવતાં તેનાં ઉભય નેત્રોમાંથી અશ્રુની અવિરલ ધારાનું વહન થવા લાગ્યું. ધીમે ધીમે અશ્રુના વેગવાન પ્રવાહમાં તેના હૃદયનો શોક તથા તેની અશાંતિ તણાઇ ગયાં, તેના શોકાર્ત પ્રાણ તેનાં નેત્રોનાં નીરથી શીતલ થઇ ગયાં અને ત્યાર પછી કોણ જાણે ક્યારે તેનાં નેત્રો મીચાઇ જતાં તે ગાઢ નિદ્રામાં પડી ગઇ.

---

## પ્રકરણ ૪ થું

### વિધિવિધાન કે વજ્રલેપ ?

રાત્રિનો અંત થતાં બીજા દિવસનો પ્રભાત થયો. રણજિતસિંહ જાગ્યો; દ્વારપટ પર તેની દૃષ્ટિ પડી નહિ અને તે નિત્ય પ્રમાણે શય્યાને ત્યાગીને કાંઇ પણ બોલ્યા વિના શયનમન્દિરમાંથી બીજા ઓરડામાં ચાલ્યો ગયો. અમ્બાલિકાની નિદ્રાનો અદ્યાપિ ભંગ થયો નહોતો. લગભગ એક કલાક પછી તે પણ જાગ્રત થઇ અને નેત્રો ઉઘડતાંજ તેની દૃષ્ટિ દ્વારના પડદા પર પડી. દ્વારપટની વિલક્ષણ સ્થિતિને જોઈને અન્ય જનોના મનમાં કોઈ પણ પ્રકારનો સંશય ન આવે એટલા માટે ઉતાવળથી ઉઠીને તેણે બારીઓને સાફ કરવાની લાંબા વાંસવાળી સાવરણી વડે તે પડદાના છતના હૂકમાં ભેરવેલા છેડાને નીચે ઉતારી નાંખ્યો. ત્યાર પછી અમ્બાલિકાએ પોતાના કાંડા પરના ચિરસ્મરણીય ચિહ્નને જોયું અને હિમના સ્પર્શથી સૂકાયલા તથા કાળા પડી ગયેલા કાંડા પર એક કાળો પાટો બાંધી દીધો. આ કાર્ય કરી લીધા પછી તે પોતાના પતિ પાસે ગઇ. રાત્રિનાં ઉદ્વેગ તથા ચિન્તાનાં અનેક લક્ષણો તેના મુખમંડળમાં એ વેળાએ સ્પષ્ટ રૂપથી ઝળકી રહ્યાં હતાં. સદૈવ પ્રસન્ન રહેનારી પ્રેમશીલા પત્નીના વિષાદમય મલિન મુખમંડળને જોતાં જ રણજિતસિંહ ચમકી ગયો.

રણજિતસિંહે આતુરતાથી પોતાની પત્નીને પૂછ્યું કે: "પ્રાણેશ્વરી ! આજે તારા મુખમંડળમાંથી આટલી સીમા પર્યન્ત મલિનતા તથા વિષાદની છાયા કેમ દેખાય છે વારૂ ? શરીરમાં કાંઇ પીડા તો નથીને ?"

"જી, નહિ; મારા શરીરમાં કશી પણ પીડા નથી અને મારી પ્રકૃતિ નિત્ય પ્રમાણેજ સ્વસ્થ છે." અમ્બાલિકાએ રાત્રિના રહસ્યને ગુપ્ત રાખવાના આશયથી સર્વથા અસત્ય ઉત્તર આપ્યું.

"અને કાંડા પર આ કાળો પાટો તેં કેમ બાંધ્યો છે વારૂ ? કાંઉં મરડાઇ તો નથી ગયું ?" પાટા પર દૃષ્ટિ પડતાં રણજિતસિંહે તે વિષે પ્રશ્ન પૂછ્યો.

"નહિ; મારૂં કાંઉં મરડાયું પણ નથી અને લચકી પણ નથી ગયું! મારો હાથ જેવો હતો તેવો જ છે." આ પ્રમાણેનું ઉત્તર આપ્યા પછી અમ્બાલિકા દીન મુદ્રાથી પ્રાર્થનાના સ્વરૂપમાં કહેવા લાગી કે "કિન્તુ પ્રાણેશ ! અત્યારે હું હસ્તદ્વય જોડીને આપનાં શ્રી ચરણોમાં પ્રાર્થના કરૂં છું

કે આ કાળા પાટાના સંબંધમાં હવે પછી કદાપિ આપ મને કોઇ પણ પ્રકારનો પ્રશ્ન પૂછશો નહિ; કારણ કે, હું જ્યાંસુધી આ સંસારમાં જીવતી રહીશ ત્યાં સુધી આ કાળો પાટો મારા કાંડા પર આવી જ રીતે કાયમ રહેવાનો છે. આપ મારા સ્વામી છો અને પ્રાણાધિક છો, એટલે આપથી ગુપ્ત રાખવા યોગ્ય મારી કોઈ પણ વાર્તા હોઈ શકેજ નહિ અને તેથી મેં આજ સુધીમાં મારી કોઈ પણ વાર્તાને આપથી ગુપ્ત રાખીજ નથી; અર્થાત્ જો આપ આગ્રહ કરશો, તો આ કાળા પટાનો ગુપ્ત વૃત્તાંત પણ હું આપને કહી સંભળાવીશ; પરંતુ તે વૃત્તાંતના શ્રવણથી આપની હાનિ થવાનો સંભવ હોવાથી આ વિષયમાં મારા હસ્તથી થતા અવિનયની મને આપ ઉદારતાથી ક્ષમા આપો અને આ કાળા પાટાના રહસ્યને જાણવાની આકાંક્ષાને ત્યાગી દ્યો, એજ મારો આપનાં ચરણોમાં વિનીત અનુરોધ છે.”

રણજિતસિંહનો પોતાની પત્નીના વચન તથા વર્તનમાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી તેણે પત્નીના એ અનુરોધને સાંભળી લીધા પછી હસીને કહ્યું કે: “પ્રિયતમે! આ પાટાના વૃત્તાંતના વિષયમાં જ્યારે તારો આટલો બધો વિરોધદર્શક અનુરોધ છે; તો આ પાટાના સંબંધમાં હું કદાપિ તને કોઇ પણ પ્રકારનો પ્રશ્ન પૂછવાનો નથી, એ નિશ્ચયપૂર્વક માની લેજે અને તેથી તારે હવે એ વિષયની લેશ માત્ર પણ ચિન્તા રાખવાની નથી.”

પતિપત્ની વચ્ચે એ વેળાએ એથી વિશેષ અન્ય કાંઇ પણ વાર્તાલાપ થયો નહિ. અને પ્રભાતકાળનાં સર્વ કાર્યો સમાપ્ત થઇ ગયાં. આજે અસ્માલિકાનું ચિત્ત અતિશય વ્યગ્ર થયેલું હતું અને તે વારંવાર કોઇ મનુષ્યના આગમનની આશાથી દ્વારમાં દૃષ્ટિપાત કર્યાં કરતી હતી. કેટલીક વાર પછી તેણે પોતાના એક અનુચરને પૂછ્યું કે: “આજની ટપાલ આવી ગઇ કે કેમ?” અનુચરે એનું ઉત્તર નકારમાં આપ્યું; કારણ કે, દશ વાગવા આવ્યા હતા છતાં પણ આજની ટપાલ આવી નહોતી. તે પંદર પંદર મિનિટના અંતરે વારંવાર દાસદાસીઓને ટપાલ વિષે પૂછવા લાગી; પરંતુ અગિયાર વાગ્યા સુધી પણ ટપાલ ન આવી. આજની ટપાલ વિષે તેની આવી આતુરતાને જોઇને તેના પતિ રણજિતસિંહે તેને પૂછ્યું કેઃ–

“આજની ટપાલ માટે તું આટલી બધી વ્યાકુલ શા કારણથી થઇ રહી છે વારૂ? શું આજની ટપાલમાં કોઇ એટલું બધું આવશ્યકીય પત્ર આવવાનું છે?”

“આવશ્યકીય પત્ર તો એજ આવવાનું છે કે જે પત્રમાં મારા બન્ધુ આનન્દસિંહના મરણના શોકકારક સમાચાર લખાયલા છે; કારણ કે, ગત મંગળવારે સંધ્યાકાળે પાંચ વાગે મારા તે આદર્શ બંધુનો જર્મનીની રાજધાની બર્લિનમાં જ્વરની બાધાથી દેહાન્ત થઇ ગયો છે.” આ પ્રમાણેનું ઉત્તર આપીને અસ્માલિકા વ્યાકુલ થઇને રોવા મંડી ગઇ.

રણજિતસિંહ અનેક પ્રકારનાં આશ્વાસનોથી તેના શોકને ઘટાડવાની ચેષ્ટા કરવા લાગ્યો. તેણે કહ્યું કેઃ "તારી આજની વ્યાકુલતાથી મને તો એમજ જણાય છે કે ગત રાત્રિના સમયમાં તેં કોઇ ભયાનક સ્વપ્ન જોયું છે અને તે સ્વપ્નને સત્ય માનીનેજ તું આટલી બધી અધીર તથા શોકાતુર થઇ ગઇ છે."

રણજિતસિંહ અમ્બાલિકાને આવા પ્રકારનું આશ્વાસન આપવાના કાર્યમાં નિમગ્ન થયેલો હતો, એટલામાં એક અનુચર ની ચેથી કાળી બોર્ડરવાળા ટપાલમાં આવેલા બંધ કાગળને લઇને ત્યાં આવી લાગ્યો અને તે કાગળને જોતાંજ અમ્બાલિકા ચિત્કાર કરીને બોલી ઉઠી કેઃ "હું જેની આશંકા કરી રહી હતી તેજ પત્ર આવ્યું; ભવિષ્યવાણી સત્ય સિદ્ધ થઇ; મારો બંધુ આનન્દસિંહ આ સંસારમાંથી સદાને માટે ચાલ્યો ગયો!

કવરને ફાડીને તેમાંના પત્રને રણજિતસિંહે વાંચવા માંડયું. તે પત્ર આનન્દસિંહની પત્નીનું લખેલું હતું અને તેમાં ખરેખરજ આનન્દસિંહના મરણનાજ સમાચાર હતા. અમ્બાલિકાએ થોડી મીનીટ પહેલાંજ જે દિવસ અને જે સમયે આનન્દસિંહના દેહાંતની ઘટના થવાનું જણાવ્યું હતું તેજ દિવસે અને તેજ સમયે બર્લિનમાં આનન્દસિંહનો દેહાન્ત થયો હતો, એમ પત્રના વાંચનથી પણ જણાઇ આવ્યું. રણજિતસિંહ એ પત્રના વાંચનથી આશ્ચર્યથી મંત્રમુગ્ધવત્ થઇ ગયો; પરંતુ અલ્પ સમયમાંજ પોતાના મનના આવેગને રોકીને તે પોતાની પ્રાણેશ્વરીને આશ્વાસન આપવા લાગ્યો. અમ્બાલિકા કેટલીક વાર સુધી હતબુદ્ધિ તથા સ્તંભિત જેવી સ્થિતિમાં રહ્યા પછી અચાનક શુદ્ધિમાં આવીને પોતાના પતિને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ—

"હવે મારા હૃદયમાં કોઇ પણ પ્રકારનો શોક નથી; કારણ કે, મેં મારા મનને ક્યારનુંય શાંત કરી દીધું છે અને તેથી હવે મારૂં મન સ્થિર થઇ ગયું છે. જે થવાનું હતું તે થઇ ગયું છે એટલે હવે સર્વ શોક મિથ્યાજ છે. અસ્તુઃ આવા શોકના સમયમાં પણ હું આપને એક આશ્ચર્યજનક વાર્ત્તા સંભળાવવા ઇચ્છું છું અને તે વાર્ત્તા એ છે કે આપ અલ્પ સમયમાંજ એક પુત્રના પિતા થવાના ભાગ્યને પ્રાપ્ત કરશો અને હું પુત્રની માતા થઇશ. મારા આ વચનમાં રંચ માત્ર પણ અવિશ્વાસ રાખશો નહિ."

અમ્બાલિકાની આ વાણી સાંભળીને રણજિતસિંહે પ્રસન્નતાપૂર્ણ આશ્ચર્ય દર્શાવ્યું અને એજ વેળાયે વળી પણ અમ્બાલિકાના કાંડાપરના કાળા પાટાપર તેની દૃષ્ટિ પડવાથી તે પોતાના મનમાં કહેવા લાગ્યો કેઃ "આનન્દસિંહ તથા મારી ધર્મપત્ની અમ્બાલિકાનો બાલ્યકાળથીજ પરસ્પર અત્યંત સ્નેહ તથા ગાઢ બંધુભાવ હોવાથી તેમજ આજની આશ્ચર્યકારિણી પરિસ્થિતિને જોવાથી એવાજ અનુમાનપર આવી શકાય છે કે કાં તો મારી પ્રાણેશ્વરીને આનન્દસિંહનું સ્વપ્નદર્શન થયેલું હોવું જોઇએ અને કાં તો આનન્દસિંહની છાયા

મૂર્ત્તિનો સાક્ષાત્કાર થયેલો હોવો જોઇએ." રણજિતસિંહનું એ અનુમાન સર્વથા સત્ય હતું, એ નવેસરથી દર્શાવવાની આવશ્યકતા નથી.

* * *

ઉપર્યુક્ત ઘટનાને એક વર્ષ જેટલો કાળ વીતી ગયો અને આનન્દસિંહના પરલોકવાસી આત્માના વચન અનુસાર અમ્બાલિકાએ પુત્રને જન્મ આપવાથી તે પોતે પુત્રની માતાના પદની અધિકારિણી થઇ અને તેનો પતિ રણજિતસિંહ પુત્રના પિતાના પદનો અધિકારી થયો. પુત્રના દર્શનથી રણજિતસિંહના હૃદયસમુદ્રમાં આનંદ તથા હર્ષની ઉત્તુંગ લહરીઓ ઊછળવા લાગી; પરંતુ અમ્બાલિકા પુત્રજન્મથી થતા આનંદને પ્રાપ્ત કરી શકી નહિ; કારણ કે, તેના મનમાં પુત્રને જન્મ આપતાંની સાથે જ વૈધવ્યની ભીતિનો ઉદય થયો અને તે ભીતિએ તેના આનંદનો સર્વથા અસ્ત કરી નાંખ્યો. તે પોતાના મનમાં કહેવા લાગી કે:

"છાયામૂર્ત્તિના મુખમાંથી નીકળેલાં સર્વ વચનો એક પછી એક સત્ય સિદ્ધ થતાં જાય છે. એટલે મારા પુત્રના જન્મ પછી અલ્પ સમયમાં જ મારા પતિનો પરલોકવાસ થતાં મને વૈધવ્યની પ્રાપ્તિ થવા વિશેની જે વાણી છાયામૂર્ત્તિએ ઉચ્ચારી છે તે પણ અવશ્ય સત્યસિદ્ધ થવાની; અર્થાત્ હવે મારા સ્વામીના સ્વર્ગવાસનો સમય નિકટમાં આવતો જાય છે એમ જ મારે નિશ્ચયપૂર્વક માનવાનું છે."

આ ચિન્તા તેના હૃદયપટમાં નિરંતર સજીવન રહેવાથી દુઃખથી તેનું હૃદય ફાટી જતું હતું અને અન્ય કોઇના જોવામાં ન આવે તેવી રીતે તે પોતાના નવજાત પુત્રને જોઇને દિવસમાં દશ વાર અશ્રુપાત કર્યા કરતી હતી.

અદૃષ્ટવાદ અથવા ભાગ્યની અનિવાર્યતાનો આવી રીતે સાક્ષાત્કાર થવાથી એક સમયની સંશયવાદિની અમ્બાલિકા હવે ધર્મવાદિની, ઈશ્વરવાદિની તથા અદૃષ્ટવાદિની થઇ ગઇ હતી અને તેથી કેટલીક વાર તે પોતાના પતિ સાથે એ વિષેની ચર્ચા પણ કરતી હતી. તેના પુત્રના જન્મની ઘટનાને છ કે સાત માસ જેટલો સમય વીતી ગયા પછી એક દિવસ તેણે પોતાના પતિને પૂછ્યું કે: "પ્રાણેશ! અદૃષ્ટવાદમાં આપનો વિશ્વાસ છે ખરો કે નહિ?"

"પ્રાણેશ્વરી! ભરતભૂમિના સર્વ વૈદિક ધર્માવલંબી સંતાનો પરાપૂર્વથીજ અદૃષ્ટવાદી હોવાથી અદૃષ્ટવાદમાં મારો વિશ્વાસ ન હોય, એ સર્વથા અસંભવનીય છે. ભારતવર્ષમાં અદૃષ્ટવાદ અથવા ભાગ્યવાદની સત્તા કેવી અને કેટલી પ્રબળ છે એનાં અનેક ઉદાહરણો વારંવાર આપણા જોવામાં આવ્યાં કરે છે." આ પ્રમાણેનું અનુકૂળ ઉત્તર આપીને આર્યાવર્ત્તમાં વ્યાપેલી અદૃષ્ટવાદની સત્તાને ઉદાહરણદ્વારા દર્શાવવાના આશયથી રણજિતસિંહ કહેવા લાગ્યો કે:

"એક ત્રયોદશવર્ષીયા બાળા એક સામુદ્રિક શાસ્ત્રવેત્તા પંડિતના હસ્તમાં પોતાનો હસ્ત આપીને પ્રથમ મન્દહાસ્ય કરે છે

અને ત્યાર પછી પંડિતના મુખને ગંભીર થયેલું જોઇને પોતાની માતાના મુખમંડળને સલજ્જ નયનોથી નિહાળતી એટલે કે જાણે નેત્રપલ્લવી ભાષાથીજ કાંઇ કહેવા ઇચ્છતી હોયની તેવા ભાવને દર્શાવતી મનમાં એવા ભાવને ધારણ કરે છે કે "મારા અર્ધસ્ફુટ મનની અપૂર્ણ આશા પૂર્ણ થશે ખરી કે? મારી ભગિની તથા સખીઓના મુખથી જેવા સુશીલ, સુંદર તથા મધુરભાષી વરની વાર્ત્તાઓ મારા સાંભળવામાં આવ્યાં કરે છે તેવોજ વર મને મળશે ખરો કે?" ત્રયોદશવર્ષીયા બાળાની બુદ્ધિનો પૂર્ણવિકાસ તો ભાગ્યેજ થયેલો હોય છે, અને તેથી તે પોતાની ભાવનાના ગૂઢ રહસ્યને સમજતી હોય કે ન સમજતી હોય; તથાપિ તેના આત્માના અન્તસ્તલમાં ઋષિયો દ્વારા આદિષ્ટ અદષ્ટવાદની સત્તા વ્યાપેલી તેની ભાવનાના યોગે સ્પષ્ટ દેખાઇ આવે છે. એજ પ્રમાણે એક વૃદ્ધ પુરૂષ કે જેને સંસારમાં વધારે દિવસ જીવવાની આશા હોતી નથી, જેનું મન સદૈવ ધનતૃષ્ણામાંજ સંલગ્ન રહ્યાં કરે છે, જેણે લોકોના હૃદયના રક્તને ચૂસીચૂસીનેજ ધનનો સંગ્રહ કરેલો છે અને જેના અત્યંત પરિશ્રમથી સંગ્રહેલા ધનને તેના સ્વેચ્છાચારી પુત્રો કાંકરાની પેઠે ઉડાવી રહ્યા છે; તે વૃદ્ધ પુરૂષ પણ પોતાની જન્મપત્રિકાને લઇને એકાદ જ્યોતિર્વિભૂષણ જોશી મહારાજ સમક્ષ હાથ જોડીને બેઠેલો દેખાય છે, તેનું કારણ શું હોવું જોઇએ વારૂ? કારણ એજ કે આટલા દિવસ તે કેવળ પોતાનેજ પોતાના ગૃહનો કર્તાધર્તા સમજતો હતો, પરંતુ હવે તેના મનમાં એવો વિશ્વાસ થઇ ગયો છે કે માનવીકર્ત્તાનો પણ કોઇ અન્ય કર્ત્તા છે અને તે કર્ત્તા અથવા સર્વેશ્વરે તેનાં પૂર્વ કર્મોનાં ફળ અનુસાર તેના ભાગ્યમાં જે કાંઇ પણ લખેલું હોય તેને જાણવાની તેના મનમાં પ્રબળ ઇચ્છા થઈ આવી છે. સારાંશ કે, તેના હૃદયમાં પણ આ ભયાનક અદષ્ટવાદ અથવા ભાગ્યવાદ ગૃહ કરીને બેઠેલો દૃષ્ટિગોચર થયા કરે છે અને તે અદષ્ટવાદની સત્તાજ તેનો હાથ ઝાલીને તેને જોશી મહારાજના ઘરમાં ખેંચી લાવી છે."

"આપ કહો છો કે ભારતીય સંતાનો પરાપૂર્વથી જ અદષ્ટવાદી છે, તો શું અન્ય સભ્ય દેશોના નિવાસીઓ અને અન્ય ધર્મના અનુયાયીઓ અદષ્ટવાદી નથી? જો તેઓ અદષ્ટવાદી ન હોય તો પછી અદષ્ટવાદની સર્વવ્યાપકતાની અસિદ્ધિ થતાં એકદેશીયતાની જ સિદ્ધિ થાય છે અને તેથી એકદેશીય માન્યતામાં વિશ્વાસ રાખવો કે કેમ એ એક વિચારણીય પ્રશ્ન છે." પોતે અદષ્ટવાદિની હોવા છતાં પણ સંશયની નિવૃત્તિ માટે વિરૂદ્ધ પક્ષને સ્વીકારીને અસ્ખાલિકાએ અદષ્ટવાદની સર્વત્ર વ્યાપકતાના સંબંધમાં શંકા દર્શાવી.

રણજિતસિંહ દૃઢ અદષ્ટવાદી હોવાથી અને એ વિષયનો તેણે યોગ્ય અભ્યાસ પણ કરેલો હોવાથી તે પોતાની પત્નીના સંશયનું નિવારણ કરતો શાન્તિથી કહેવા લાગ્યો કે: "યુરોપના વિદ્વાનો પણ દીર્ઘ

કાળથી અદૃષ્ટવાદમાં વિશ્વાસ રાખતા આવ્યા છે. ગ્રીક લોકોના તત્ત્વવેત્તા અને ગુરુદેવ સોક્રેટિસનો ભાગ્યવિધાનમાં સંપૂર્ણ વિશ્વાસ હતો; પ્રખ્યાત રોમન વીર સીઝર પણ ભાગ્યવાદી હતો તેમ જ કર્મવીર નેપોલિયન બોનાપાર્ટ પણ રણક્ષેત્રમાં કે રાજનૈતિક ક્ષેત્રમાં કેવળ ભાગ્યપર આધાર રાખીને જ અગ્રેસર થતો હતો. આ સર્વ ઘટનાઓથી એટલું તો સ્પષ્ટ જાણી શકાય છે કે અદૃષ્ટવાદ એક અત્યંત વિષમ સમસ્યા છે અને જ્ઞાનશીલ સૃષ્ટિનું એક અતિશય ગંભીર રહસ્ય છે. એક પક્ષમાં મનુષ્યની સ્વાધીનતા અથવા સ્વેચ્છાતંત્ર ગતિ અને અન્ય પક્ષમાં ભાગ્યનો અનિવાર્ય વિધિ; એ ઉભયનું દાર્શનિક સામંજય કેટલી સીમાપર્યન્ત કઠિન છે, એ તું વિચારશીલા હોવાથી સારી રીતે સમજી શકે તેમ છે. મનુષ્ય પ્રાણી જન્મ્યા પછી શું શું કરનાર છે અને પૂર્વકર્મોના અવશ્યંભાવિ ફળના યોગે તે કયારે કયારે કઇ કઇ અવસ્થામાં જઇ પડનાર છે, એ સર્વે જ્યારે અનાદિ કાળથી સાદ્યન્ત નિયત થયેલું હોય છે, તો પછી મનુષ્યના કર્મવિષયક સ્વાતંત્ર્ય તથા કર્મસૂત્રિત ઉત્તરદાયિત્વનો અર્થજ શો છે વારુ? એવી એક શંકા આ સ્થાનમાં ઉત્પન્ન થવાનો સંભવ છે; કિન્તુ આશ્ચર્ય તો એ છે કે એ કર્મસ્વાતંત્ર્ય તથા ઉત્તરદાયિત્વ હોવા છતાં પણ અદૃષ્ટ અથવા ભાગ્યની સત્તાનો સર્વથા અસ્વીકારતો નથીજ કરી શકાતો; કારણ કે, ઘણીક વાર એમ થતું અથવા બનતું આપણા જોવામાં આવ્યાં કરે છે. અમુક મનુષ્યની ઇચ્છા પૂર્વ દિશામાં જવાની હોવા છતાં અજ્ઞાત અવસ્થાચક્રના ભ્રમણમાં સપડાઇને તેને પશ્ચિમ દિશાના માર્ગને જ સ્વીકારવો પડે છે. હર્બર્ટ સ્પેન્સર તથા ક્રિસ્ટે આદિ પાશ્ચાત્ય દાર્શનિકો ભારતીય અદૃષ્ટવાદ અથવા નેપોલિયન બોનાપાર્ટના ભાગ્યતત્ત્વ–Destiny–ને અવિશ્વાસની દષ્ટિથી નિહાળતા હોવા છતાં તેમણે પોતે યુગયુગાન્તરથી થતી આવેલી ઉત્ક્રાન્તિ–Evolution તથા આવરણિક અવસ્થા–Environment–ની શાસક શક્તિનું જે વ્યાખ્યાથી નિરૂપણ કરેલું છે તે વ્યાખ્યામાં બહુધા અદૃષ્ટવાદનો પણ માર્મિકતાથી સમાવેશ થઇ જાય છે અને તેથી સંશયવાદીઓથી પણ એક નિશ્ચય પૂર્વક અદૃષ્ટવાદનો સર્વથા અસ્વીકાર તો નથીજ કરી શકાયો.”

“મારો અદૃષ્ટવાદની સત્યતાના સંબંધમાં જે કાંઈ સંશય હતો તે દૂર થયો છે અને અદૃષ્ટવાદ સત્ય હોવાથી વિધિના હસ્તથી લલાટમાં લખાયલા લેખને કોઇથી ફેરવી શકાય તેમ છે જ નહિ. એવો મારો દૃઢ નિશ્ચય થઇ ગયો છે. આપની પ્રખર બુદ્ધિમત્તા માટે હું આપને ધન્યવાદ આપું છું.” અમ્બાલિકાએ અદૃષ્ટવાદની સત્યતાને સ્વીકારીને પતિને ધન્યવાદ આપ્યો.

‘રેગ્યૂલેટર’ કલોકમાં ચારના ટકોરા થયા અને રણજિતસિંહ અગત્યના કાર્ય માટે પોતાની ગાડીમાં બેસીને બહાર ચાલ્યો ગયો. પતિના જવા પછી અમ્બાલિકા આત્મગત કહેવા લાગી કે: “પતિદેવ! આજે

અદૃષ્ટવાદની ચર્ચા મેં એવા આશયથી કરવા માંડી હતી કે જો આપ પોતાના અદ્વિતીય બુદ્ધિબળથી અદૃષ્ટવાદને અસત્ય સિદ્ધ કરી બતાવશો, તો અદૃષ્ટવાદમાંનો મારો વિશ્વાસ પણ ન્યૂન થતાં મારા હૃદયમાં જે ભયની સત્તા વ્યાપેલી છે તે પણ ઓછી થઇ જશે અને મારૂં જીવન આનંદને ભોગવી શકશે. પરંતુ આપે પણ અદૃષ્ટવાદને સત્યસિદ્ધ કરી બતાવ્યો છે અને તેથી સ્પષ્ટ જણાઇ આવે છે કે આપના ભાગ્યમાં લખાયલો અકાળ સ્વર્ગવાસ અને મારા ભાગ્યમાં નિર્માયલું અકાળ વૈધવ્ય સર્વથા અનિવાર્ય છે અને આપણાં ભાગ્યોમાં હવે દીર્ઘ આનંદના ઉપભોગનો યોગ લખાયલો જ નથી. આ મર્ત્યલોકના નિવાસીઓ પણ જો આટલી સીમા પર્યન્ત અદૃષ્ટવાદી છે તો પછી જે આત્માઓ અન્ય શરીરોને પ્રાપ્ત કરીને દેવધામના અધિકારી થયેલા છે અથવા તો અદ્યાપિ કર્મફળની પરીક્ષાને આધીન રહીને કોઇ કોઈ વાર પોતાનાં મર્ત્યલોકવાસી સ્વજનો તથા મિત્રોને પ્રતિજ્ઞાપાલન કિંવા પ્રેમ તથા આવશ્યકતાના કારણથી દર્શન દઇને આશ્ચર્યચકિત કરી નાંખે છે, તે પરલોકવાસી પવિત્ર આત્માઓ જો અદૃષ્ટવાદી હોય, તો તેમાં આશ્ચર્ય જેવું શું છે વારૂ? 'અંતમાં તો સર્વનું સંપૂર્ણ કલ્યાણ જ થવાનું છે;' એ મહાસત્યના ઉપાસક હોવા છતાં પણ પરલોકવાસી આત્માઓ ભાગ્યમાં વિશ્વાસ રાખે છે. આ ક્ષણિક સંસારમાં વસતાં મનુષ્યો પણ જ્યારે અન્ય મનુષ્યોની શુભાશુભ ભાવિ સ્થિતિને અલ્પસ્વલ્પ પરિમાણમાં જાણી શકે છે; તો પછી જે લોકો પરલોકવાસી થઇને જીવનની ગતિના વિધિના વિષયમાં અપેક્ષાકૃત અધિક જ્ઞાન ધરાવનારા હોય છે, તેઓ જો આ રહસ્યના અધિક જ્ઞાતા હોય, તો તેમાં અશક્યતા કિંવા અસંભવનીયતા જેવું કાંઇ પણ નથી; કારણ કે, સજીવન મનુષ્યો જે વસ્તુઓને પોતાનાં નેત્રોથી જોઇ નથી શકતાં, તે વસ્તુઓને તેઓ જોઈ શકે છે; જે ધ્વનિને સાંસારિકો પોતાનાં શ્રવણોથી સાંભળી નથી શકતાં, તે ધ્વનિને તેઓ અદૃશ્ય રૂપથી નિકટમાં રહીને સ્પષ્ટતાથી સાંભળી શકે છે; અને મર્ત્યલોકના જીવો જે ગૂઢ રહસ્યોના અંશ માત્રને પણ જાણી નથી શકતાં, તે ગૂઢ રહસ્યોને તેઓ સૂક્ષ્મ દૃષ્ટિની સહાયતાથી તત્કાળ અને તે પણ વળી સાદ્યોપાન્ત અથવા સાંગોપાંગ જાણી શકે છે. હવે એ તત્ત્વમાં મારો દૃઢ વિશ્વાસ બંધાતો જાય છે કે મનુષ્યોના પાર્થિવ જીવનનો પૂર્વાપર સમસ્ત ઇતિહાસ ઊર્ધ્વ જગત્‌માં ચિત્રપટ પ્રમાણે ચિત્રિત થતો રહે છે અને તે પટમાં જીવનના કર્મ અનુસાર જ્યારે પણ કોઇ નવીન રેખા ખેંચાય છે અથવા આલેખાય છે, ત્યારે તે નવીન રેખા આલોચનાનો વિષય થઇને આત્મીય જનોના હૃદયમાં આનંદ અથવા વિષાદને ઉત્પન્ન કરી દે છે. પરંતુ અલ્પજ્ઞ મનુષ્યો એ રહસ્યના અજ્ઞાનથી અથવા તો એ રહસ્યને જાણવા માટેના પ્રયત્નોના અભાવથી કોઇ વાર

અભિમાનના રંગથી રંગાઇને અન્ય જનોના હૃદયમાં ભયંકર દુઃખ ઉપજાવી દે છે; કોઇ વાર લોભ તથા તૃષ્ણાના દાસાનુદાસ બનીને અન્ય જનોના સર્વસ્વને હરી લે છે અને કેટલીક વાર પોતાના અમૂલ્ય પ્રાણોને પાશવિક પિપાસાના પ્રબળ પ્રવાહમાં વહેવડાવી દઇને કેટલાક કાળપર્યન્ત મનુષ્યત્વ સાથે છૂટા છેડા કરી બેસે છે! મનુષ્યનું હૃદય મનુષ્ય માત્રને વારંવાર એમ પૂછ્યાં કરે છે કે 'હજી તમો ક્યાં સુધી આવીને આવી અંધતામાં અટવાર્યાં કરશો?' પરંતુ અંધ મનુષ્ય અંધ જ રહે છે અને તેનું વિપરીત પરિણામ તેને પરલોકમાં ભોગવવું પડે છે. અદૃષ્ટની સત્તા અનિવાર્ય હોવાથી મારા પતિનું મરણ અને મારું વૈધવ્ય પણ અનિવાર્ય છે; પરંતુ મારા પુનર્લગ્નની ઘટના પણ અનિવાર્ય થશે કે શું? નહિ; હું પુનર્લગ્ન નથી જ કરવાની અને જો તેવો જ પ્રસંગ આવશે, તો હું આત્મહત્યા કરીશ અને જીવનનું બલિદાન આપીને પણ એ ઘટનાને થતી અટકાવીશ!"

અચાનક અમ્બાલિકાનાં શ્રવણોમાં કોઇ અદૃષ્ટ તથા અજ્ઞેય વ્યક્તિના મુખમાંથી નીકળતો ગંભીર ધ્વનિ આવીને અથડાયો. તે અદૃશ્ય વ્યક્તિએ કહ્યું કેઃ "અદૃષ્ટવાદમાં વિશ્વાસ રાખનારી અને ઈશ્વરના અસ્તિત્વને માનનારી અમ્બાલિકા! આત્મહત્યા અથવા જીવનબલિદાનના યોગે અનિવાર્ય અને અપરિવર્તનીય ભાગ્યનિર્મિત ઘટનાને અટકાવવાના નિશ્ચયપર આવીને પુનઃ સંશયવાદિની ન થા અને ઈશ્વરના નિયમોનું અપમાન તથા ઉલ્લંઘન ન કર; કારણ કે, ભાગ્યનિર્મિત ઘટનાને અટકાવવાનો એ ઉપાય નથી; એનો ઉપાય અન્ય છે અને તે તને પ્રથમથી જ બતાવાયલો છે. સાવધાન, સાવધાન અને સાવધાન!!!"

આ ધ્વનિ આત્મિક આનન્દસિંહનોજ હોવો જોઇએ એવો અમ્બાલિકાને ભાસ થયો; પરંતુ આ વેળાયે આનન્દસિંહની છાયામૂર્તિનો તેને સાક્ષાત્કાર ન થઇ શક્યો.

આ ઘટનાને લગભગ ચાર વર્ષ જેટલો દીર્ઘકાળ વીતી ગયો અને રણજિતસિંહનો વ્યાપારમાં દિવસાનુદિવસ ઉત્કર્ષ થતો રહેવાથી તે રૂપિયા પંદરથી વીસ લાખનો આસામી થઇ ગયો. રણજિતસિંહના નખમાં પણ કોઇ દિવસ રોગ દેખાયો નહોતો અને તેથી અમ્બાલિકાનો પુનઃ વિધિના લેખની સત્તામાં કેટલેક અંશે અવિશ્વાસ થવા લાગ્યો; પરંતુ વિધિની યોજના પ્રસંગની પ્રતીક્ષામાં હતી, એ રહસ્યને તે અજ્ઞ અબળા જાણી શકી નહિ.

ચાર વર્ષ અને બે માસ જેટલો અવધિ પૂરો થતાં એક દિવસ અચાનક વાર્તાલાપ કરતાં કરતાં રણજિતસિંહને પોતાની પ્રકૃતિ અસ્વસ્થ દેખાવા લાગી અને તેથી તે દિવસે તે ઓફિસમાં પણ ન ગયો. મધ્યાહ્ન પછી તેના શરીરમાં જ્વરનો વિકાર દેખાવા લાગ્યો અને ડોકટર આવી પહોંચે ત્યાં સુધીમાં તો જ્વરનું બળ એકસો ને પાંચ ડિગ્રીથી પણ વિશેષ થઇ જતાં તેનામાં સન્નિપાતનાં ચિન્હો પણ દૃષ્ટિગોચર થવા

લાગ્યાં. અમ્બાલિકાએ મુંબઇના સારામાં સારા અને કુશળ ચાર ડોકટરોને પોતાના પતિના ઉપચાર માટે રોકયા અને રણજિતસિંહ પાસે વારા ફરતી એકેક ડોકટરની હાજરી તો હોવીજ જોઇએ, એવા પ્રકારની વ્યવસ્થા કરી દીધી. તે પોતે પણ અષ્ટોપ્રહર રુગ્ણ પતિની સેવા શુશ્રૂષામાં નિમગ્ન રહેવા લાગી અને પતિના જીવનને રક્ષવાના મનુષ્યથી તથા ધનના બળથી જેટલા પણ પ્રયત્નો કરી શકાય તેટલા સર્વ પ્રયત્નો તેણે કર્યા; પરંતુ અદૃષ્ટના બળ સમક્ષ તે ક્ષુદ્ર અબળાનું તેમ જ જડ ધનનું કાંઇ પણ બળ ચાલી શકયું નહિ અને અંતે ચાર દિવસ પછી કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના સંજ્ઞાશૂન્ય અવસ્થામાં જ રણજિતસિંહનો પ્રાણપક્ષી શરીરરૂપ પિંજરમાંથી ઉડી ગયો; અમ્બાલિકાના સૌભાગ્ય સૂર્યનો અસ્ત થયો અને આનન્દસિંહની ભવિષ્યવાણી અનુસાર અદૃષ્ટ અથવા ભાગ્યની સત્તા સત્ય સિદ્ધ થતાં અમ્બાલિકાને અનિવાર્ય વૈધવ્યની પ્રાપ્તિ થઇ ચૂકી. હવે વળી પાછો અમ્બાલિકાના અંતઃકરણમાં આનન્દસિંહની છાયામૂર્ત્તિની ભવિષ્યવાણી તેમ જ અદૃષ્ટવાદની સત્યતામાં દૃઢતમ વિશ્વાસ બંધાઇ ગયો અને તેથી તે પોતાની મનોદેવતાને પૂછવા લાગી કેઃ—

"મારી પોતાની સત્ત્વપરીક્ષાનો પ્રસંગ તો હવે પછી જ આવવાનો છે અને તેથી હે ચંચલ તથા પ્રમાથિમન ! હવે જ તારે વિશેષ સાવધાન રહેવાનું છે એટલે હું કે તારાથી સંયમશીલતાના પાલનપૂર્વક દૃઢતાને ધારી શકાશે અને અંત પર્યન્ત આ સંસાર સરોવરમાં જળકમળવત્ સર્વથા અલિપ્ત તથા નિર્વિકાર રહી શકાશે ?"

મનોદેવતાએ ઉત્તર આપ્યું કેઃ "જો તારામાં વૈરાગ્ય તથા અભ્યાસની પ્રબળતા હશે, તો અવશ્ય તારાથી ચંચળ તથા પ્રમાથિ મનને પણ પોતાના અધિકારમાં રાખી શકાશે."

અમ્બાલિકાએ પ્રતિજ્ઞા કરી કેઃ "હું વૈરાગ્ય તથા અભ્યાસની પ્રબળતાને મેળવીશ અને મનોવિજયને પ્રાપ્ત કરીશ !"

---

## પ્રકરણ ૫ સું

## મનોવિકાર કે અદૃષ્ટાધિકાર ?

અમ્બાલિકા જો કે વિધવા હતી, તથાપિ અન્ય અસંખ્ય વિધવાઓ પ્રમાણે નિરાધાર તથા સાધનહીના વિધવા તો નહોતી જ; કારણ કે, તે પુત્રની માતા હોવાથી અને તેના પતિની સમસ્ત સંપત્તિ સ્વોપાર્જિત હોવાથી અત્યારે તો તે પ્રચુર ધનસંપત્તિની તેજ સર્વથા સ્વતંત્ર અને એકમાત્ર અધિકારિણી હતી. તે વિપન્ન હોવા છતાં પણ નગણ્ય નહોતી; કારણ કે, વિધવા થવા છતાં પણ તે પતિના ગૌરવાન્વિત નામથી ઓળખાતી હતી. અનાથા હોવા છતાં પણ તેની અવસ્થા એવી નહોતી કે તેના માટે કોઇ આધાર નજ હોય; કારણ કે, બે કન્યાઓ તથા એક પુત્ર તેના પ્રાણના આધાર હતાં. આવી રીતે સંપત્તિ

સુખ તથા સંતાનસુખની સંપૂર્ણ સ્વામિની હોવા છતાં પણ અમ્બાલિકા નિરંતર શોકમગ્ના તથા દુઃખિનીજ રહ્યાં કરતી હતી; કારણ કે, કેવળ પતિજ સ્ત્રીનો સર્વશ્રેષ્ઠ શૃંગાર તથા સર્વશ્રેષ્ઠ ધનભંડાર હોવાથી વિધવા નારી, યુવતી છતાં વૃદ્ધા, રૂપવતી હોવા છતાં વિરૂપા, તથા અપાર ધન સંપત્તિની સ્વામિની હોવા છતાં પણ દરિદ્રા હોય છે, એ ત્રિકાલાબાધ્ય સત્ય તત્ત્વને તે સારી રીતે જાણતી હતી. અમ્બાલિકાના પ્રાણોમાંથી પ્રેમ તથા સ્નેહનો સ્વાભાવિક ઉચ્છ્વાસ વારંવાર નીકળતો હતો; પરંતુ પ્રેમાસ્પદ પતિ પરલોકના અંધકારમાં તેમજ સ્નેહાસ્પદ સહોદરતુલ્ય બંધુ આનન્દસિંહ સૂક્ષ્મલોકના આવરણમાં છુપાઇ ગયેલા હોવાથી શોકાતુર તથા દુઃખવિહ્વલા વિધવા અમ્બાલિકાને સર્વત્ર અંધકાર અને અંધકારનોજ ભીષણ વિસ્તાર દેખાયાં કરતો હતો.

આપણી સ્વર્ગાદપિ ગરીયસી પવિત્રતમ ભારતભૂમિમાં ભારતીય ઋષિઓએ વિધવાઓ માટે સર્વ પ્રકારના ભોગવિલાસોનો પરિત્યાગ કરીને બ્રહ્મચર્યપૂર્વક ધાર્મિક જીવન વીતાડવાની વ્યવસ્થા કરેલી હોવાથી અને તે વ્યવસ્થાને અમ્બાલિકા સારી રીતે જાણતી હોવાથી વિધવા થયા પછી તે સંયમશીલતાથીજ જીવનને વીતાડવા લાગી હતી. તે નિરંતર શોકસૂચક શ્વેત વસ્ત્રોનેજ પરિધાન કરતી હતી; સુખસંભોગ તથા વિલાસવાસનાનો પોતાના હૃદયને સ્પર્શ થવા દેતી નહોતી તેમજ અન્ય સર્વ પ્રકારે એક સર્વથા દીના તથા દુઃખિની વિધવા પ્રમાણે પોતાની બે કન્યાઓ તથા પોતાના પુત્રને છાતી સરસાં ચાંપીને ક્યાંય પણ બહાર ન નીકળતાં ગૃહમાં રહીનેજ સમયને વીતાડી દેતી હતી. અમ્બાલિકા સુશિક્ષિતા તથા અનેક સભાઓ તેમજ સોસાયટીઓની સભ્યા–મેમ્બર હોવા છતાં વૈધવ્યની પ્રાપ્તિ થવા પછી કોઇ પણ સભા કે સોસાયટીમાં જવાનું પણ જ્યાં તેણે માંડી વાળ્યું હતું, ત્યાં પછી આમોદપ્રમોદના ઉત્સવો તેમજ ભોજનસમારંભોમાં જવાના વ્યવસાયને તો તે કેમ કરીને ચાલુ રાખી શકે વારૂ? અમ્બાલિકા આટલી સીમા પર્યંત સર્વસંગપરિત્યાગિની થઇ ગઇ હતી તેનું પ્રધાન કારણ એ હતું કે આનંદસિંહની છાયામૂર્ત્તિની ભવિષ્યવાણીનું સ્મરણ અષ્ટપ્રહર તેના અંતઃકરણમાં જાગ્રત રહ્યાં કરતું હતું; કારણ કે, છાયામૂર્ત્તિએ તેને એમ જણાવ્યું હતું કેઃ "જો તું ચિત્તસંયમ દ્વારા અન્ય પતિની પ્રિયતમા થવાના લોભને દબાવવાના કાર્યમાં સફળતા મેળવી શકીશ, તો અવશ્ય તારા ભાગ્યની ગતિ બદલાઇ જશે અને તારી સર્વ વિપત્તિઓનો વિલય થશે!" તે એટલી બધી સતર્કતા તથા સાવધતાથી રહેતી હતી કે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી તે કોઇની સાથે મળતી પણ નહોતી, પરપુરૂષ સાથે વાતચીત પણ કરતી નહોતી તેમજ કોઇ અન્ય પુરૂષને એકાગ્ર દૃષ્ટિથી જોતી સુદ્ધાં પણ નહોતી; કારણ કે, તેનો પુરૂષનાં નેત્રોમાં તેમજ પોતાના ચંચળ મનમાં લેશ

માત્ર પણ વિશ્વાસ નહોતો. તે ક્યાંય પણ જતી આવતી નહોતી. મુંબઇમાં આવ્યા પછી અમ્બાલિકાએ પોતાના પતિની આજ્ઞા તથા અનુમતિથીજ ઓજલ પડદામાં રહેવાની રાજપૂત રમણીઓની રૂઢિનો ત્યાગ કરી દીધો હતો; છતાં પણ વિધવા થયા પછી તેને બહુધા ઓજલ પડદામાં રહેતી જોઇને તેના સમાગમમાં આવેલાં સ્ત્રીપુરૂષોને તેના એ વર્ત્તનનું આશ્ચર્ય થાય, તો તે સ્વાભાવિકજ હતું. સારાંશ કે, અમ્બાલિકા આસક્તિઓના મધ્યમાં રહેવા છતાં અનાસક્ત હતી અને સંસારિણી હોવા છતાં એક આદર્શ સંન્યાસિની હતી, એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિનો સંભવ નથી. વિધવા થયા પછી અમ્બાલિકાને ગૃહના દ્વારમાંથી બહાર નીકળતી કોઇએ પણ કદાપિ જોઇ નહોતી. આવા કઠિન સંયમ તથા એકાન્તવાસમાં અમ્બાલિકાનાં વૈધવ્યનું પ્રથમ વર્ષ કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના વીતી ગયું અને સમસ્ત મુંબઇ નગરીમાં તેના ચિત્તસંયમ તથા વૈધવ્યવ્રતપાલનની પ્રત્યેક આર્યગૃહમાંનાં આર્યસંતાનોના મુખથી કેવળ પ્રશંસા અને પ્રશંસાજ સંભળાવા લાગી; તેના કીર્ત્તિકુસુમના સૌગંધ્યનો સર્વત્ર અનવરોધ વિસ્તાર થઇ ગયો.

અમ્બાલિકાના વૈધવ્યના પ્રથમ વર્ષની સમાપ્તિ પછી બનાવ એવો બન્યો કે મહાલક્ષ્મીના મંદિર પાસેના એક બંગલામાં બનારસ અથવા કાશીક્ષેત્રમાંથી એક પ્રૌઢ વયસ્ક મહાત્મા આવી લાગ્યો અને તેણે સંધ્યાસમયે પાંચથી સાત વાગ્યા સુધી નિત્ય બે કલાક મહાલક્ષ્મીના મંદિરમાં વેદાંતના પ્રવચનને સંભળાવવાના પારમાર્થિક વ્યવસાયનો આરંભ કરી દીધો. તે મહાત્મા સંસ્કૃત ભાષાનો અદ્વિતીય જ્ઞાતા, વેદાંતજ્ઞાનમાં નિષ્ણાત, મધુરભાષી તેમજ રૂપ તથા આકૃતિવડે પણ પ્રભાવશાળી હોવાથી અને ગહન વેદાન્તતત્ત્વોને અનેક પ્રકારનાં વ્યાવહારિક ઉદાહરણો દ્વારા મધુર હિંદી ભાષામાં સમજાવવાની તેની કુશળતા અદ્વિતીય હોવાથી જેમ જેમ તેની કીર્ત્તિનો જિજ્ઞાસુ જનસમુદાયમાં પ્રચાર થતો ગયો તેમ તેમ તેના પ્રવચનને સાંભળવા માટે આવતાં સ્ત્રીપુરૂષ શ્રોતૃજનોની સંખ્યા દિવસાનુદિવસ વધવા લાગી અને બે મહિનામાં તો તે સંખ્યા એટલી બધી વધી ગઇ કે પ્રવચનની વેળાએ મહાલક્ષ્મીના મંદિરમાં મોડાં આવનાર શ્રોતૃજનોને ઊભા રહેવાનું સ્થાન પણ ભાગ્યેજ મળી શકતું હતું. મહાલક્ષ્મીથી દીર્ઘ અંતરપરના મુંબઇના ભિન્ન ભિન્ન વિભાગોમાં તે મહાત્માની પ્રશંસા પહોંચી જાય અને મહાલક્ષ્મી નામક વિભાગની સીમામાં વસતી વિધવા અમ્બાલિકાનાં શ્રવણો પર્યન્ત તે મહાત્માની પ્રશંસા ન પહોંચી શકે, એમ થવું સર્વથા અશક્ય હતું; અર્થાત્ તે મહાત્માના આવ્યા પછી થોડા દિવસમાંજ તે મહાત્માની પ્રશંસા દાસદાસીઓના મુખથી અમ્બાલિકાના સાંભળવામાં આવી હતી અને તેથી તે મહાત્માના પ્રવચનના શ્રવણની ઇચ્છાનો તેના અંતઃકરણમાં પણ ઉદ્ભવ થયો હતો. છતાં

પણ તે પ્રવચન સાંભળવા માટે પણ ગૃહ માંથી બહાર નીકળવું કે ન નીકળવું એ પ્રશ્નના નિરાકરણમાં તેણે કેટલાક દિવસો વીતાડી દીધા; કારણ કે, તેની મનોદેવતા તેને એ પ્રવચનના શ્રવણ માટે પણ બહાર નીકળવાની વારંવાર 'ના' અને 'ના'જ પાડયા કરતી હતી. અંતે અમ્બાલિકાની મનોદેવતાની 'ના' કરતાં પ્રવચનના શ્રવણ માટેની તેની લાલસા પ્રબળતર થઇ ગઇ અને તેનું પરિણામ એ થયું કે ધર્મશિક્ષા તથા જ્ઞાનોપદેશદ્વારા આત્માની પવિત્રતાને પ્રાપ્ત કરી લેવાના ભદ્ર ઉદ્દેશથી વિધવા અમ્બાલિકાએ સંધ્યાસમયે તે મહાત્મા ના વેદાન્તપ્રવચનના શ્રવણ માટે મહાલક્ષ્મી ના મંદિરમાં જવાનો આરંભ કરી દીધો.

હાય રે! ભાગ્યવિધાનની ભયંકરતા! અમ્બાલિકાએ જે સ્થાનમાં કેવળ જ્ઞાનોપ દેશ દ્વારા આત્માની પવિત્રતાને મેળવવાની ભદ્ર ભાવનાથી પ્રવેશ કર્યો હતો, તે સ્થા નમાંજ તેના આત્માની અપવિત્રતા તથા તેના પોતાના સર્વનાશનો આરંભ થવા નો હતો, એ ભાવિના ભેદને તે જાણતી નહોતી. કારણ કે, વિધાતાના અનિવાર્ય તથા અપરિવર્તનીય કઠોરતમ લેખને એટલે કે ભાગ્યરેખાને મટાડી શકે એવું કોઇ પણ મનુષ્યમાં સામર્થ્ય નથી; તો પછી તે સા મર્થ્ય અમ્બાલિકા જેવી એક ચંચળા અ બળામાં કયાંથીજ હોઇ શકે વારૂ? ઘટના એવી ઘટી કે મહાત્માના પ્રવચનના શ્રવણ માટે જે અનેક શ્રોતૃજનો આવતાં હતાં તેમનામાંનો એક શ્રોતા એવો હતો કે જે જાતિનો રાજપૂત હતો, વયમાં તરૂણ હતો, રૂપમાં આકર્ષક તથા સુંદર હતો, વાણી માં મધુર હતો, બાહ્ય વર્ત્તનમાં સભ્ય હતો અને સુશિક્ષિત હતો; કિન્તુ સુંદર પુષ્પના ગર્ભમાં જેવી રીતે વિષાક્ત-ઝેરી- કીટનો નિવાસ હોય છે તેવી રીતે તેના હૃદયના ગર્ભમાં અત્યંત પ્રબળ પાશવ લાલસા તથા દુર્ગંધમયી ભોગપિપાસા છુ પાયલી હતી. એક દિવસ પ્રવચનનું શ્રવણ કરીને પાછી વળેલી અને ગૃહ પ્રતિ જવાને નીકળેલી અમ્બાલિકા તથા તે રાજપૂત યુવકની કોઇ એક અશુભ મુહૂર્ત્તમાં ચાર આંખો થઇ ગઇ અને તેમાં પણ તે સ ન્તાનવતી, ધનવતી તથા રૂપવતી વિધવાના વિષાદયુક્ત ઉદાસીન મુખમંડળમાં કોણ જાણે કેવા પ્રકારના વિલક્ષણ મોહથી તે યુવકનાં લાલસાકુલલોચનો એવાં તો દઢ તાથી સ્થિર થઇ ગયાં કે તેમની સ્થિરતા નો ભંગજ ન થયો. અમ્બાલિકાએ અંતે શિરને નીચું નમાવીને પોતાની દૃષ્ટિને અન્ય દિશામાં વાળી દીધી; પરંતુ એ દૃષ્ટિમિલન નું એટલું પરિણામ તો અવશ્ય થયુંજ કે આજે દીર્ઘકાળ પશ્ચાત્ અમ્બાલિકાના પાંડુવર્ણ થયેલા કપોલો-ગાલો-માં ક્ષણ માત્રને માટે રક્તિમા અથવા લાલિમાનો આવિર્ભાવ થયેલો દેખાયો; પરંતુ અમ્બા લિકાએ તે લાલિમાને પોતાના રૂમાલથી છુપાવી દીધી અને પોતાની આવી દુર્બળ તાને જોઇને લજ્જિત થતી તે ઝટપટ ઘેર જવાને ચાલતી થઇ ગઇ. આ સંસારમાં એવાં અસંખ્ય સ્ત્રીપુરૂષો અસ્તિત્વ ધરાવે

છે કે જેઓ કદાપિ એકલાં રહી શકતાંજ નથી; એવા સ્વભાવની સ્ત્રીઓને પુરૂષોના તથા એવા સ્વભાવના પુરૂષોને સ્ત્રીઓના સમાગમ તથા સહવાસ વિના પળ માત્ર પણ ચાલી શકતું નથી. અદષ્ટના ભયથી અમ્બાલિકા જો કે એકાંતવાસિની થઇ હતી; પરંતુ વસ્તુતઃ તે આવા સ્વભાવની સ્ત્રી હતી; કારણ કે, બાલ્યકાળથીજ તેનું હૃદય એકલાં રહેવા માટે અયોગ્ય તથા સ્નેહ લાલસાના યોગે અતિશય દુર્બળ થયેલું હતું. અમ્બાલિકાનું અંતઃકરણ ઉદારતા તથા મહત્તા વડે પરિપૂર્ણ હોવા છતાં પણ એવા પ્રકારનું હતું કે તેનાથી એક ક્ષણ તો શું પણ નિમેષ માત્રને માટે પ્રાપ્ત સ્થિતિમાં સંતુષ્ટ રહી શકાય તેમ હતુંજ નહિ. અસ્તુ: તે દિવસે સૂર્યાસ્ત પછી ગૃહ માં આવતાંની સાથેજ અમ્બાલિકાને તેના સ્વર્ગીય બંધુની છાયામૂર્ત્તિના મુખમાંથી સાંભળેલી ભવિષ્યવાણીનું સ્મરણ થઇ આવ્યું અને તેથી તેણે પોતાના મનમાં એવો સંકલ્પ કરી લીધો કેઃ “હવે હું પ્રવચન સાંભળવા માટે પણ ગૃહમાંથી બહાર નહિ નીકળું!”

પરંતુ કોઇ પણ એક સંકલ્પ કરી લેવો એ કાર્ય જેટલા પરિમાણમાં સહજ તથા સુખસાધ્ય છે તેટલાજ કિંબહુના તેથી પણ વિશેષ પરિમાણમાં તે સંકલ્પને સિદ્ધ કરી બતાવવાનું કાર્ય કઠિન તથા દુઃસાધ્ય છે અને તેથી તે દિવસ પછી અમ્બાલિકા અથવા આપણી કથાની સુંદરી વિધવા નાયિકા દિવસમાં દશ વાર નિત્ય એવા પ્રકારના સંકલ્પ કરતી હતી અને વળી પાછી તે સંકલ્પોને ભૂલી જતી હતી. તેના એ સંકલ્પની સિદ્ધિ થઇ શકી નહિ; કારણ કે મહા લક્ષ્મીના મંદિરમાં જવાના નિયમને અમ્બા લિકાથી તોડી ન શકાયો. અર્થાત્ મંદિરમાં જવા માટેનો તેનો નિયમ અખંડ રહેવા થી તે રાજપૂત યુવકનાં નેત્રો સાથે તેનાં નેત્રોનું નિત્ય સંમેલન થવા લાગ્યું અને તેના પરિણામે તેના પોતાના જાણવામાં ન આવી શકે તેવી રીતે તેનું ચંચળ ચિત્ત તે રાજપૂત યુવક પ્રતિ ધીમે ધીમે વિશેષ અને વિશેષ આકર્ષિત થવા લાગ્યું. અમ્બા લિકાએ પોતાના ધ્યાનમગ્ન વિશુદ્ધ હૃદયમાં દૃષ્ટિપાત કર્યો; તો ત્યાં તેને તે યૌવનશ્રીસંપન્ન પરંતુ કાળસર્પરૂપ રાજ પૂત યુવકનું મલિન પ્રતિબિમ્બ કોઇ એક ચોર પ્રમાણે સર્વત્ર વિચરતાં દૃષ્ટિગોચર થવા લાગ્યું. પોતાનું ચિત્ત આટલી સીમા પર્યન્ત પરવશ થવા છતાં પણ અમ્બા લિકા પોતાના મનઃસંયમને યથાશક્તિ રક્ષવાની પ્રાણપણાથી ચેષ્ટા કરવા લાગી પરંતુ તેની એ ચેષ્ટા પણ નિષ્ફળ નીવડી અને તે ધૂર્ત્ત શિરોમણિ રાજપૂત યુવકે તેની સાથે બોલવા જેટલો પરિચય કરી લઇને કોઇ કોઇ વાર તેના ગૃહમાં જવા આ વવાનો સંબંધ પણ બાંધી લીધો.

## પ્રકરણ ૫ મું–(ચાલુ)

## મનોવિકાર કે અદષ્ટાધિકાર?

તે રાજપૂત યુવકનું નામ યૌવનસિંહ હતું. યૌવનસિંહ નારીહૃદયની સબળતા તેમજ દુર્બળતાનો એક કુશળ પરીક્ષક

હોવાથી અમ્બાલિકાના હૃદયની દુર્બળતા પ્રથમ દૃષ્ટિસંમેલનના પ્રસંગેજ તેના ધ્યાનમાં આવી ગઇ હતી. એટલે હવે તેના ગૃહમાં જવા આવવાનો સંબંધ અને તેની સાથે એકાંતમાં બેસીને વાર્તાલાપ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં તે એવા પ્રત્યેક પ્રસંગે પ્રેમ તથા પ્રણયની ચર્ચા કરીને અમ્બાલિકાના દુર્બળ હૃદયને પ્રેમવિષના સિંચનથી વિશેષ દુર્બળ કરી નાંખવાનો અને પોતાના નીચ આશયને સિદ્ધ કરી લેવાનો સભ્ય ભાષા તથા સભ્ય વર્ત્તનપૂર્વક યથા સાધ્ય પ્રયત્ન કર્યા કરતો હતો. એક વાર પ્રેમના વિષયને ચર્ચતાં યૌવનસિંહે ગંભીર મુખમુદ્રા તથા ગંભીર વાણીથી અમ્બાલિકાને સંબોધીને કહ્યું કેઃ—

"આત્મા તથા પરમાત્મા અથવા જીવ તથા બ્રહ્મની એકતાની સિદ્ધિ વેદાન્તનો મુખ્ય આશય છે અને 'પ્રેમ' સદા સર્વદા એકતાનો ઉત્પાદક હોવાથી અદ્વૈતવાદની સદ્ધિનું જો કોઇ પણ પ્રબળ સાધન આ સંસારમાં હોય તો તે કેવળ પ્રેમ અને પ્રેમજ છે; કારણ કે, પ્રેમનું ગણિત અન્ય ગણિતશાસ્ત્રોથી સર્વથા ભિન્ન પ્રકારનું છે. અન્ય ગણિતના નિયમ અનુસાર એક અને એક મળીને બે થાય છે; પરંતુ પ્રેમના ગણિતમાં એક અને એકનો સરવાળો એકજ થાય છે; માત્ર એટલુંજ નહિ, પણ એમાં ગમે તેટલા અંકોને મેળવવામાં આવે, તો પણ તે સર્વ અંકોનો સરવાળો કેવળ 'એક'માંજ આવીને ઊભો રહે છે અને તેથી પ્રેમના ગણિતમાં 'એક' વિના બીજી કોઇ સંખ્યા છેજ નહિ અને તેનું કારણ એજ છે કે બહુતા અથવા ભિન્નતા કરતાં એકતા વિશેષ મહત્ત્વપૂર્ણ છે. પરમાત્મા એક છે અને તે સાક્ષાત્ પ્રેમસ્વરૂપ તથા પ્રેમમય હોવાથી એ પ્રેમજ પરમાત્માના સંતોષનું કારણ છે. સારાંશ કે, જે સ્ત્રીપુરુષો મન તથા શરીરથી પ્રેમની ઉપાસના નથી કરતાં તેઓ કદાપિ પરમાત્માની પ્રાપ્તિ પણ નથીજ કરી શકતાં!"

મહિનામાં આઠથી દશ વાર તો યૌવનસિંહ અમ્બાલિકા પાસે અવશ્ય આવતો હતો અને જ્યારે આવતો હતો ત્યારે આ વાજ પ્રકારની વાતો કર્યા કરતો હતો. નિરંતર આવા પ્રકારની ચર્ચા થતી રહેવાથી અમ્બાલિકાના માનસિક સંયમનો ધીમે ધીમે ભંગ થવા લાગ્યો હતો અને તેને પોતાની વૈરાગ્યભાવના વિપજ્જનક દેખાવા લાગી હતી. આવી રીતે લગભગ ત્રણ મહિના જેટલો સમય વીતી ગયો; વેદાંત પ્રવચનકાર મહાત્મા અન્યત્ર પ્રવાસ કરી ગયો અને તેથી મહાલક્ષ્મી જેવા દૂરના લત્તામાં આવવાનું કોઇ દશ્ય કારણ ન હોવાથી યૌવનસિંહ પણ અમ્બાલિકા પાસે આવતો બંધ થઇ ગયો. અમ્બાલિકા યૌવનસિંહના સૌન્દર્યદર્શન તથા મધુર ભાષણના શ્રવણની એવી તો મંત્રમુગ્ધ ઉપાસિકા થઇ ગઇ હતી કે તે પંદર દિવસ સુધી ન દેખાયો એટલે તેના મુખદર્શન તથા ભાષણશ્રવણ માટે તેનું ચંચળ મન અતિશય અધીર થવા લાગ્યું અને તેથી અમ્બાલિકાએ પોતાની એક

દાસી દ્વારા તેને એક વાર પોતા પાસે આવી જવા માટેનો સંદેશો કહાવી દીધો. અમ્બાલિકાના સન્દેશને માન આપીને યૌવનસિંહ જ્યારે રાત્રિના સમયમાં તેની પાસે આવ્યો ત્યારે અમ્બાલિકાએ તેને જે પ્રથમ પ્રશ્ન પૂછયો તે એ હતો કેઃ—

"કેમ યૌવનસિંહજી! આજે પંદર દિવસથી આપનાં દર્શન દુર્લભ થઇ પડયાં છે, તેનું કારણ શું છે વારૂ?"

"કારણ એજ કે મારાથી હવે પ્રેમની વેદના સહી શકાતી નથી અને તમારા મુખચન્દ્રના દર્શનથી મારી તે વેદના વધતી જાય છે એટલા માટેજ મેં તમારી પાસે આવવાનું માંડી વાળ્યું છે; માત્ર એટલુંજ નહિ, પણ મુંબઇને પણ સદાને માટે ત્યાગી જવાના દૃઢ નિશ્ચય પર હું આવી લાગ્યો છું. મારા હૃદયમાં જે આશાનો ઉદય થયો છે તે આશા કદાપિ પૂરી થવાની નથી અને તેથી હવે મરણ પર્યન્ત મારી પીડા શમવાની નથી." આ પ્રમાણેનું ઉત્તર આપીને યૌવનસિંહે નિરાશા સૂચક એક દીર્ઘ નિઃશ્વાસ પણ નાખી બતાવ્યો.

"નહિ, નહિઃ યૌવનસિંહજી! એમ કદાપિ ન કરશો; મુંબાઇને ત્યાગીને અન્યત્ર ન ચાલ્યા જશો, કારણ કે, ત્રણ ચાર દિવસે જ્યારે પણ આપ મારી પાસે આવો છો અને પોતાની મધુર વાણી સંભળાવો છો; ત્યારે મારા બળતા હૃદયને શીતલતાનો સ્પર્શ થાય છે અને મારા અશાંત હૃદયને કાંઈક શાંતિનો સાક્ષાત્કાર થતો દેખાય છે. આ કારણથી ત્રણ કે ચાર દિવસ જાય છે એટલે હું આપના દર્શનની આતુર અંતઃકરણ તથા આતુર નયનોથી પ્રતીક્ષા કરતી રહું છું. આજે પંદર દિવસથી આપનાં દર્શનનો લાભ ન મળવાથી છેલ્લા દશ બાર દિવસ મેં કેવી અને કેટલી અસ્વસ્થતામાં વીતાડયા છે, એ કેવળ હું પોતેજ જાણું છું. જો મારા સંદેશને માન આપીને આજે પણ આપ ન પધાર્યા હોત, તો નિરાશાના ભયાનક આઘાતથી કદાચિત્ મારા હૃદયનો ભંગ થઈ જાત, એવો સંપૂર્ણ સંભવ હતો. અસ્તુઃ પરંતુ મારા અંતઃકરણમાં આપના દર્શનથી આનંદ થાય છે અને મારા દર્શનથી આપની માનસિક વેદના વધતી જાય છે, એ જાણીને મારા મનમાં સખેદ આશ્ચર્ય થાય છે." અમ્બાલિકાએ નિષ્કપટ ભાવથી પોતાના હૃદયની અસ્વસ્થતાનું યથાર્થ શાબ્દિક ચિત્ર આલેખી બતાવ્યું.

પોતાના ગુપ્ત મનોભાવને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દેવાના યોગ્યતમ પ્રસંગને પોતાનાં નેત્રો સમક્ષ આવી ઉભેલો જોઇને ધૂર્ત્ત શિરોમણિ યૌવનસિંહ કૃત્રિમ ગંભીરતાને ધારીને કહેવા લાગ્યો કેઃ "અમ્બાલિકા! મેં જ્યારથી તમને જોયાં છે ત્યારથી તમારા માટે મારા પ્રેમશીલ મનમાં પ્રેમની ભયાનક જ્વાળા ઉદ્ભવેલી છે અને તમો પોતાના જીવનને વૈધવ્ય વ્રતના પાલનમાં તથા બ્રહ્મચર્યમાંજ વીતાડવાના નિશ્ચયપર આવેલાં હોવાથી

તમારી સાથે લગ્ન કરીને તમારા પ્રેમથી સુખી થવાની મારી આશા આ જન્મમાં તો પૂર્ણ થવાનો સંભવ છેજ નહિ; કારણ કે, એક સર્વસંગ પરિત્યાગિની પવિત્ર વિધવા સમક્ષ લગ્નના પ્રસ્તાવને રજુ કરવાનો મારો અધિકાર નથી. સારાંશ કે, તમારા પ્રેમ વિના મારા જીવનની શાંતિનો સંભવ ન હોવાથી અને તમારા પ્રેમની પ્રાપ્તિ અશક્ય હોવાથી મેં મારા મનમાં સૈનિકના વ્યવસાયને સ્વીકારીને અત્યારે અફ્ગાનીસ્તાનમાં અફ્ગાનો સાથેના અંગ્રેજ સરકારના ચાલતા યુદ્ધમાં જવાનો અને રણક્ષેત્રમાં પ્રાણોને વિસર્જિત કરવાનો દૃઢ નિશ્ચય કરી લીધો છે. અમ્બાલિકા ! આ જનો મેળાપ તે આપણો છેલ્લો મેળાપ હોવાથી મારે જણાવવુંજ જોઇએ કે મારૂં હૃદય સર્વથા અંધકારપૂર્ણ થયેલું છે; મારા જીવનની સમસ્ત શાંતિ તથા ભાવિ સુખવિષયક આશાઓનો અશાંતિ તથા નિરાશાના અંધકારમાં લોપ થયો છે અને મારી એ સમસ્ત વિપત્તિઓનું જો કોઇ પણ પ્રધાન કારણ હોય, તો તે પ્રેમની પ્રતિમા, સૌન્દર્યની સજીવન મૂર્ત્તિ, મર્ત્ય લોકની દેવી અને મારા હૃદયમાં અનિવાર્ય મોહને ઉપજાવનારી મનોહારિણી માયા અમ્બાલિકાજ છે !!"

અમ્બાલિકાએ અત્યાર સુધી તો બળાત્કારે પણ મનના સંયમ દ્વારા શારીરિક વિકારોને પણ પોતાના અધિકારમાં રાખ્યા હતા; પરંતુ અત્યારના પ્રસંગે તેની સ્વાભાવિક ચંચળતાનો વેગ અતિશય પ્રબળ થઇ જતાં તે પ્રેમના પ્રબળ પ્રવાહને હૃદયમાં દબાવી રાખીને આત્મસંવરણ કરી શકી નહી. અમ્બાલિકાના હૃદયનો સંકલ્પ વેગવતી નદીના તીરપ્રાન્તમાંના તરંગાહત વાલુકાસ્તૂપ પ્રમાણે એકાએક ધસી પડયો અને તેના સંકલ્પની દૃઢતા વસન્ત વાયુસ્પર્શિત કર્પૂર પ્રમાણે એકદમ ઉડી ગઇ ! અબળાના ચિરપરિચિત પરપ્રીતિકોમલ પ્રાણોએ પોતાના સ્વભાવનો પરિચય કરાવી દીધો. સારાંશ કે, દ્વિતીય વિવાહ અથવા પુનર્લગ્નનું પરિણામ ઘોર વિપત્તિ તથા નિશ્ચિય મૃત્યુ છે, એ વાર્ત્તાને જાણવા છતાં પણ દ્વિતીય પ્રણયના મોહથી મુગ્ધ થઇ એક અત્યંત અશુભ ઘટિકામાં અમ્બાલિકાએ યૌવનસિંહના લગ્નવિષયક અત્યંત અભદ્ર પ્રસ્તાવને આનન્દથી સ્વીકારી લીધો. એ પ્રેમમુગ્ધા યુવતી વિધવા રૂપજન્ય મોહ તથા કરૂણસ્નેહને પ્રણય જાણીને ઠગાઇ ગઇ અને બુદ્ધિની મંદતા તથા સારાસારના અવિવેકથી કુસુમવૃક્ષની ભ્રાંતિથી તેણે વિષવૃક્ષને પોતાના હૃદય સાથે લપટાવી લીધું.

કુલીન રાજપૂતોમાં પુનર્લગ્નની રૂઢિનો લેશમાત્ર પણ પ્રચાર ન હોવાથી પુનર્લગ્ન પ્રચારક સુધારકમંડળમાં ભળીને અમ્બાલિકાએ પુનર્લગ્નના પ્રચારમાંજ ભારતવર્ષના ઉત્કર્ષનો સાક્ષાત્કાર કરનારા સુધારક મહાત્માઓના આશ્રય તથા ધન્યવાદ સહિત યૌવનસિંહ સાથે ધામધૂમથી પુનર્લગ્ન કરી લીધું અને ત્યાર પછી તે પોતાના પૂર્વપતિના આગારમાંજ પોતાના નવીન પતિને રાખીને તેની પત્નીના અવ

તારમાં રહેવા લાગી. એક વાર અમ્બાલિકાની અત્યંત અનાસક્તિના સાક્ષાત્કારથી લોકો જેટલા પરિમાણમાં આશ્ચર્યચકિત થયા હતા તેથી અધિક પરિમાણમાં અમ્બાલિકાના પુનર્લગ્નની ઘટનાથી લોકો આશ્ચર્યચકિત થવા લાગ્યાં; કારણ કે, એ પુનર્લગ્નના સમાચાર બહુધા સુધારક પક્ષનાં સર્વ વર્ત્તમાનપત્રોમાં અતિશયોક્તિપૂર્વક પ્રકટ કરાયલા હતા અને તેથી એ વાર્ત્તા સર્વના જાણવામાં આવી ચૂકી હતી. અમ્બાલિકાની આ પુનર્લગ્નની પ્રવૃત્તિને સુધારકો 'મૉરલ કરૈજ્' એટલે કે નૈતિક બળ માનીને વખાણતા હતા અને સનાતન આર્યધર્મનાં અનુયાયિ સ્ત્રીપુરૂષો તેની એ પ્રવૃત્તિને એક પ્રકારનો વ્યભિચાર, એક પ્રકારની માનસિક તથા શારીરિક ભ્રષ્ટતા કિંવા નારી હૃદયની વિકારવશ દુર્બળતા માનીને તેની એ ચેષ્ટા પ્રતિ ઘૃણા પણ દર્શાવતાં હતાં અને તેની નિન્દા પણ કરતાં હતાં. ત્યારે શું એ અમ્બાલિકાનો મનોવિકાર હતો કે પછી તેના અદૃષ્ટનોજ અધિકાર હતો? આ એક વિચારણીય પ્રશ્ન હોવાથી એનો વિચાર આવશ્યક છે.

જો અમ્બાલિકાની એ પુનર્લગ્ન વિષયક પ્રવૃત્તિને કેવળ તેના અદૃષ્ટ કિંવા ભાગ્યનોજ અધિકાર માનવામાં આવે, તો પછી અમ્બાલિકાના સમસ્ત ઉત્તરદાયિત્વનો અંત આવી જતાં ચર્ચાનો કાંઇ પણ વિષય રહેતોજ નથી અને જો તેની એ પ્રવૃત્તિને તેના મલિન મનોવિકારના પરિણામ તરીકેજ સ્વીકારવામાં આવે, તો એ દોષના ઉત્તરદાયિત્વનો સર્વ ભાર તેનાજ મસ્તકપર આવી પડતાં અદૃષ્ટના અધિકાર જેવું કાંઇ પણ અવશિષ્ટ રહી શકતું નથી. પરંતુ આપણે તો અદૃષ્ટના અધિકારને પણ સ્વીકારવાનો છે અને મનોવિકારની મહત્તાને પણ સિદ્ધ કરવાની છે. અને તેથીજ આ પ્રશ્ન મહત્ત્વનો થઇ પડયો છે. અદૃષ્ટના અધિકારમાં તો બહુધા સર્વ દેશ તથા સર્વ ધર્મનાં અનુયાયિ જનોનો સંપૂર્ણ વિશ્વાસ છે. એટલે તેનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી; કારણ કે, અદૃષ્ટના અધિકારને સત્ય સિદ્ધ કરી બતાવનારાં ઉદાહરણો વિપુલ સંખ્યામાં આપણને મળી શકે છે: પરંતુ કર્મનો સ્વતંત્ર અધિકાર મનુષ્યના હસ્તમાં હોવાથી અ મનુષ્યના અદૃષ્ટ અથવા ભાગ્યની રચના તેનાં પૂર્વ કર્મો અનુસાર થતી હોવાથી એટલે કે અદૃષ્ટ, ભાગ્ય, પ્રારબ્ધ અને પ્રાક્તન આદિ મનુષ્યના પૂર્વજન્મનાં કર્મોનાંજ અન્ય નામો હોવાથી અર્થાત્ એ નામોમાંથી પૂર્વ કર્મોનોજ અર્થ નીકળતો હોવાથી-જો આ જન્મમાં મનુષ્ય મનોવિકારને વશ ન થતાં કેવળ ઉત્તમ કર્મમાંજ પ્રવૃત્ત થાય, તો બળાત્કારે તેના હસ્તથી અધર્મ કર્મ કરાવવાની ભાગ્યમાં લેશ માત્ર પણ શકિત નથી, અને તેટલા માટે ઉત્તમ કિંવા અધમ કર્મના ઉત્તરદાયિત્વનો ભાર સર્વથા મનુષ્યના શિરપરજ આવી પડતો હોવાથી જો આ પુનર્લગ્નરૂપ અધમ કર્મના પરિણામે અમ્બાલિકાને કાંઇ પણ અનિષ્ટ પરિણામ

ભોગવવું પડે, તો તેની ઉત્તરદાયિની તે પોતેજ રહેવી જોઇએ, એ તત્ત્વનો કોઇ પણ સનાતન આર્યધર્મનિષ્ઠ મનુષ્યથી અ સ્વીકાર કરી શકાય તેમ છેજ નહિ અને તેથી અમ્બાલિકાની આ પુનર્લગ્ન પ્રવૃત્તિને જો પ્રયત્ન કરવામાં આવે તો નિવારી શ કાય તેવા સૌમ્ય ભાગ્યાધિકારયુક્ત મલિન મનોવિકારના પરિણામ તરીકે સ્વીકારવી પડે છે અને તેથી તજ્જન્ય દુઃખોની ઉત્પા દિકા તથા ઉત્તરદાયિની પણ તેનેજ માનવી પડે છે. અસ્તુઃ હવે આપણે અમ્બાલિકાના એ પુનર્લગ્નના પરિણામનું નિરીક્ષણ કરીશું.

---

## પ્રકરણ ૬ ઠું

## સૌભાગ્યવતી કે દુર્ભાગ્યવતી ?

વૈધવ્યને ત્યાગી પુનર્લગ્નના યોગે નવીન સૌભાગ્યને પ્રાપ્ત કરીને અમ્બાલિકાએ યૌવ નસિંહના સંસર્ગથી જે પ્રેમજન્ય, અનુ કંપાજન્ય તથા રતિજન્ય સ્વર્ગીય આન ન્દના ઉપભોગની અનેક વિધ આશાઓને પોતાના સુખલોલુપ હૃદયમાં જન્મ આપ્યો હતો, તે તેની સર્વ આશાઓ જેમ જેમ વિશેષ દિવસો વીતવા લાગ્યા તેમ તેમ વિશેષ અને વિશેષ નિષ્ફળ થતી તેને દેખાવા લાગી. કારણ કે, યૌવનસિંહે અ મ્બાલિકાના પતિપદની પ્રાપ્તિ કરી લેતાંની સાથેજ મદિરાપાનની પરાકાષ્ઠા, અપવ્ય યિતા, પ્રેમહીનતા, નિષ્ઠુરતા તથા સ્વાર્થ પરાયણતા આદિ પોતાના પૈશાચિક દુર્ગુણો નો પૂર્ણ પરિચય તેને કરાવવા માંડયો હતો. અર્થાત્ તેનામાં બહુધા મનુષ્યના એક પણ ઉત્તમ લક્ષણ કિંવા ઉપકરણનું અસ્તિત્વ હ તુંજ નહિ. બુદ્ધિમતી અમ્બાલિકાએ પોતાના એ નૂતન પતિના ક્રૂર સ્વભાવનો સારી રીતે સાક્ષાત્કાર કરી લીધો અને તે તેના અનાચારો તથા અત્યાચારોથી એટલી બધી કંટાળી ગઇ કે તેને પ્રેમને બદલે ઘૃણા તથા તિર સ્કારની દૃષ્ટિથીજ જોવા લાગી; કારણ કે અમ્બાલિકા તેનામાં પોતાના પરસ્નેહ લાલાયિત હૃદયના અનુરોધથી અનન્ય પ્રેમ ભાવ રાખ્યાં કરતી હતી અને યૌવનસિંહ તેનામાં, તેને માત્ર એક ભોગ્યવસ્તુ તથા ધનપ્રાપ્તિનું સાધન જાણીનેજ, કૃત્રિમ પ્રેમ રાખતો હતો. પતિના આવા સ્વાર્થપૂર્ણ નિર્દય વ્યવહારના કારણથી અમ્બાલિકાના સરળ હૃદયમાં એક પ્રકારનો મહા દારુણ આઘાત થતાં તેની સ્વાભાવિક પ્રસન્નતાનો લોપ થઇ ગયો અને તે નિરંતર અનુતાપ ના અગ્નિમાં બળતી અશ્રુપાત કરવા લાગી. અંતે યૌવનસિંહના અત્યાચારોની માત્રા એટલી સીમા પર્યન્ત વધી ગઇ કે નિરુપાય થઇને અમ્બાલિકાને પતિથી ભિન્ન થવાનો અને ભિન્ન રહેવાનોજ નિશ્ચય કરવો પડયો અને તેણે પોતાના મનમાં એવો દૃઢ સંકલ્પ કરી લીધો કેઃ "હવે હું આવા હૃદયહીન તથા નિર્દય પતિના સમાગમમાં કદાપિ રહીશ નહિ; માત્ર એટલુંજ નહિ, પણ એ નરપશુ સાથે કદાપિ વાર્ત્તાલાપ પણ કરીશ નહિ!" પરંતુ અમ્બાલિકાનું સ્નેહશીલ ચંચળ ચિત્ત બે દિવસમાંજ વળી પાછું મોહમુગ્ધ તથા વિવશ થઇ ગયું

અને યૌવનસિંહની નમ્રતાપૂર્ણ પ્રાર્થનાઓથી પીગળી જતાં વળી પાછી તે પત્ની તરીકે તેની સાથે રહેવા લાગી.

નારીસ્વાતંત્ર્યના પક્ષકાર તથા પુરસ્કર્તા અનેક ભારતીય સંસારસુધારકોની વિશ્વાસપૂર્વક એવી માન્યતા છે કે યુરોપ વાસિની સ્વતંત્ર સુન્દરીઓ બહુધા સર્વ અવસ્થાઓમાં અત્યંત ભાગ્યવતી તથા સુખિની હોય છે અને તેથી ભારતવર્ષની સ્ત્રીઓને જ્યાંસુધી યુરોપની સ્ત્રીઓની સ્વતંત્રતા સમાન સ્વતંત્રતા આપવામાં નહી આવે, અથવા તો યુરોપની સ્વતાભિલાષિણી નારીઓ પ્રમાણે બળાત્કારે તે સ્વતંત્રતાને આર્યાવર્ત્તની રમણીઓ પ્રાપ્ત નહિ કરી લે; ત્યાંસુધી આર્યાવર્તવાસિની અજ્ઞ અબળાઓ નારીસ્વાતંત્ર્યમાં સમાયલાં અલૌકિક સુખોનો લેશ માત્ર પણ ઉપભોગ કરી શકે તેમ નથી અને સ્વાતંત્ર્ય વિના તેમની ઉન્નતિની આશા આકાશ કુસુમ સમાન છે. પરંતુ સુધારક મહાશયોની માન્યતા અનુસાર અમ્બાલિકા યુરોપીય યુવતીઓ પ્રમાણેજ એક સર્વથા સુશિક્ષિતા, ધનવતી તથા સ્વાધીના સુંદરી હોવા છતાં તેણે પોતાનું અર્ધ જીવન સંપૂર્ણ સન્માન તથા સુખશાંતિમાં વીતાડયા પછી પ્રૌઢ વયમાં પ્રણયના મોહમાં પડીને પોતાનાં ધન, માન તથા પ્રાણોને એક દુર્દાન્ત યુવકના હસ્તમાં સમર્પી દીધાં હતાં; પ્રેમવિહ્વલા પ્રમદા પ્રેમની પિપાસાથી આત્મવિસ્મૃતા થઈને અગાધ સાગરમાં કૂદી પડી હતી. પરંતુ ત્યાં તેને પ્રેમના મૂલ્ય તરીકે પાદાઘાતોને, ઉદારતાના બદલામાં અકથનીય અપમાનોને તથા અસહ્ય લાંછનાઓનેજ સહન કરવાના પ્રસંગો પ્રાપ્ત થયા હતા! માત્ર એટલુંજ નહિ, પણ અંતે અપાત્રના હસ્તમાં સમર્પાયલાં પ્રણય તથા જીવનનો અધિકાર પાછો પોતાના હસ્તમાં આવ્યા છતાં તે સ્વાધીના અભાગિની તે પ્રણય તથા જીવનને પોતાના અધિકારમાં રાખી શકી નહિ અને વળી પાછી અધોગતિની ગર્ત્તામાં પછડાઈ પડી! ત્યારે શું આજ સ્ત્રીજાતિની સ્વતંત્રતા છે? પોતાના મન તથા પોતાના શરીરપર જેનો લેશ માત્ર પણ સ્વતંત્ર અધિકાર નથી, તે વિકારાધીન વનિતા કદાપિ સ્વતંત્ર હોઈ શકે તેમ છે ખરૂં કે? નારીજાતિની આવા પ્રકારની સ્વતંત્રતા, સ્વાધીનતા અથવા નિરંકુશતા સદાસર્વદા આવા પ્રકારેજ અપમાનિત તથા લાંછિત થતી રહે છે અને તેથી એ સ્વતંત્રતા સાથે સરખાવતાં આર્યાવર્ત્તની આર્યવિધવાઓની કઠોર સંયમશીલતા તથા અંતઃપુરમાં નિરુદ્ધ થઈ રહેવાની મનાતી પરાધીનતા સહસ્રાવધિ વાર ઉત્તમ તથા ઇચ્છવા યોગ્ય છે, આવા પ્રકારની નિરંકુશ નારી સ્વતંત્રતા નારીજાતિ માટે અત્યંત વિઘાતિની હોવાથી પતિવ્રતા તથા પુત્રવત્સલા ભારતીય રમણીઓ જો અમ્બાલિકા જેવી સ્વેચ્છાચારિણી સ્વાધીના સુંદરીઓને પદભ્રષ્ટા તથા પતિતા પ્રમદા તરીકે માનતી હોય, તો તેમની તે માન્યતામાં પ્રમાદનો અંશ માત્ર પણ નથી, એમ આપણે સ્વી

કારવું જ પડે છે. યુરોપ તથા અમેરિકામાં તેમજ ભારતવર્ષના આધુનિક સુધારક સમાજમાં વિધવાવિવાહનાં શતાવધિ નહિ, કિન્તુ સહસ્રાવધિ વિકૃત તથા ભયાનક સજીવન ચિત્રો સમાજની દૃષ્ટિ સમક્ષ નિત્ય ઉપસ્થિત થતાં રહે છે અને નારીજાતિની આવી વિડમ્બનાઓનો તેમને નિરંતર સાક્ષાત્કાર થતો રહે છે; છતાં પણ આવા પ્રકારની વિઘાતિની સુધારણાઓથી સમાજ સુધારકોનાં મન શા કારણથી લેશ માત્ર પણ વિરક્ત તથા વિચલિત નથી થતાં, એ રહસ્ય સમજી શકાતું નથી.

અસ્તુ: એ નવીન સ્વામીના સંયોગથી અમ્બાલિકાને બે કન્યાઓ તથા એક પુત્ર મળીને ત્રણ સંતાનો થયાં. પરંતુ અમ્બાલિકાનાં નેત્રોમાંથી વહન કરતી અવિરલ અશ્રુધારાનો અવરોધ ન થયો. પુત્રને જન્મ આપ્યા પછી એક દિવસ અમ્બાલિકાએ પોતાના આયુષ્યનાં વર્ષોની ગણના કરીને મનોગત કહ્યું કે: "મારા આયુષ્યનું વિઘાતક સડતાળીસમું વર્ષ વીતી ગયું છે; આનન્દસિંહની ભવિષ્યવાણી અનુસાર મારો દેહાન્ત નથી થયો અને તેથી હવે એમજ માનવું જોઇએ કે અત્યારે તો મારા જીવનનું રક્ષણ થઇ ગયું છે!" આવી ભાવનાથી તે અનુતાપદગ્ધા અને દુઃખિની અમ્બાલિકાના દુઃખી પ્રાણોમાં આશાનો કાંઇક સંચાર થઇ ગયો અને તે આશાએ તેને કિંચિત્ આનન્દનો પણ અનુભવ કરાવ્યો. ત્યારે શું તેની એ ધારણા સત્ય હતી? આનન્દસિંહના પરલોકવાસી આત્માની ભવિષ્યવાણી મિથ્યા થઇ હતી? અને અમ્બાલિકા નામની એક ક્ષુદ્ર પક્ષિણી યમરાજરૂપ પારધીની ભયાનક જાળમાંથી સર્વથા છટકી ગઇ હતી? એ સર્વ પ્રશ્નોનું ઉત્તર હવે પછીનો કથાભાગ આપશે.

* * *

અમ્બાલિકાના છેલ્લા જન્મેલા પુત્રની અવસ્થા એક માસની થઇ હતી અને આજે અમ્બાલિકાનો જન્મદિવસ હતો. અંબા નામની એક બ્રાહ્મણી જૂનાગઢની નિવાસિની હતી, તે અમ્બાલિકાની સમવયસ્કા સ્ત્રી હતી અને તે સાથે તેની બાલ્ય સખી અથવા બાલ્ય સહચરી પણ હતી. એટલે તેને પણ અમ્બાલિકાએ પોતાનાં પરિચિત તથા સ્નેહી સંબંધી સ્ત્રીપુરુષો પ્રમાણે પોતાના જન્મદિવસના આનન્દોત્સવમાં ઉપસ્થિત થવા માટેનું નિમંત્રણ મોકલ્યું હતું અને તેથી અમ્બા તે નિમંત્રણને માન આપીને અમ્બાલિકાને અભિનન્દન આપવા માટે પોતે તો આવી હતી, પણ આગલા દિવસે જૂનાગઢથી મુંબઇમાં આવેલા સીતેર વર્ષના વયના પોતાના પિતાને પણ સાથે લેતી આવી હતી; કારણ કે, અમ્બાલિકાના જન્મદાતા દીન પિતાનો અમ્બાના પિતા સાથે એક પાડોશી તરીકેનો તેમજ એક મિત્ર તરીકેનો બહુજ સારો સ્નેહસંબંધ હતો અને તેથી અમ્બાલિકાને તેની અર્ભકાવસ્થામાં તે વૃદ્ધ બ્રાહ્મણે રમાડેલી હતી અને તેની જન્મપત્રિકા પણ દક્ષિણા લીધા વિનાજ કરી આપી હતી. તે વૃદ્ધ બ્રાહ્મણનું નામ

જયશંકર હતું અને અમ્બાલિકા જયશંકરને કાકા કહીને બોલાવતી હોવાથી જયશંકરના અચિન્ત્ય આગમનથી અમ્બાલિકાના અંતઃકરણમાં અતિશય આનન્દ થયો હતો. જયશંકરે અમ્બાલિકાને ઉદ્દેશીને કહ્યું કેઃ—

"પુત્રી ! આજે ઘણાં વર્ષો પછી તને જોઇને મારા હૃદયમાં અતિશય હર્ષ થાય છે. આ દ્વિતીય લગ્ન કર્યા પછી તું પાછી જૂનાગઢ આવી નથી અને તેથી આપણો મેળાપ થઈ શક્યો નથી. જુઓ તો ખરાં; હજી તો જાણે ગઈ કાલેજ હું તને અને મારી અમ્બાને ગોદમાં બેસાડીને રમાડતો હતો અને આજે મારી પુત્રી અમ્બાની અવસ્થા સડતાળીસ વર્ષની તથા તારી અવસ્થા છેંતાળીસ વર્ષની થઈ ગઈ છે; અમ્બાની અને તારી અવસ્થામાં માત્ર એકજ વર્ષનો ફેર છે. તને મારો આશીર્વાદ છે કે તું સો વર્ષની થાય અને સદા સર્વદા સુખિની રહ્યાં કરે !"

"પણ જયશંકર કાકા ! મારી અવસ્થાનાં વર્ષોની ગણનામાં તમારી ભૂલ થતી હોય એમ મને જણાય છે; કારણ કે, ગઈ કાલે મારા આયુષ્યના સડતાળીસમા વર્ષની સમાપ્તિ થતાં આજથી અડતાળીસમા વર્ષનો આરંભ થાય છે અને તેથી હું તથા અમ્બા બહેન સમાન વયનાંજ છીએ, એમ દેખાય છે; અમારી અવસ્થામાં એક વર્ષનો ફેર હોય એમ હું નથી ધારતી." અમ્બાલિકાએ જયશંકરની ભૂલને દર્શાવવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ વૃદ્ધ જયશંકરની સ્મરણશક્તિ અદ્યાપિ અતિશય તીવ્ર હોવાથી તે અમ્બાલિકાના વાદનો પ્રતિવાદ કરતો કહેવા લાગ્યો કેઃ "અમ્બાલિકા ! જો તું આજથી તારા આયુષ્યના અડતાળીસમા વર્ષનો આરંભ માનતી હોય તો એમ માનવામાં તારો પોતાનોજ પ્રમાદ થાય છે; કારણ કે, તારી જન્મપત્રિકા મારા હસ્તથીજ લખાયલી છે અને તેથી જે વર્ષમાં તારો જન્મ થયો હતો તે વર્ષ તેમજ માસ અને તિથિ આદિ અત્યારે પણ મારી જિહ્વાના અગ્ર ભાગમાં રમી રહ્યાં છે. તારી તે જન્મપત્રિકા તારાં માતાપિતાના મરણ પછી ક્યાંક ખોવાઇ ગયેલી હોવાથી અત્યારે તારી પાસે નથી, નહીં તો તે જન્મપત્રિકાથીજ હું તને સિદ્ધ કરી બતાવત કે ગઇ કાલે તારા આયુષ્યના છેંતાળીસમા વર્ષની સમાપ્તિ થતાં આજથી તારા આયુષ્યના સડતાળીસમા વર્ષનોજ આરંભ થાય છે અને મારી અમ્બા તારા કરતાં અવસ્થામાં એક વર્ષ મોટી છે." આમ કહીને જયશંકર શર્માએ અમ્બાલિકાના જન્મનાં વર્ષ, માસ, તિથિ તથા સમયને પણ દર્શાવી દીધાં અને તે સાંભળતાંની સાથેજ અમ્બાલિકાના મુખમંડળમાં નિરાશાજન્ય શ્યામતાની છટા દૃષ્ટિગોચર થવા લાગી.

અમ્બાલિકા કંપિત હૃદય, કંપિત શરીર તથા કંપિત સ્વરથી કહેવા લાગી કેઃ "શું ત્યારે ખરેખરજ આજે મારા આયુષ્યના સડતાળીસમા વર્ષનો પ્રથમ દિવસ છે?

જો એમજ હોય, તો આજનો દિવસ તે મારી જીવનયાત્રાનો અંતિમ દિવસ છે; કારણ કે, મારા મરણનું વોરંટ લખાઇ ગયેલું હોવાથી હવે હું આ સંસારમાં થોડા કલાકોનીજ મહેમાન છું. અસ્તુઃ જયશંકર કાકા! હવે આપ બીજા ઓરડામાં જઇને નીરાંતે બેસો; કારણ કે, મારા જીવનની ઘટિકાઓ ગણાઇ ચૂકી છે અને યમરાજના મુખમાં પડવા પૂર્વે મારે એક અત્યંત મહત્ત્વના કાર્યની વ્યવસ્થા કરી નાખવાની છે."

જયશંકર શર્મા તેમજ અન્ય નિમંત્રિત સ્ત્રીપુરૂષો અમ્બાલિકાની આ પ્રાર્થના સાંભળીને તત્કાળ બીજા ઓરડામાં જવાને ચાલતાં થયાં અને જયશંકર અમ્બાલિકાના અત્યારના ગંભીર ભાવ તથા અતિશય અધીર મુખમંડળને જોઇને બહુજ વિસ્મયાપન્ન થવા લાગ્યો.

સર્વ અતિથિઓ અન્ય કક્ષામાં ચાલ્યાં ગયાં, એટલે પછી અમ્બાલિકાએ પોતાના પ્રથમ પુત્ર સુંદરસિંહને—કે જેની અવસ્થા એ વેળાએ બાવીસ વર્ષની હતી—તેમજ પોતાની પ્રિય બાલ્યસખી અમ્બાને પોતાની પાસે બેસાડીને પોતાના જીવનની ભયંકર ગુપ્ત કથા આદિથી અંત પર્યંત વિસ્તારીને સંભળાવી દીધી અને તે કથાના શ્રવણથી સુંદરસિંહ તથા અમ્બા ઉભયનાં હૃદયોમાં વિસ્મય, ભય તથા દુઃખનો ભીષણ આઘાત થતો દેખાયો. તેમની આવી સ્થિતિને જોઇને અમ્બાલિકા તેમને આશ્વાસન આપતી વજ્રસમાન દૃઢ હૃદયથી કહેવા લાગી કેઃ

"અત્યારે હવે વિસ્મયચકિત, ભયભીત તેમજ દુઃખિત થવાની લેશ માત્ર પણ આવશ્યકતા નથી. જયશંકર કાકાના વચનથી મારો દૃઢ નિશ્ચય થઇ ગયો છે કે મારી અવસ્થા અડતાળીસ વર્ષની નથી થઇ; કિન્તુ આજે મારી અવસ્થાએ સડતાળીસમા વર્ષમાંજ પ્રવેશ કરેલો છે અને તેથી છાયામૂર્તિની ભવિષ્યવાણી અક્ષરશઃ સત્યસિદ્ધ થવાની છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. અર્થાત્ મારા જીવનની ઘટિકાઓ ગણાતી જાય છે અને મારા મરણની ઘટિકા નિકટમાં આવતી જાય છે. છતાં પણ મારા હૃદયમાં મૃત્યુની રંચ માત્ર પણ ભીતિ નથી. કારણ કે, હું મારા વિશ્વાસરૂપ જે અમૂલ્ય ધનને ખોઇ બેઠી હતી અને જે વિશ્વાસ વિના હું અતિશય વિડંબના તથા લાંછનામાં આવી પડી હતી તે વિશ્વાસધન અત્યારે મારા જીવનના અંતિમ મુહૂર્તમાં મને પાછું પ્રાપ્ત થઇ ગયું છે અને તેથી અત્યારે એ વિશ્વાસભક્તિના અમૃત મંત્ર દ્વારા હું મને પોતાને રક્ષાયલીજ માનું છું. મૃત્યુ માનવ જાતિનો પરમશત્રુ હોવા છતાં પણ મારા હૃદયમાં મૃત્યુનો લેશ માત્ર પણ ભય નથી; કારણ કે, મૃત્યુથી મારૂં કાંઇ પણ અનિષ્ટ કિંવા અકલ્યાણ કરી શકાય તેમ છેજ નહિ. હું હવે નિર્ભય અંતઃકરણથી આ નશ્વર દેહને સદાને માટે ત્યાગી દેવાને તૈયાર છું; પરંતુ દેહને ત્યાગી દેવા પૂર્વે

મારા કાંડા પરના એક વિશિષ્ટ ચિહ્નનો હું તમોને સાક્ષાત્કાર કરાવવા ઇચ્છું છું; કારણ કે, હવે એ ચિહ્નને ગુપ્ત રાખવાની આવશ્યકતા નથી. મારી પ્રિય બાલ્યસખી અમ્બા! મારૂં મરણ થયા પછી મારા કાંડા પરના આ કાળા પાટાને છોડીને તે ચિહ્નને તું અવશ્ય જોઇ લેજે અને એ ચિહ્નને જોવાની જો મારા સુન્દરની ઇચ્છા હોય તો એને પણ એ ચિહ્ન બતાવજે."

અમ્બાલિકાએ કેટલીક વાર સુધી મૌનનું અવલંબન કરી લીધું અને ત્યાર પછી તે પોતાના તરણ પુત્રને એકલાનેજ સંબોધીને કહેવા લાગી કે: "મારા પ્રાણોથી પણ પ્રિય પુત્ર! તારી જન્મદઃખિની, કુમાર્ગ ગામિની, ધર્મભ્રષ્ટા, નીતિભ્રષ્ટા તથા પતિતા જનની આજે આ સંસારમાંથી સદાને માટે વિદાય થાય છે અને તેથી તું મને એટલોજ આશીર્વાદ આપ કે જે આશીર્વાદના યોગે મારા આત્માને શાશ્વત શાન્તિનો લાભ મળે અને પરલોકમાં મારા આત્માની સદ્દ્ગતિ થાય; કારણ કે, હું તારી જન્મદાત્રી માતા હોવા છતાં પણ તારી અપરાધિની છું. મારો એક અન્ય અનુરોધ એ છે કે જો પોતાના સમસ્ત જીવનને સુખ તથા શાન્તિમાંજ વીતાડવાની તારી આકાંક્ષા હોય, તો તું મારા મરણ પછી સત્વરજ તારા પરલોકવાસી મામા આનન્દસિંહની દુહિતા શૃંગાર સુન્દરી સાથે લગ્નસંબંધ કરી લેજે."

"પરંતુ આનન્દસિંહની કન્યા શૃંગાર સુન્દરીનો લગ્નસંબંધ કોઇ એક ધનાઢ્ય જાગીરદાર રાજપૂત સાથે થવાની વાર્તા પાંચેક વર્ષ પૂર્વે મારા સાંભળવામાં આવી હતી. એટલે જો તેનો લગ્નસંબંધ થઇ ગયો હશે, તો મારાથી તેની સાથે શરીરસંબંધ કેવી રીતે કરી શકશે વારૂ!" અમ્બાલિકાના પુત્ર સુન્દરસિંહે એ લગ્નના સંબંધમાં એક શંકા દર્શાવીને પૂછ્યું.

અમ્બાલિકા તેના એ પ્રશ્નનું ઉત્તર આપવા જતી હતી એટલામાં બ્રાહ્મણી અમ્બા જ તેના એ પ્રશ્નનું ઉત્તર આપતી કહેવા લાગી કે: "ભાઇ સુન્દરસિંહ! ગઇ કાલેજ મારા પિતાશ્રીના મુખથી એવી વાર્તા મારા સાંભળવામાં આવી છે કે સ્વર્ગીય આનન્દસિંહની કુમારિકા શૃંગાર સુન્દરીના લગ્નસંબંધની વ્યવસ્થા થયેલી હતી અને તેના વાગ્દાનનો વિધિ પણ થઈ ગયો હતો. પરંતુ વાગ્દાનનો વિધિ થયા પછી તે જાગીરદાર રાજપૂતના શરીરમાં એક પ્રકારનો એવો અસાધ્ય રોગ ઉત્પન્ન થયો કે જો તે વર એ રોગમાંથી જીવતો જાગતો ઉઠે તો તે એક આશ્ચર્યજ કહેવાય. આ વિઘ્ન આવતાં તે જાગીરદાર જ્યાંસુધી રોગમુક્ત ન થાય ત્યાંસુધી લગ્નના કાર્યને મુલત્વી રાખવામાં આવ્યું. તે વરનો રોગ લંબાયો અને તેમાં સાડાપાંચ વર્ષ જેટલો દીર્ઘકાળ વહી ગયો; માત્ર એટલુંજ નહિ પણ અંતે આજથી પંદર દિવસની વાત પર તે વરનો સ્વર્ગવાસ થઇ ગયેલો હોવાથી શૃંગારસુન્દરી અવિવાહિતાજ રહી છે અને તેના માટે બીજા યોગ્ય વર સાથે પરણવાની અત્યારે અનિવાર્ય આવશ્યકતા

હલી થઇ છે; કારણ કે, અત્યારે તેની અવસ્થા લગભગ ચોવીસ વર્ષની થવા આવી છે અને તેથી તેને હવે વધારે દિવસ કુમારિકાની અવસ્થામાં રાખવી, એ તેની માતાને કોઇ પણ પ્રકારે યોગ્ય લાગતું નથી. અર્થાત્ જો આનન્દસિંહની વિધવા સમક્ષ ઉપસ્થિત થઇને તું શૃંગારસુન્દરી સાથે પરણવાની તારી ઇચ્છા દર્શાવીશ, તો તારા કરતાં અધિક ઉત્તમ અન્ય વર મળવો અશક્ય હોવાથી તારી ઇચ્છા તત્કાળ ફળીભૂત થશે અને આ શરીર સંબંધની તત્કાળ વ્યવસ્થા થઇ જશે, એવો મારો દૃઢ વિશ્વાસ છે.”

“આ સર્વ સમાચાર આનન્દસિંહની વિધવાએ મને એક પત્રમાં લખી મોકલ્યાં છે અને તેથીજ મેં સુન્દરને શૃંગારસુંદરી સાથે પરણવાની સૂચના આપેલી છે. વાગ્દાનનો વિધિ થવા છતાં પણ શૃંગાર સુંદરીના લગ્નનો યોગ ન આવી શક્યો અને તે અત્યાર સૂધી કુમારિકાજ રહી; એ ચમત્કારિક ઘટના પરલોકવાસી બંધુ આનન્દસિંહની ભવિષ્યવાણીની સિદ્ધિ માટેજ થયેલી હોયની! એવોજ મને ભાસ થયા કરે છે.” અંબાને અનુલક્ષીને આ પ્રમાણે બોલ્યા પછી અમ્બાલિકા સુંદર સિંહને સંબોધીને કહેવા લાગી કે: “પુત્ર સુંદરસિંહ! શૃંગારસુંદરી વયમાં તારા કરતાં બે વર્ષ મોટી છે; પરંતુ આપણી રાજપૂત જાતિમાં જો કન્યા કુલીન, રૂપ સુંદરી તથા સદ્‌ગુણવતી હોય, તો તે બે વર્ષ તો શું પણ વયમાં વર કરતાં પાંચ કે સાત વર્ષ મોટી હોય તો પણ તેની સાથે લગ્નસંબંધ કરવાની રૂઢિ બહુ દીર્ઘ કાળથી ચાલતી આવી છે એટલે આવી કુલીન, રૂપવતી, ગુણવતી તથા સુશિક્ષિતા અન્ય વધૂ મળી શકે તેમ ન હોવાથી તેના એ બે વર્ષના વિશેષ વયનો તારે વિચાર કરવાનો નથી. આ જાણે એક વિષયનો નિર્ણય થયો. એટલે હવે બીજી મારે એ પ્રાર્થના કરવાની છે કે આજથી તારા સ્વર્ગવાસી પિતાની સમસ્ત સ્થાવર તથા જંગમ સંપત્તિનો સ્વામી તું હોવાથી તારી બે ભગિનીઓના પાલનપોષણ તથા લગ્ન આદિની વ્યવસ્થા તો તું કરીશજ: પરંતુ તારા પિતાના પરલોકવાસ પછી અન્ય પતિવડે મને જે બે કન્યાઓ તથા એક પુત્ર મળીને ત્રણ સંતાનો થયાં છે તેમને પોતાનાં બંધુભગિની તરીકે કદાચિત્ તું ન સ્વીકારે, તો પણ અનાથ બાળકો તરીકે સ્વીકારીને તેમને કોઇ ભિન્ન સ્થાનમાં રાખી, પરમેશ્વરપ્રીત્યર્થ તેમના ભરણપોષણ તથા સંરક્ષણની વ્યવસ્થા કરી આપજે અને તારાથી આપી શકાય તેટલી સહાયતા તેમને આપતો રહેજે. મારા નર પિશાચ નવીન પતિનો મારા મરણ પશ્ચાત્ આ ગૃહમાં આવવાનો કિંવા સંપત્તિમાંથી ભાગ મેળવવાનો લેશ માત્ર પણ અધિકાર ન હોવાથી તેના અપવિત્ર પદસ્પર્શથી આ ગૃહની પવિત્ર ભૂમિને અપવિત્ર થવા દેવાની કશી પણ આવશ્યકતા નથી અને તેટલા માટે અત્યારેજ તે નરપિશાચને આ ગૃહમાંથી સદાને માટે વિદાય થઇ જવાની આજ્ઞા તું કોઈ પણ અનુચરદ્વારા સંભળાવી દેજે. બસ; હવે મારે વધારે કાંઇ

પણ કહેવાનું ન હોવાથી અને અત્યારે કિંચિત્ નિદ્રા લેવાનો મારો મનોભાવ હોવાથી, સુંદરસિંહ અને અમ્બા! તમો બન્ને બેઠકમાં જાઓ અને ત્યાં બેસીને આતુરતાથી મારા મૃત્યુના સમાચારની પ્રતીક્ષા કરતાં રહો!"

અમ્બાલિકાએ તીજોરીની ચાવીઓ સુંદરસિંહને સોંપી દીધી અને તે લઇને સુંદરસિંહ અમ્બા સાથે ત્યાં બેઠકમાં જવાને ચાલતો થઈ ગયો. જ્યાંથી અમ્બાલિકા નરપિશાચ યૌવનસિંહની પત્ની થઈ હતી ત્યારથી સુંદરસિંહ પોતાની બન્ને ભગિનીઓને સાથે લઇને ગૃહમાંથી નીકળી ગયો હતો અને પિતાની સંપત્તિમાંથી મહિને ચારસો રૂપિયાનો પગાર લઇને એક જૂદા બંગલામાં રહેતો હતો. આજે વર્ષો પછી તે પોતાના પિતાના ગૃહમાં આવ્યો હતો અને ત્યાં અચાનક આવી પરિસ્થિતિ થતાં બેઠકમાં આવીને તેણે પોતાની ભગિનીઓને બોલાવી લાવવા માટે એક દાસીને રવાના કરી દીધી. તે દાસીના જવા પછી યૌવનસિંહને ગૃહમાંથી કાઢી મૂકવામાં આવ્યો. તેમજ કેટલાંક નિમંત્રિત અતિથિઓને પણ જવા માટેની રજા આપાઈ ગઈ; કારણ કે, અમ્બાલિકાના જન્મદિવસનો ઉત્સવ તેના મૃત્યુના શોકમાં ફેરવાઈ જવાનો હોવાથી તેમને વિના કારણ રોકી રાખવાં, એ કોઈ પણ પ્રકારે યોગ્ય ન હોતું. બેઠકમાં સુંદરસિંહ, તેની બે ભગિનીઓ, અમ્બા, અમ્બાનો પિતા જયશંકર શર્મા, ત્રણ કે ચાર સ્ત્રીપુરુષ અતિથિઓ તથા બે દાસીઓ અને બે અનુચરો સ્તબ્ધ થઇને બેઠાં હતાં. અમ્બાલિકાનાં, યૌવનસિંહ સાથેના સંબંધથી ઉત્પન્ન થયેલાં બે પુત્રીઓ તથા એક પુત્ર મળીને ત્રણ સંતાનો એક બીજા ઓરડામાં એક દાસી સાથે બેઠાં હતાં અને રમતાં હતાં. લગભગ બે કલાક સુધી બંગલામાં શાન્તિનું સામ્રાજ્ય અવિચળ રહ્યું અને ત્યાર પછી અમ્બાલિકા પાસે તેના શયનમંદિરમાં બેઠેલી એક દાસીના રોદનનો શોકકારક ધ્વનિ સંભળાતાં તે શાન્તિનો ભંગ ગઈ ગયો. બેઠકમાં બેઠેલાં સર્વ સ્ત્રીપુરુષો અમ્બાલિકાના શયનગૃહમાં દોડી ગયાં અને ત્યાં પહોંચ્યા પછી તેમણે જોયું તો અમ્બાલિકાના પ્રાણ તેના શરીરમાંથી ક્યારનાય પ્રયાણ કરી ગયા હતા અને તેનું મૃત શરીર શય્યામાં પડેલું હતું. અમ્બાએ અમ્બાલિકાના કાંડાપરના પાટાને છોડીને કાંડાને જોતાં સ્વર્ગીય આનંદસિંહની છાયામૂર્ત્તિના હસ્તસ્પર્શનું ચિહ્ન સ્પષ્ટતાથી તેના જોવામાં આવ્યું અને તે ચિહ્ન તેણે સુંદરસિંહને પણ બતાવ્યું. અમ્બાલિકાના કાંડાની સઘળી પેશિયો સંકોચાયલી હતી અને શિરાઓ સૂકાયલી હતી.

અમ્બાલિકાના અકાળ તથા અચિન્ત્ય મરણની ઘટનાને છ માસનો કાળ વીત્યા પછી તેના પ્રથમ પુત્ર સુન્દરસિંહનો તેના મામા આનન્દસિંહની આત્મજા શૃંગારસુન્દરી સાથે લગ્નસંબંધ થઇ ગયો; કારણ કે, વૃદ્ધ બ્રાહ્મણ જયશંકરની મધ્યસ્થતાથી

વાગ્દાનનો વિધિ તો અમ્બાલિકાના નિધન પછી થોડા દિવસમાંજ થઇ ગયો હતો. લગ્ન થયા પછી શૃંગારસુન્દરી મુંબાઇમાં આવી અને પોતાના સ્વામી સાથે આનંદથી રહેવા લાગી. સુંદરસિંહ પોતાની બે ભગિનીઓ સહિત અત્યાર સુધી જે જૂદા બંગલામાં રહેતો હતો તે બંગલામાં તેણે પોતાની માતાનાં યૌવનસિંહ સાથેના પુનર્લગ્ન પછીનાં ત્રણ સંતાનોને રહેવા માટેનો પ્રબંધ કરી આપ્યો અને તેમને સંભાળવા તથા ઉછેરવાનું કાર્ય સારા પગારથી પોતાની માતાની પ્રૌઢા સખી બ્રાહ્મણી અમ્બાના હસ્તમાં સોંપી દીધું. અમ્બાના પતિની આર્થિક અવસ્થા સારી ન હોવાથી તેમજ અમ્બાલિકા માટે તેના હૃદયમાં સારી લાગણી હોવાથી અમ્બાલિકાનાં સંતાનોને સંભાળવાના કાર્યનો અમ્બાએ પોતાના પતિની અનુમતિ મેળવીને હર્ષપૂર્વક સ્વીકાર કરી લીધો. એક વર્ષમાંજ શૃંગાર સુન્દરીએ એક પુત્રને જન્મ આપ્યો અને સુન્દરસિંહ ચોવીસ વર્ષની અવસ્થામાં પિતૃપદનો અધિકારી થયો. સુન્દરસિંહ તેના સ્વર્ગીય પિતા રણજિતસિંહ જેવોજ ઉદ્યોગી, સાહસી, કાર્યકુશળ તથા ભાગ્યશાળી પુરુષ નીવડવાથી તેની સંપત્તિ તથા કીર્તિની દિવસાનુદિવસ વૃદ્ધિ થવા લાગી અને તેના સાંસારિક સુખોની પરિસીમા થઇ ગઇ. તેણે પોતાની મૃત માતાની આજ્ઞા અનુસાર પોતાની ભગિનીઓનાં લગ્ન કરાવી આપ્યાં. પછી યૌવનસિંહની પુત્રીઓનાં પણ યોગ્ય સમયે તેણે લગ્ન કરાવી દીધાં તેમજ યૌવનસિંહના પુત્રને પણ સુશિક્ષિત કરીને સારે રસ્તે ચડાવી દીધો. નરપિશાચ યૌવનસિંહે અમ્બાલિકાના હૃદયની 'હાય' ના ભયાનક અગ્નિને અનેક વાર પોતાના શિર પર વ્હોરી લીધેલો હોવાથી તે જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી અશાંતિના અગ્નિથી બળતોજ રહ્યો અને તેના હૃદયને નિમેષ માત્રને માટે પણ શાન્તિનો સાક્ષાત્કાર થઇ શક્યો નહિ. અમ્બાલિકાના મરણ પછી ચાર વર્ષનું અશાંત તથા દુઃખમય જીવન વીતાડીને અંતે અતિશય કંગાલ દશામાં એક ભયંકર રોગને આધીન થઇને હોસ્પિટલમાં તે મરી ગયો.

* * *

અમ્બાલિકાની જે ડાયરીમાં સ્વર્ગીય આનંદસિંહની છાયામૂર્ત્તિએ પોતાના હસ્તાક્ષરોથી પોતાનું નામ લખ્યું હતું તે ડાયરી અને અમ્બાલિકાના કાંડાપરનો કાળો પાટો એ બે વસ્તુઓ અમ્બાલિકાની સખી અમ્બા પાસે હતી અને અંબા સીત્તેર વર્ષનું આયુષ્ય ભોગવીને સ્વર્ગવાસીનિ થઇ ત્યાં સુધીના બાવીસ વર્ષના દીર્ઘ કાળમાં તેણે અનેક વાર અનેક સ્ત્રીઓ તથા પુરૂષો સમક્ષ પ્રસ્તુત કથાની સત્યતાનો પ્રતિજ્ઞાપૂર્વક પ્રકાશ કર્યો હતો. મુંબઇ તથા જૂનાગઢના જે પ્રખ્યાત પુરૂષોએ આ કથામાં વર્ણવાએલી ઘટનાઓના સંબંધમાં કેટલુંક આંદોલન કર્યું હતું તેમનામાંના અનેક પુરૂષો તો એવાજ હતા કે જેમણે અધ્યાત્મવિજ્ઞાનનું નામ માત્રજ સાંભળ્યું હતું એટલે કે તેમને અધ્યાત્મ

વિજ્ઞાનનો અનુભવ તો હતોજ નહિ; છતાં પણ તેઓ આ વૃત્તાન્તમાં અવિશ્વાસ કરી શક્યા નહોતા. જે લોકો શ્રદ્ધાળુ તથા આસ્તિક હતા તેમણે આ કથામાંની સમસ્ત ઘટનાઓને વિધાતાના હસ્તના લેખ રૂપ માનીને ભય તથા ભક્તિપૂર્વક પોતાનાં મસ્તકોને નીચાં નમાવ્યાં હતાં અને તેમની એવી માન્યતા થઇ હતી કે સ્વર્ગવાસિની અસ્બાલિકાના આત્માને પણ પરત્ર તથા ઉચ્ચતર ધામમાં અનેક શિક્ષામયી પરીક્ષાઓ પછી અવશ્ય અંતિમ મુક્તિ તથા ચિરંતન સુખશાન્તિનો લાભ મળેલો હોવો જ જોઇએ. અમારી પણ એજ માન્યતા છે.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# પ્રારબ્ધ કે પ્રયત્ન !

["ગુજરાતી પત્રમાં શ્રી કીશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળાનો "ગીતા મન્થન" વાળો લેખ ચાલુ છે. તે દરમ્યાન કેટલાક વાંચનારાઓએ તેમને એવા સવાલ પૂછ્યા હતા કે "પ્રારબ્ધ પહેલું કે કર્મ પહેલું"? તેનો એક ખુલાસો શ્રી કીશોરલાલે આપેલો છે. આ પ્રશ્ન દુનિયા આરંભથી સર્વે દેશમાં ચર્ચાયાં જાય છે, અને સૌ સૌ પોતપોતાની માન્યતા પ્રમાણે શાસ્ત્રીય ખુલાસો મેળવી તથા આપી સંતોષ માને છે, છતાં એથી કોઇના પણ મનનું સંપૂર્ણ સમાધાન થાય એવો ખુલાસો જ્ઞાન પ્રાપ્ત થયા વિના મળવો મુશ્કેલ છે. કારણ કે પ્રારબ્ધ અને કર્મનો સવાલ, બીજ અને વૃક્ષના જેવોજ છે. તે એક રથના બે ચક્ર જેવો પરસ્પરાશ્રયી છે. બંને વગર ચાલે નહિ.

આ સંબંધમાં મહેસાણાવાળા **સ્વ. કવિ છગનલાલ અમથારામ બ્રહ્મભટે** એક વાર એક વાર્તા કરેલી છે. એ વાર્તા તેમના શબ્દોમાં નીચે રજુ કરેલી. વાર્તા રમુજી છે, અને વ્યવહારમાં ઉદ્યમ અને પ્રારબ્ધનો નિવેડો ગ્રામવાસી જનો કેવી રીતે લાવે છે, તેનો આ એક સારો દાખલો છે. કવિ શામળભટ્ટે પણ આ વિષયમાં "ઉદ્યમ–કર્મ" (નસીબ) નામે સુંદર વાર્તા પણ રચી છે, તે પણ વાચકોએ અવશ્ય વાંચી જોવા જેવી છે. તંત્રી "ગુજરાતી"]

દોહાઃ—

કછુ સહાય ન ચલ સકે, હોનહારકે પાસ,
ભીષ્મ યુધિષ્ઠિરસે જહાં, ભો કુરૂવંશ વિનાસ.

પૂર્વે એક મોટા નગરમાં એક મનુષ્ય પોતાના ભાગ્ય ઉપર આધાર રાખતો હતો. તેણે ઘણા ઘણાયે ઉદ્યમો કર્યાં, પરંતુ તેનો એક પણ ઉદ્યમ સફળ થતો નહોતો. આથી તે દિન પ્રતિદિન પોતાના ભવિષ્યને માટે ચિન્તા કરતો વિચાર કરતો હતો, કે "અરે રે ! મેં એવાં શાં પાપો કર્યાં હશે, કે જેથી હું જે જે પ્રકારના ધંધા કરૂં છું, તે દરેક પ્રકારના ધંધામાં મારૂં ભાગ્ય મારાથી વિપરીતજ ચાલ્યાં કરે છે. અને હવે મારે આનો ઉપાય શો કરવો ? હવે તો મારી પાસે ઉદ્યમ કરવાનું તો શું, પરંતુ મારૂં ગુજરાન ચલાવવાનું સાધન પણ નહીં જેવું છે. એટલે નવીન ઉદ્યમ પણ હું કયા ધનના સાધનથી કરી શકું ? અને જો હવે હું કોઈ ઉદ્યમ આદરૂં અને તેમાં પણ નુકશાન થાય તો પછી મારે મારા કુટુંબની અત્યંત જરૂરી આજીવિકા શાથી ચલાવવી ?"

આ મનુષ્ય એક દિવસ આવીજ રીતે નગર બહારના એક શિવ મંદિરમાં બેઠો બેઠો વિચાર કરતો હતો, અને શંકર ભગવાનને પોતાના ઉપર કૃપા કરવા વિનવતો હતો. તેને ચિંતાતુર જોઇને મંદિરમાં રહેતા એક બાવાજી મહારાજે પૂછ્યું, કે "ભાઈ ! કેમ જાણે તમો બહુજ ભારી ચિંતામાં હોઈ કંઈ વિચાર કરતા હો, તેમ જણાઓ છો. એવી તે શી ચિંતા તમને પડી છે ?"

એટલે પેલા માણસે પોતાની વાત બીજા કોઇને નહીં જણાવવાના ઉદ્દેશથી ઉડાવી, અને કહેવા લાગ્યો કે, "મહારાજ ! હું કંઈ તેવા વિચારમાં નથી, હું તો માત્ર મહાદેવજીની પ્રાર્થનાજ કરતો હતો."

મહારાજે જાણ્યું કે આ માણસ કંઈ દુખીઓ જણાય છે. પરંતુ તે તેની વાત મને નહીં જણાવવાના ઉદ્દેશથી માત્ર વાત ઉડાવતો જણાય છે. આથી મહારાજ તેને ધીરજ આપતાં પૂછવા લાગ્યા કે "ભાઈ ! તમો તમારી જે હકિકત હોય તે મને સુખેથી કહો. તમારે કોઈ વાતની ચિંતા ન રાખવી કે તમારી વાત બહાર પડશે. તમારી જે વાત હશે તે ખાનગીજ રાખવામાં આવશે, અને જો બની શકશે તો તમને તેનો કંઈ ઉપાય પણ બતાવવામાં આવશે."

આવાં ધીરજનાં વચનથી આ માણસને પણ એમ લાગ્યું કે, જો હું આ મહારાજને મારા દુઃખની વાત કરીશ તો તે બહાર પડવાનો સંભવ નથી. પછી તેણે તમામ હકિકત તે મહારાજને કહી, અને વિશેષમાં જણાવ્યું કે "મહારાજ ! હું આપને એટલા સારૂજ વાત કહેતો નહોતો કે, કોઈ વિદ્વાને કહ્યું છે કે—

દોહાઃ—

જણ જનરો સુખ જોય, નાસત દુખ કહણો નહીં,
કાઢ ન દેવત કોય, રીરાયાં સૌં રાજીયા !

"પરંતુ મને આપનો પૂર્ણ ભરોંસો થયો કે, આપનાથી બનશે તો મને મદદ કરશો.

પરંતુ આપ મારા દુઃખને હસી કહાડશો નહીં અને તેથીજ મેં મારાં દુઃખનો ઇતિહાસ આપને કહી બતાવ્યો છે. હવે આપને યોગ્ય લાગે તો મને કંઇ ઉપાય બતાવો."

મહારાજને આ માણસની હકીકત સાંભળી બહુજ લાગણી થઇ આવી અને તેથી તેમણે પેલા દુઃખી માણસને કહ્યું કે: "ભાઇ ! ઉદ્યમ કરવાથી તને નુકશાન થયું એ તારૂં કહેવું હું માની શકતો નથી. કારણ કે ઉદ્યમ કરવાથી નુકશાન તને શી રીતે જાય ?"

પેલા માણસે મહારાજને ઉત્તર આપતાં જણાવ્યું કે, "મહારાજ ! ઉદ્યમવાળા તો ઘણાંય ફાંફાં મારતા જોવામાં આવે છે. જુઓને એક વેપારી લાભ મેળવવાની ઇચ્છાથી મોટો વેપાર ખેડે છે, પરંતુ તેનું પ્રારબ્ધ તેના વિરૂદ્ધમાં હોય છે, તેથી તેને લાભ તો કયાંઇ દેખાતો નથી. ઉલટું ઓચિંતુ નુકશાન આવી પહોંચે છે અને ઘરબાર વેચતાં પણ તે નુકશાનને પહોંચી શકાતું નથી. માટે મારૂં તો ચોક્કસજ માનવું છે કે, પ્રારબ્ધ આગળ ઉદ્યમ પાંગળો છે, કંઇજ કરી શકતો નથી."

મહારાજને આ માણસનું કહેવું સાંભળી કંઇક સાચું તો લાગ્યું, પરંતુ તેઓ તો સાચાજ સાધુ પુરૂષ હતા. સાધુ પુરૂષોનાં લક્ષણોનું વર્ણન જોતાં એક વિદ્વાન જણાવે છે કે માત્ર પરમારથ સારૂંજ તેમનો દેહ છે—

તરવર સરવર સંત જન, ચૌથો બરસે મેહ;
પરમારથકે કારણે, ચારોં ધારો દેહ.

તેથી તેમણે પોતાના ક્રોધને પોતાના મનમાં રાખી, પેલા દુઃખી માણસને ન ચીડાવતાં તેને ઉપદેશ કરવા લાગ્યા કે: "ભાઇ ! ધંધામાં કાંઇ કારણસરજ ખામી આવતી હશે, માટે તું પૂર્ણ વિચાર કરીને ધંધો કર."

આથી પેલા માણસે તેમને ઉત્તર આપ્યો કે "મહારાજ ! હું હવે તમામ ધંધા કરી ચૂકયો છું, તેથી કોઇ પણ ધંધા ઉપર મારો તો વિશ્વાસ રહેતો નથી, કે અમુક ધંધામાંથી મને ફાયદો થશે. છતાં પણ જ્યારે આપ મને તેવો ઉપદેશ આગ્રહ પૂર્વક કરો છો ત્યારે એવો કોઈ ધંધો પણ આપજ મને કંઇક બતાવો કે જે કરવાથી મને ફાયદો થાય."

મહારાજે કંઇક વિચાર કરીને તેને પૂછ્યું કે:"તમો ખેતીનો ધંધો પણ કરી ચૂકયા છો ?"

પેલા માણસે જવાબ આપ્યો કે: "નાજી. મારો તે એકજ ધંધો એવો છે કે જે મારા પંઝામાંથી છટકી જવામાં ફાવી શકયો છે."

મહારાજે કહ્યું કે "ઠીક, ત્યારે તમો તે ધંધો કરો. એમાંથી તમને જરૂર ફાયદો થશે. જુઓ એના માટે કોઇ વિદ્વાને કહ્યું છે કે, 'ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ઠ નોકરી" માટે મને ખાત્રી છે કે તમો તેમાંથી ફાયદો મેળવશોજ."

તેણે મહારાજને ઉત્તર આપ્યો કે, "મહારાજ ! ત્યારે વળી એનું કયાં મુહૂર્ત જોવા જવું છે ? આપ કહો છો ત્યારે અત્યારેજ બજારમાં જઇને બળદ ખરીદી લઉં છું અને આ ખેતીનો સમય છે માટે આવતી કાલથી હું તે ધંધાની શરૂઆત કરીશ."

મહારાજે તેને આશીર્વાદ આપ્યા, અને સાંજની આરતીના સમય પછી તે માણસ ઘેર ગયો.

તેણે ઘેર આવીને જમી રહ્યા બાદ પોતાની પત્નીને તમામ હકિકતથી વાકેફ કરી, અને બળદની ખરીદી કરવા ચાલ્યો. અને ગામમાં ફરીને બે સારા બળદ એણે લીધા. ઘરમાં જાુનું હળ વિગેરે ખેતીનાં સાધનો કાઢાના સમસનાં પડયાં હતાં તે કહાડયાં અને ઠીક કર્યાં.

પ્રાતઃકાળ થયો ત્યારે વહેલો જાગ્રત થઇ પોતાના હળને શણગારવા લાગ્યો. પાડોશીઓ આ તેનું કાર્ય જોઇ આશ્ચર્યમાં પડયા અને વાતો કરવા લાગ્યા કે "વળી આ ભાઇને આ શું સુઝયું છે? બધાં કામ કરી ચૂકયા અને ખેતીનું બાકી રહી જતું હતું તે વળી એ ધંધા ઉપર પડયા છે."

એટલે તેમનામાંથી એક માણસ બોલ્યો કે "ભાઇ! એના ઉપર વિધાતાની વક્ર દૃષ્ટિ છે માટે તેને કોઈ ધંધામાં ફાયદો થતો નથી. માટે ચાલો આપણે તેને કહી જોઇએ. જો તે આપણું માને અને આ ઉંધો ધંધો કરતો અટકે તો ઠીક."

આ ભાઇનું કહેવું સહુ સાંભળનારને ઠીક લાગ્યું, અને તેથી તેઓ આ નવા થતા ખેડુત પાસે ગયા અને તેને કહેવા લાગ્યા કે "ભાઈ! તમો જાણો છો કે તમારૂં પ્રારબ્ધ તમને કોઇ પણ ધંધામાં યારી આપતું નથી. પછી તમો આ ધંધામાં શા સારૂ પ્રેરાયા છો? તમને આ બુદ્ધિ કોણે આપી છે?"

પેલા દુખી માણસે એને જવાબ આપ્યો કે "ભાઇ! મને આ ધંધાની પ્રેરણા કરનાર એક સંત પુરૂષ છે અને તેના કહેવા ઉપર મને ભરોંસો થવાથી હું આ ધંધો આદરૂં છું."

લોકોએ તેને જણાવ્યું કે—"અમારા ધારવા મુજબ તો તમારે આ ધંધામાં પડવા સરખું નથી. માટે હાલમાં તો તમારે કેટલોક સમય સુધી ઈશ્વર ઉપર આધાર રાખી તેનું ભજન કરવું કે જેથી તમારાં પૂર્વ પાપોનો ક્ષય થશે, અને પછી ઇશ્વર તમને કોઇ સારા ધંધાની પ્રેરણા કરશે કે જેથી તમને સારો ફાયદો થશે. માટે હાલમાં તો અમારી ઇચ્છા એવી છે કે તમોએ આ ધંધો આદરવો નહી."

પેલા માણસે જવાબ આપતાં જણાવ્યું કે, "હવે, હું આ ધંધો કરી બેઠો છું માટે તે મૂકીશ નહી, કારણ કે શરૂ કરેલા કામને પડતું મૂકવું એ કાયર પુરૂષનું કામ છે.

જુઓ એક કવિએ કહ્યું છે કે.

બૈર પ્રીતિ કરબેકી મનમેં ન શંક,
રાજા રાવ દેખિકેં ન છાતી ધડ ધાકરી;
આપની ઉમંધકી નિબાહિબેકી ચાહજિને,
એકસે દિખાન તિન્હે બાઘ બૈર બાકરી.
"ઠાકુર" કહત મેં બિચાર કે બિચાર દેખ્યો,
યહે મરદાનનકી ટેક બાત આકરી.
ગહી જોન ગહી જોન છોડી તૌન છોડી દઇ.
કરી તૌન કરી બાત ના કરી સોના કરી,

માટે હવે મારાથી શરૂઆત કરેલું કામ છોડી શકાશે નહીં. હું જાણું છું કે આપ

સહુ મારા હિતૈષિ છો અને મારા ભલાના માટેજ આપ મને કહેવા આવ્યા છો, અને છતાં પણ સંત પુરૂષની આજ્ઞા થતાં હું આપનું કહેલું માની શકતો નથી. માટે આપ મને ક્ષમા કરો, અને આપ પણ આપના ધંધે લાગો."

લોકોને લાગ્યું કે આ આપણું કહેવું અત્યારે માનવાનો નથી; એતો ખત્તા ખાશે ત્યાજ સમજશે, આમ સમજી તેઓ પણ પોતપોતાના કામે લાગ્યા.

એ હકિકત તો નિશ્ચિતજ છે કે, "પંચ કહે છે તે પરમેશ્વરજ કહે છે અને કરે પણ છે." અને તે પરમાત્માની પ્રેરણા થીજ આ સહુ મનુષ્યો તેને કહેવા આવ્યા હતા, પરંતુ તેના કિસ્મતમાં વિપરીત ફળ વોહોરવાનું લખ્યું હતું તેથી તેણે તેમનું માન્યું નહીં. ખરેખર કહ્યું છે કેઃ—

મનુષ્ય ધારે કાંય, હરિ તેથી ઉલટું કરે;
મમતા તજે ન ત્હોય, મૂરખ અકલ ઉઘાડવા.

અને તેજ મુજબ આ બિચારો રંક માણસ પેલા કર્મવાદી સાધુ મહારાજની સલાહે ચઢી ખેતી કરવાના નિશ્ચયથી, હળ જોડીને પોતાના ખેતર તરફ ચાલ્યો.

જ્યારે આ માણસ હળ લઇને ખેતર નજદિક આવ્યો, ત્યારે સામેના ગામમાં એક ઉંટને હડકવા હાલ્યો હતો તેથી તે તોફાન કરતું નાસતું આવતું હતું. તે તેના હળ પાસે આવ્યું, અને બળદને કરડવા મોં લંબાવ્યું, પરંતુ તેનું મોં હળની ધોંસરી નીચે ભરાયું અને હળની નાડી(હળ તથા ધોંસરીને બાંધવાનું દોરડું આ ચામડાનું અથવા તો શણનું હોય છે તે)ની સાથે આંટી ભરાવાથી છૂટું પડી શક્યું નહીં, અને તેથી તે તો હળને લઇને નાસવાના ઉદ્યમમાં પડયું. પરંતુ બે બળદ બે બાજુએ જોડેલા હોવાથી તે એકાએક નાસી શક્યું નહીં તેથી એવો દેખાવ થયો કે "કુતરં ખેંચે ગામ ભણી અને કોહોલું ખીંચે શીમ ભણી." એમ ઉંટ લઇને એક બાજુ નાસવાનો ઉદ્યમ કરી રહ્યું હતું. અને આ બે બળદો બે બાજુ પોતાનો પ્રાણ બચાવ વાના વિચારથી નાસવાના ઉદ્યમમાં મંડયા હતા. છેવટે બળદોનાં જોતર (જેનાથી ધોંસરી સાથે બળદનાં ગળાં બાંધવામાં આવે છે ને બનતાં લગી આ ચામડાનાં હોય છે.) તુટ્યાં અને તેથી ઉંટ હળ લઇ નાસી ગયું, અને બે બળદો પણ બે જુદી જુદી દિશાઓમાં નાસી ગયા. આથી પેલો બિચારો નવો અને થતો ખેડૂત હાથમાંથી પરોણો ફેંકી દઈ લમણે હાથ મૂકી રૂદન કરવા લાગ્યો. હવે આ બિચારાને તો મહારાજના કહેવાથી ખેતીના ધંધામાં લાગ વાનો પશ્ચાત્તાપ થવા લાગ્યો, અને લોકોનું કહેવું ન માનવા બાબત પણ પોતાને ધિક્કારવા લાગ્યો. પછી તે મોટા ઘાંટાથી રૂદન કરવા લાગ્યો.

આ વખતે આ ખેતીના ધંધે લાગ વાની સલાહ આપનાર મહારાજ બહાર ફરવા ગયલા તે કોઇને દુઃખી જાણી, શેરતો સાંભળી તેની પાસે આવ્યા. જ્યારે તે નજીક આવ્યા ત્યારે તો તે મણે પોતાના ખેડુત સેવકને ઓળખ્યો અને તે તેને પૂછવા લાગ્યા કે "ભાઇ ! તમો

તો આજે સવારથી ખેતી કરવાનું કહેતા હતા તેના બદલામાં અહીં આવી પોકો મૂકી મૂકીને રડો છો શા સારૂ ? શું તમોએ ખેતી કરવાનું ઉચિત ન ધારતાં આમ પોકો મારી રડવાનુંજ ઉચિત ધાર્યું છે ?"

આ મહારાજનાં વચન સાંભળી, આ બિચારો નવો ખેડૂત તેમને કહેવા લાગ્યો કે "મહારાજ ! ખેતીનું ઉચિત ધારી હળ લઇ ખેતી કરવા સારૂ આવ્યો હતો, પરન્તુ વચ્ચેજ આફત આવી પડી, અને તેના પરિણામેજ આ રડવાનું આદરી બેઠો છું. મહારાજ ! મેં આપને નહોતું કહ્યું મારૂં પ્રારબ્ધ મ્હારી વિરૂદ્ધ છે. માટે મારો દરેકે ઉદ્યમ ઉંધોજ વળે છે. અને મારે નુકશાનીમાંજ ઉતરવું પડે છે, છતાં આપે મને ઉદ્યમ કરવા આગ્રહપૂર્વક ઉપદેશ કર્યો તેથી હું અત્યારમાં હળ જોડી આટલા છેટા સુધી આવ્યો. પરન્તુ સામેના ગામમાંથી એક હડકાયું ઊંટ આવ્યું તે હળ ઉપાડી નાસી ગયું, અને મારા બે બળદો પણ સટકી તે દિશામાં નાસી ગયા છે. આથી મને ઉદ્યમમાં ફાયદો થવાના બદલામાં, હું ઘરનું ગોપીચંદન પણ ગુમાવી બેઠો છું. અને તેથી આ એકાંત જગા જાણી કોઈ નહીં આવે એમ સમજી ધરાઇને રોવાના વિચારથી અહીં બેઠાં બેઠાં રોતો હતો ત્યાં આપનું પધારવું થયું છે."

મહારાજે તેને કહ્યું કે "ભાઇ ! એ તો એવાં કારણ પણ ધંધાના અંગે ઘણાં બને છે તેથી શું ઉદ્યમ ત્યજી દેવાય કે ?"

પેલા માણસે જણાવ્યું કે "તેનું પણ મુખ્ય કારણ પ્રારબ્ધજ છે. જો પ્રારબ્ધજ ઉદ્યમને પ્રતિકૂળ થાય તોજ તેવાં કારણો બધાં બની આવે છે. અને પ્રારબ્ધ અનુકૂળ હોય તો કારણો પણ બધાં અનુકૂળતા વાળાં બને છે."

મહારાજે જવાબ આપ્યો કે "ભાઇ ! જો તમામ વસ્તુ અને તમામ કાર્યો પ્રારબ્ધને વશજ થયાં કરે છે તો પછી માણસને ભોકતાપણું રહે છે, એમ માનવામાં પણ અડચણ આવશે. તો તો પછી તે સર્વ—સારૂં અને ભૂડું—ઇશ્વર આધીનજ થતું હોવાથી તેનું કરવા ભોગવવાપણું પણ ઈશ્વરનેજ રહેવાનું આપણે માનવું જોઇએ."

પેલા માણસે ઉત્તર આપ્યો કે "મહારાજ ! તેમ માનવું તે પણ મને તો ભૂલ ભરેલુંજ જણાય છે, કારણ કે ઇશ્વરે મનુષ્ય માત્રને બુદ્ધિ આપી છે. પછી તે બુદ્ધિનો સદુપયોગ અને દુરૂપયોગ કરવો, એ મનુષ્યોની પોતાનીજ મુનસફી ઉપર છે. અને તે પોતાની મરજી માફક તેનો ઉપયોગ કરવાને મુખત્યાર છે, પછી તેમાં ઇશ્વરને દોષ શા સારૂ આપવો જોઇએ, ઇશ્વરને દોષ આપનાર મનુષ્યનોજ તે દોષ છે કે તે ઇશ્વરને દોષ આપે છે,"

આ બંને જણની વાતચિત ચાલતી હતી તે અરસામાં સામેથી એક કવિરાજ આવતા હતા તે પણ આ બંનેની પાસે આવીને ઉભા રહ્યા, અને તેમના કાને આ બંને જણની વાતના કંઇક શબ્દો પડેલા હોવાથી તેમણે મહારાજને પૂછ્યું કે–

"મહારાજ, આપ બંને જણ શી વાત કરો છો?"

મહારાજે તમામ હકીકત આ કવિરાજને કહી પોતાનો અને નવા ખેડુતનો સ્વતંત્ર અભિપ્રાય પણ જણાવ્યા અને વિશેષમાં કવિરાજનો અભિપ્રાય જાણવા પણ માગ્યો.

એટલે કવિરાજે જણાવ્યું કે "મહારાજ! હું તો આપના મત સાથે મળી શકતો નથી, પરંતુ પ્રારબ્ધવાદી મનુષ્યનો મતજ મને તો ઠીક લાગે છે."

મહારાજે પૂછ્યું: "કવિરાજ! તેનું કંઇ કારણ જણાવી શકો છો કે?"

કવિરાજે કહ્યું: "મહારાજ! તેનું કારણ હું શું કહું? મારા પૂર્વે થઇ ગયલા ઘણા વિદ્વાનો એ સંબંધમાં બહુ કહી ગયા છે. જુઓ હું તમને તેવા કંઇક દાખલા આપું છું તે સાંભળો અને પછી આપને યોગ્ય લાગે તે નિશ્ચય ઉપર આપ આપવો.

શવૈયા:—

બંધુ બિરોધ કરૈ સગરો અગરો,
નિત હોત સુધારસ ચાષ્ટન;
મિત્ર કરૈ કરની રિપુકી ધરનીધર,
હોય ન ન્યાય નિપાટન.
'રામ' કહે વિષ હોત સુધાધર,
નારિ સારી પનિસોં ચિત ફાટત;
ભા બિધિના પ્રતિકૂલ જવૈ,
તબ ઉંટ ચઢે પર કૂકુર કાટત.

કવિત:—

મેધા હોત મૂઢર કલપતર થૂહર પરમહંશ,
ચૂહરકી હોત પરિ પાટીકો,
ભૂપતિ મગૈયા હોત ઠાઠ કામ ગૈયા હોત,
ગૈબર ચુઅન મહ ચેરો હોત ચાટીકો.
કહે 'શિવનાથ' કવિ પુન્ય કીને પાપ હોત,
બૈરી નિજ બાપ હોત સાંપ હોત સાટીકો.
સ્યાર સુત સેર હોત નિધન કુબેર હોત,
દિનનકે ફેરતેં સુમેર હોત માટીકો.
લિખ્યૌ જુલલાટ લેખ તામેં કહા મીન મેખ,
કરમકી રેખ દેખ ટારીકૂન ટરૈહૈ.
ચોપ કરી કાહૂ ચૂહે સાંપકો પિટારો કાટયો,
સો તો અનજાને પાને પનગકે પરૈ હૈ.
"કિશન" અનુધરા તેં ચલ્યો અહિ પેટ ભરી,
ઉદ્યમહિં કરત તુરત ચૂહા મરે હૈ.
દેખૌ કયૈં ન કરી કાહૂ હુન્નર હજાર નર,
વ્હે હે કછુ સોઈ જો વિધાના નાથ કરૈ હૈ,

"મહારાજ! આપજ મને જણાવો કે ઉંટ ઉપર ચઢેલા માણસને કૂતરું કરડવાનો લગાર પણ સંભવ માની શકાય તેમ છે કે? પરંતુ પ્રારબ્ધ પ્રતિકૂળ હોવાથી તેવા માણસને સારૂ તે પણ સંભવનીય બને છે. અને વળી કેટલાંક કાર્યો પ્રારબ્ધાધીન દિવસો ફરે છે ત્યારે બની જાય છે, અને દરેક સવળી બાજી તેના તરફ અવળીજ પડે છે. તેમજ એક બિચારા ઉંદરે ઉદ્યમ કરી પટારો કાપ્યો, અને સાપ તે પટારામાં બે ત્રણ દિવસથી ભૂખ્યોજ પડયો રહેલો હતો. છતાં તે વગર ઉદ્યમેજ પેલા ઉંદરનો આહાર કરી ચાલતો થયો. અને ઉદ્યમ કરનાર ઉંદર તે સર્પનો આહાર થઇ પડયો. શું આ બધા દાખલાઓથી પ્રારબ્ધ કરતાં ઉદ્યમ આપણે શ્રેષ્ઠ માની શકીએ તેમ છે કે? વળી બીજાં પણ કેટલાંક દૃષ્ટાન્તો હું તમને આપી શકું તેમ છું.

शशि दिवाकरयो ग्रहपीडनं,
गजभुजङ्गमयोऽरपि बन्धनम् ।
मतिमतां च विलोक्य दरिद्रतां
विधि रहो बलवानिति मे मतिः ॥
पत्रंनैव यदा करिरविटपे
दोषो वसन्तस्य किं ।
नो लूकोऽप्यवलोकते यदि दिवा
सूर्यस्य किं दूषणम् ।
धारा नैव पतन्ति चातकमुखे
मेघस्य किं दूषणम् ।
यत्पूर्वं विधिना ललाटलिखितं
तन्मार्जितं कः क्षमः ॥
नैवाकृति फलति नैव कुलं न शीलं ।
विद्यापि नैव न च यत्नकृतापि सेवा ।
भाग्यानि पूर्वं तपसा खलु संचितानि ।
काले फलन्ति पुरुषस्य यथैव वृक्षाः ॥
मज्ज त्वम्भसि यातु मेरुशिखरं शत्रूञ्जय-
त्याहवे ।
वाणिज्यं कृषिसेवनादि सकला विद्याः
कलाः शिक्षतु ।
आकाशं विपुलं प्रयातु खगवत्कृत्वा
प्रयत्नं परं ।
नाभाव्यं भवतीह कर्मवशतां भाव्यस्य
नाशः कुतः ॥
भीमं वनं भवति तस्य पुरं प्रधानं ।
सर्वो जनः सुजनतामुपयाति तस्य ।
कृत्स्ना च भूर्भवति सन्निधि रत्नपूर्णा ।
यस्याऽस्ति पूर्वसुकृतं विपुलं नरस्य ॥

"વળી કોઇએ એમ પણ કહેલું છે કે "હુન્નર કરો હજાર ભાગ્યબિન મિલે ન કોડી" વળી જુઓ કે "इत्युनकूले दैवे भजति निजं सत्वमेव धीरात्माम् । लक्ष्मी रभसा सिद्ध महामोहमन्त्रत्वम् ॥ "વળી કહ્યું છે કે" शुभं वाप्यशुभं कर्म फले कालमपेक्षते । शरद्येव फलत्याशु शालिर्न सुरभौ क्वचित् ॥ "વળી જુઓ" प्रयत्ने सदशे केचिदेवात्स्युः फलभागिनः । क्षीरोदमथना-देवैरमृतं प्राप्तिनासुरैः"

"મહારાજ! જો હું તમને આ સંબંધના દાખલા આપવાજ રોકાઇશ તો પછી મારો આખો દિવસ નકામો જશે માટે જેમ કહેવત છે કે "થોડું લખ્યું ઘણું કરી માનજો" તેમ આ થોડુંજ આપને કહ્યું છે, પરન્તુ આપ તેના ઉપર લાંબો વિચાર કરી યોગ્ય હોય તે કરજો, અને લોકોને આવા ઉંધા ધંધે ચડાવતા અટકજો."

કવિરાજ આટલું કહી એમનાથી છૂટા પડી ગયા અને પેલા મહારાજે પેલા નવા ખેડુતને કહ્યું કે "ભાઇ! તું પ્રારબ્ધવાદી હતો અને તારા મતમાં આ કવિરાજ આવી મળ્યા, એટલે હવે હું તારો મત ફેરવી શકીશ નહીં, માટે તને તારા હિતનો જે રસ્તો સૂઝે તેજ પ્રમાણે યોગ્ય રીતે તારી બુદ્ધિનો ઉપયોગ કરી વર્તજે."

આમ કહી મહારાજ પણ પોતાના મુકામ તરફ ચાલ્યા ગયા. પરંતુ પેલા ખેડુત ભાઈ તો શી રીતે ઘેર જાય તેમ હતું? તે તો બિચારો આ કવિરાજ અને મહા

રાજના થયા પછી પોતાના બળદની શોધમાં ગયો "અને ખાતર વાંસે દિવેલ" માફક બળદો કોઇના ખેતરમાં જઇને નુકશાન કરી આવ્યા હતા, તેથી તે ખેતરના માલિકોએ જુદાં જુદાં ગામોના ડબ્બામાં પૂરી દીધા હતા. ત્યાંની ભાળ મેળવી ડબ્બાના પૈસા ભરી બળદો લઈ આવ્યો. અને પાછો હળની શોધમાં નિકળ્યો તે થોડુંક ફર્યો ત્યાં જંગલમાં એક સ્થળે નાડી તૂટી જવાથી હળ ઊંટની ડોકેથી પડી ગયલું પડી રહ્યું હતું તે તેના હાથ લાગ્યું, તેથી માથા ઉપર ઉપાડી પોતાના ઘર તરફ ચાલ્યો.

રસ્તામાં ચાલતાં તેને વિચાર થવા લાગ્યો કે, "હાથથી ગયલી વસ્તુઓ પાછી મને થોડી મહેનતે હાથ લાગી કંઈ નુકશાન થયું નહીં, તેથી એમ જણાય છે કે હવે મને મારૂં પ્રારબ્ધ કદાચ યારી આપશે ખરૂં. જો પ્રારબ્ધ અત્યારે પણ મારા પ્રતિકૂળ હત તો મારા આ બે બળદો અને હળ હાથ લાગત નહીં." આવા વિચારમાં ને વિચારમાં ઘેર આવી ખેતી કરવાનો વિચાર તો તેણે છોડીજ દીધો.

બીજા દિવસે ગામના એક માણસનો બળદ મરી ગયો અને તેનું હળ અટક્યું, તેથી તેને બળદની જરૂર પડી આથી તે શોધતો શોધતો આવી પચાસ રૂપિયા નફાના આપી એક બળદ લઈ ગયો. આથી પેલા મનુષ્યને પ્રારબ્ધ અનુકૂળ હોવાની ખાત્રી થઈ, અને તેણે બીજા બળદમાં પણ તેજ મુજબ નફો મેળવ્યો. પછી તો ધીમે ધીમે ઈશ્વર ઉપર ભરોંસો રાખી, પ્રારબ્ધને અનુસાર જેવી બુદ્ધિ સૂઝે તે પ્રમાણે રોજગાર કરી નફો મેળવી સુખી બની ગયો.

પરંતુ તેણે તેની સમગ્ર જીંદગીમાં અનીતિનો વાયરો પણ ન લીધો, અને ઈશ્વર ઉપરનો ભરોંસો પણ ઓછો ન કર્યો. તે તો એમજ માનવા લાગ્યો કે મારા ભાગ્યને અનુસાર દુ:ખનો દસકો આવ્યો હતો તે ગયો અને હવે મને સુખનો દશકો પ્રાપ્ત થયો.

34119



# રસપૂર્ણ અને બોધપ્રદ વાર્તાઓ.

## તમારે દર અઠવાડીએ વાંચવી છે?

## વાંચવી હોય તો

તમે "ગુજરાતી" પત્રના ગ્રાહક આજે જ રૂ. ૬) ભરી થઇ જાઓ. દર રવીવારે પ્રભાતે રજાના દિવસે તમને નિયમિત રીતે સારી સારી વાતોનું વાંચન મળી શકશે. 'ગુજરાતી'માં દર અઠવાડીએ પ્રકટ થતી વાતો હોંશભેર અને ઉત્કંઠાથી વંચાય છે. આ વાર્તાઓનું વાંચન તમારૂં લવાજમ વસુલ કરશે.

'ગુજરાતી' પત્રમાં પ્રકટ થયેલી વાર્તાઓ:—

| | |
|---|---|
| એમ. એ. બનાકે કયોં મેરી મીટ્ટી ખરાબ કી? ... | રૂ. ૨) |
| વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ ... ... | રૂ. ૩) |
| સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન ... ... | રૂ. ૩) |
| ચુડેલનો વાંસો ભાગ ૧ લો અને ભાગ ૨ જો દરેક... | રૂ. ૩) |
| નવો જમાનો, અમૃત કે ઝેર ... ... ... | રૂ. ૪) |
| વિક્રમની ૨૦ મી સદી ભાગ ૧-૨ ... ... | રૂ. ૫) |
| અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ ... | રૂ. ૫) |

"ગુજરાતી" પત્રની ઓફીસ,

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ. કોટ-મુંબઈ ૧.

અરધી સદી ઉપરનું ગુજરાતી જનતાનું મુખપત્ર


મુંબઈ અને હિંદુસ્તાન માટે ટપાલ ખર્ચ સહિત લવાજમ રૂ. ૬.

# ગુજરાતી.

હિંદુસ્તાન બ આફ્રીકા મ લવાજમ રૂ. અથવા શીલીંગ

# THE GUJARATI.

VOL. I. BOMBAY: SUNDAY, 6TH JUNE 1880. NO. 1

પુસ્તક ૧ લું. મુંબઈ—રવીવાર, તારીખ ૬ ઠી જુન સને ૧૮૮૦. અંક ૧


## જાહેર ખબર.

આ પત્ર દર રવીવારની સહવારે પ્રગટ થાયછે.

આ પત્રની કીમત નીચે મુજબ ઠરાવીછે:—

લવાજમ અગાડીથી લેવામાં આવશે.

મુંબઈના ઘરાકો પાસે વરસના રૂ

માસના...............

માસના...............

છુટક નકલનો............ ૦ ૨ ૦

આફ્રીકાના ઘરાકો પાસે ટપાલ સાથે રૂ . લેવામાં આવશે.

## જાહેર ખબરનો ભાવ.

૧ થી આઠ લાઈનનો પેહેલીવારનો રૂ ૧ ૦ ૦

ફરીથી છપાવેતો...............

એક માસ સુધી એક કોલમની જાહેર ખબરના રૂ

## સુચના.

સઘળા મની આરડરો, ચેકો, કાગળો, હુંડી વગેરે ફોર્ટમાં ટેમ્પલ સીટ, નંબર ૨ વાળાં ઘરમાં છાપખાનાના પત્રમાં મેનેજર "ગુજરાતી"ના નામનાં મોકલવાં; અને પત્ર સંબંધી કાગળો એડીટર ઓગ એજ પરેસમાં મોકલવાં.

## અઠવાડીયાનું પંચાંગ.

સને ૧૮૮૦ ઈસવી. ૧૨૪૯ યઝદજરદી.

૧૨૯૭ હેજરી. સંવત ૧૯૩૬ વીક્રમાતજીત.

| વાર. | તારીખ. | પારસી રોજ. | હીંદુ તીથી. | માસ જુન, અંગરેજી, માહ ૯ મો: ઈહેનશાહી, પારસી, વઈશાખ તથા જેઠ માસ હીંદુનો. |
|---|---|---|---|---|
| રવી. | ૬ | ૨૧ | ૧૪ | |
| સોમ. | ૭ | ૨૨ | ૩૦ | |
| મંગળ. | ૮ | ૨૩ | ૧ | જેઠ માસ હીંદુનો |
| બુધ. | ૯ | ૨૪ | ૨ | માંદરાત |
| ગુર. | ૧૦ | ૨૫ | ૩ | |
| શુકર. | ૧૧ | ૨૬ | ૪ | ઈહેનશાહીઓનું અસીરૂહીહરનું જશન. |
| સની. | ૧૨ | ૨૭ | ૫ | પશ્તાતનો મેઘ ઉતરી જશે. |

## ગુજરાતી.

તા૦ ૬ ઠી જુન ૧૮૮૦ ને વાર રવેઉ.

"A Trinity there seems of principles,
Which represent and rule created life—
The love of self, our fellows, and our God."

### "ગુજરાતી"

### "THE Gujarati".

રીત અને રીવાજથી એવું જરૂરનું નક્કી થયલુંછે, કે કોઈ પણ વીદ્યામાં વરતન કરનાર પુરૂષ પોતાનો દખાવ દુનીયામાં પહેલ વહેલો બતાવે તેજ વખતે તેને શી શી મતલબ અને કેવા કેવા કારણસર બહાર પડવાની આવશ્યકતા છે તે જણાવવું જોઈએ; એટલે તે દુનીયાના વયવહારમાં કેવા પ્રકારે પોતાની વરધી કરવા માંગે છે, અગર, બીજા શબદોમાં, કેવા ધોરણપર તે ચાલવા માંગે છે, તેમ દુનીયા તેને કેવા આદરથી જોશે તે તેને બતાવવું જોઈએ. ખરેખર, આ સતયતા એટલી દુર લંબાયલીછે, કે જે માણસ એક પુસ્તક રચેછે, અથવા કંઈ ચોપાનયું બહાર પાડેછે, અથવા માસીક ગ્રંથ પ્રગટ કરેછે, તેને તે સઘલા સાથ પોતાને દુનીયાની રંગભુમીપર કેમ આમેન્ટ થવું તેનું પુરતું જ્ઞાન હોયછે તો, પોતાના પહેલા દખાવ સાયજ પોતાને માટે અડધી ફતેહ મેળવે છે; અને બહાર પડવા સાથ પ્રજામાં તે કેટલું વજન મેળવશે, અને ઉદાર દીલ પ્રજા તેને કેટલો આશ્રય આપશે, તે તુરત ધ્યાનમાં આવી જાયછે.

ગમે એમ હોય; અમે આવા પુરાતન રીવાજ ઉપર અમારી આંખ ઠંડી કબુલતથી ફેરવવા માંગતા હતા અથવા તેનાપર બેદરકાર રેહેવા ઈછતા હતા; કેમકે સાંપ્રતકાળના સુધારાના ને જમાનાના આગળ વધવાના હીમાયતીઓ પોતાની વીચાર કલ્પનાથી સાબીત કરેછે કે હીંદુસ્થાને અજ્ઞાનતા અને અરધ જંગલીપણાની સાંકળમાંથી છુટવા માંડયુંછે; અને હવે તેની પુર ચડતી થવા માંડીછે; જેને માટે હજુ અમેતો ઘણું શકમંદ છીએ અને જેની વાજબી સતયતાપર વીશવાસ રાખી શકતા નથી. અમે જોતા આવયા છીએ અને તેપરથી દરઢ થયા છીયે કે આ પુરાતન દેશ ઘણો લાંબો કાલે ઉથલપાથલ—નવું જુનું કરયુંછે, અને નીતી સંબંધી, ધરમ સંબંધી, સંસાર સંબંધી, રાજકીય સંબંધી, વેપાર વરધી સંબંધી, વીગેરે બાબતોમાં અંગરેજ પ્રજાના આવવાથી, તેઓની સત્તાના ચઢીયાતાપણાથી અને તેમના કારભારના રૂડા બંધનથી, કોઈપણ અચાનક ભયની જામીનગીરીથી, અથવા ગુપ્ત અમીરીઆદીક સત્તાના ભયના રક્ષણથી દુર રહીને, લાંબા વખતે, લાંબો વખત થયા ઘણું પ્રકારના ફેરફાર કરવા માંડયાછે. આ બાબતમાં ઘણું ઘણું મત ભેદ પડેલાછે; તોપણ પાછલા ગયલા વખત તરફ જોતા, સુરયના પ્રકાશમાં જે જે બનાવો બની ગયાછે, તે સાથ મુકાબલો કરતા, એક મજબુત ઠરાવ દરેકના મનમાં ઠસી બેઠોછે;

ગુજરાતીના પહેલ

પહેલા અંકના પહેલા પાનાનો નમુનો

ગુજરાતી પત્રની એ


...ન સર્કલ, કોટ, મુંબઈ ૧.

34119